




સંપાદક

કપિલરાય મ. મહેતા

સહતંત્રી, ગુજરાત સમાચાર



પ્રકાશક:

ગુજરાત પબ્લીશર્સ

રતનપોળ, અમદાવાદ



# પ્રાસ્તાવિક

જાહોજલાલી અને જર્જરિત દશા, ચડતી અને પડતીના અનેક તડકાછાંયા જોયા છતાં અમદાવાદ શહેર પોતાના પુરુષાર્થથી હંમેશાં જીવંત અને વિકાસશીલ રહ્યું છે. છેલ્લાં પોણોસો વર્ષમાં જ અમદાવાદનો પુરુષાર્થ એને અસાધારણ વિકાસને માર્ગે દોરી ગયો છે અને આજે અમદાવાદ ગુજરાતમાં જ નહિ પણ આખા મુંબઇ ઇલાકામાં અને હિંદમાં મહત્ત્વનું ઉદ્યોગકેન્દ્ર બની રહ્યું છે. હજી પણ એનો વિકાસ અટક્યો નથી અને બીજાં દસપંદર વર્ષમાં અમદાવાદની વસતી દસ લાખ ઉપર પહોંચે અને ઉદ્યોગ, વેપારધંધા, વિદ્યાવ્યાસંગ અને વહીવટીતંત્રના મુખ્ય કેન્દ્ર તરીકે એ મુંબઇની સરસાઇ કરતું થઇ જાય તો આશ્ચર્ય નથી.

છેલ્લા દાયકામાં પણ અમદાવાદ એટલું વિસ્તર્યું છે કે ૧૯૩૫–૩૬ના અમદાવાદથી પરિચિત વ્યક્તિને ૧૯૪૭–૪૮નું અમદાવાદ જુદું જ અને નવીન લાગે. દસ વર્ષમાં ત્રણ લાખથી વધુ વસતી વધી, વિસ્તાર વધ્યો, વેપારધંધા વધ્યા અને મહત્ત્વ પણ વધ્યું. આ વિકાસની તસવીર ઝડપવાનાં કેટલાંક સાધનોમાં આવો એક 'સર્વસંગ્રહ' પણ એક સાધન છે, અમદાવાદનો પરિચય આપનારું એક માધ્યમ છે, એવા ખ્યાલથી 'અમદાવાદ સર્વસંગ્રહ'ની યોજના થઈ છે. 'સર્વસંગ્રહ' નામ એટલું મહત્ત્વાકાંક્ષી છે કે આધુનિક અમદાવાદના ઘડતરની કથા અને અત્યારે જે છે તેની તસવીર સંપૂર્ણ રીતે રજૂ કર્યાનો સંતોષ મેળવવો સહેલો નથી. થયું છે તેથી ઘણું વધુ થઇ શકે તેમ છે તેનો મને ખ્યાલ છે, છતાં નિયત સમયમાં અને કાગળનિયમન હેઠળના મર્યાદિત કદમાં જેટલું બની શકે એટલાનો સમાવેશ કરીને અમદાવાદનો પરિચય આપવાનો પ્રયાસ કર્યો છે. શરૂઆતનાં લગભગ ૨૦૦ પાનાંમાં અમદાવાદના જીવનનાં વિવિધ પાસાંઓના ભૂતકાળનું વિહંગાવલોકન અને વર્તમાન પર દૃષ્ટિપાત થયો છે અને પછીનાં ૩૫૦ જેટલાં પાનાંમાં અમદાવાદના વેપારઉદ્યોગ, કેળવણી, નગરજીવન, જાહેરજીવન, તથા અન્ય પાસાં વિષે જરૂરી ગણાય એવી માહિતી એકત્ર કરીને મૂકવામાં આવી છે. અમદાવાદના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવી ગયેલી કે ભજવી રહેલી પ્રસિદ્ધ વ્યક્તિઓનો અંગત પરિચય પણ આમાં આપી શકાય તો સારું એવી મારી ઇચ્છાને હિંદ સરકારે આ ગ્રંથ માટે આપેલી ખાસ પરવાનગીમા નિર્દેશેલી કાગળના વપરાશની મર્યાદાએ પરિપૂર્ણ થવા દીધી નથી.

માહિતીઓ એકત્ર કરતાં અનુભવાયેલી આંકડા અને જૂની માહિતીની ઉપલબ્ધતા અને ચોકસાઇની ઊણપની નોંધ, મને લાગે છે કે, અમદાવાદના નાગરિકોનું એના મહત્ત્વ વિષે ધ્યાન ખેંચવા ખાતર પણ લેવી જોઇએ. અમદાવાદના ધીકતા મિલઉદ્યોગને પાંચ–છ વર્ષમાં તો શતાબ્દિ ઊજવવાનો સમય આવશે ત્યારે તેની પાસે પ્રથમ મિલના સમયથી માંડીને આજ સુધીની આંકડાવાર તેમ જ પ્રગતિના નોંધપાત્ર તબક્કાની સ્વચ્છ તસવીર રજૂ કરતી વિગતો નહિ હોય તો એ મોટી ઊણપ ગણાશે.

અમદાવાદની નસેનસમાં વેપારઉદ્યોગ વહે છે, તો એના વેપારઉદ્યોગના પ્રમાણભૂત ઇતિહાસ અને આંકડા માટે મોટાં વેપારીમંડળો અને મિલમાલિક મંડળે અથવા દીર્ઘદૃષ્ટિવાળા ઉદ્યોગપતિઓએ વ્યક્તિગત રીતે અભ્યાસીઓને સગવડ કરી આપી બની શકે તેટલી વધુ માહિતી એકત્ર કરાવવી જોઇએ. અમદાવાદ વિકાસશીલ છે અને સ્વાધીન હિંદના ભાવિ ગુજરાત પ્રાંતના પાટનગર તરીકે એની સામે વિશાળ અને ઉજ્જવળ ભાવિ રહેલું છે તેથી મૂલ્યવાન તવારીખી ગ્રંથ અને ભાવિ પેઢીઓનું પ્રેરણાસ્થાન બની રહે તેવો અમદાવાદ વિષેનો સંપૂર્ણ 'સર્વસંગ્રહ' રચાવો જરૂરી લાગે છે. અમદાવાદનો પરિચય બહારની દુનિયાને સાચી રીતે કરાવવાનું પણ એ જ સારું સાધન છે. આ ગ્રંથની બીજી આવૃત્તિને વધુ સંપન્ન અને વિસ્તૃત બનાવી શકાશે એવી મને ઉમેદ છે.

'અમદાવાદ સર્વસંગ્રહ'ની મૂળ યોજના જાહેરખબરના જાણીતા એજન્ટો મેસર્સ કે. શાહની કું.-વાળા ભાઇઓ શ્રી. કાન્તિલાલ અને શ્રી. શાન્તિલાલે કરી હતી. સને ૧૯૪૧માં 'અમદાવાદ ડિરેક્ટરીનું' નામ આપી તે પ્રસિદ્ધ કરવા માટેની પૂર્વતૈયારી પણ કરી હતી. પરંતુ ત્યાર પછીના સંજોગોએ પ્રકાશન અશક્ય બનાવ્યું. છેવટે સને ૧૯૪૭ માં 'ગુજરાત પબ્લીશર્સ' વતી આ 'સર્વસંગ્રહ'ના સંપાદનની જવાબદારી મેં ઉપાડી અને છ-સાત માસના પરિશ્રમનું આ ફળ અમદાવાદ અને ગુજરાતના નાગરિકો સમક્ષ રજૂ કરું છું અને તેને ઘટતો આવકાર મળશે એવી આશા રાખું છું. આ સંપાદનના કાર્યમાં લેખ વિભાગમાં મને સહાય કરનાર શ્રી. પોપટલાલ ફુલચંદભાઇ પંચાલ એમ. એ., મ્યુનિસિપાલિટી પાસેથી મળી શકે તેવી માહિતીઓમાં ખાસ રસ લઇ સહાય કરનાર ડેપ્યુટી ચીફ ઓફીસર શ્રી. શંકરલાલ પા. શાહ, અને મ્યુ. પ્રાથમિક કેળવણીના વિકાસની વિગતો અંગે મદદ કરનાર શ્રી. મૂળશંકર પ્રા. જોશી વગેરે સહાયકોનો મારે અહીં ઉલ્લેખ કરવો જોઇએ.

આવડા મોટા ગ્રંથનું છાપકામ ઝડપથી કરી આપવા માટે પ્રજાબંધુ પ્રેસ અને શ્રી. ઇન્દ્રવદન બ. ઠાકોરનો મારે ખાસ આભાર માનવો જોઇએ. એમના સહકાર વિના આ 'સર્વસંગ્રહ'નું પ્રકાશન વહેલું શક્ય બનત નહિ. ઘણા મિત્રો અને અંગત સંબંધીઓનો આ ગ્રંથ માટેના પરિશ્રમમાં ફાળો છે તેમાં પ્રૂફસંશોધકો શ્રી. ભાસ્કર ઉપાધ્યાય અને શ્રી. નવીનચંદ્ર શં. મહેતા, છબિકાર શ્રી. દત્તા બોપકર તથા પ્રજાબંધુ પ્રેસના મુદ્રણ વિભાગના મેનેજર શ્રી. નલિનકાંત મહેતાનો ઉલ્લેખ મારે કરવો જોઇએ. અમદાવાદનાં ઐતિહાસિક સ્થળોની આઠ તસવીરોના બ્લોકો વાપરવા આપવા માટે કુમાર કાર્યાલય લિ.ના સૌજન્યનો અહીં સ્વીકાર કરું છું.

'અમદાવાદ સર્વસંગ્રહ'ને અમદાવાદમાં અને અમદાવાદનો નિકટ પરિચય મેળવવા ઇચ્છનારા અન્ય ગુજરાતીઓ, વેપારીઓ વગેરેમાં આવકાર મળે તે તો સ્વભાવિક છે પરંતુ અમદાવાદની શાળાઓ, જાહેર સંસ્થાઓ, ધંધાદારી સંસ્થાઓ વગેરેમાં તે એક ઉપયોગી માહિતીગ્રંથનું સ્થાન લે તો આ પરિશ્રમ લેખે લાગ્યો એવો સંતોષ મેળવી શકાય.

# અનુક્રમણિકા


ઇતિહાસનું વિહંગાવલોકન ૧
સ્થાપત્ય અને ઐતિહાસિક
અવશેષો ... ... ૧૫
(ઐતિહાસિક અવશેષો ૧૮)
(જોવાલાયક હિંદુ સ્થાપત્યો
૩૮)
અમદાવાદનાં પરાં ... ૪૪
અમદાવાદના ઇતિહાસના
મહત્ત્વના સીમાસ્તંભો... ૫૩
અમદાવાદના વેપાર–ઉદ્યોગ ૫૬
અમદાવાદમાં કેળવણીવિકાસ ૬૮
(મ્યુ. પ્રાથમિક કેળવણી :
છેલ્લી પચ્ચીસી ૭૮)
(માધ્યમિક અને ઉચ્ચ
શિક્ષણ–૯૯)
અમદાવાદમાં સરકારી
વહીવટ ... ... ૧૧૧
અમદાવાદની શહેર સુધરાઇ ૧૨૬
અમદાવાદનો મિલઉદ્યોગ ૧૫૭
અમદાવાદની ટેલીફોન
વ્યવસ્થા ... ... ૧૭૨
પ્રગતિમાં વીજળીનો ફાળો ૧૭૭
આધુનિક અમદાવાદ શહેર
અંગેની માહિતી ... ૧૮૧
વૉર્ડવાર પોળોની યાદી... ૧૮૨
અમદાવાદની હાઉસીંગ
સોસાયટીઓ ... ૧૯૦
નવાં નગરો અને સોસા-
યટીઓ ... ... ૧૯૨અ
મ્યુ. ટ્રાન્સપોર્ટ સરવીસ
બસોના માર્ગ ... ૧૯૨અ
વર્તમાનપત્રો અને સામયિકો ૧૯૨ચ
જન્મ–મરણ નોંધ ... ૧૯૩
સેનિટરી ઇન્સ્પેક્ટરોની
ઓફિસો ... ... ૧૯૩
ટરમિનલ ટેક્ષ વસૂલ કરવા
માટેનાં નાકાં ... ૧૯૪
મ્યુ.દવાખાનાનાં નામ અને
ઠેકાણાં ... ... ૧૯૪
મુખ્ય સ્મશાનો ત્થા કબ્રસ્તાનો ૧૯૫
મ્યુનિસિપલ કરવેરા ... ૧૯૭
ધર્મશાળાઓ ... ... ૧૯૮
પોસ્ટ ઓફિસો ... ૧૯૮
તાર ઓફિસો... ... ૨૦૦
આર. એમ. એસ. (સ્ટેશને)
ટપાલ કાઢવાના સમય ૨૦૦
પોલીસ સ્ટેશનો ... ૨૦૧
પોલીસ ચોકીઓ ... ૨૦૧
અમદાવાદની અદાલતો ... ૨૦૨
કૉલેજો ... ... ૨૦૩
માધ્યમિક શાળાઓ ... ૨૦૩
બાળમંદિરો ... ... ૨૦૩
સંસ્કૃત પાઠશાળા ... ૨૦૪
ઉદ્યોગતાલીમ સંસ્થાઓ ૨૦૫
ક્લબો ... ... ૨૦૫
અમદાવાદની હૉસ્પિટલો ૨૦૫
પ્રસૂતિગૃહો ... ... ૨૦૬
અમદાવાદના ડૉક્ટરો ... ૨૦૮
(કન્સલટન્ટસ—૨૧૯)
વૈદ્યો ... ... ૨૨૦
હકીમો ... ... ૨૩૦
હિંદુમંદિરો ... ... ૨૩૦
જૈનદેરાસરો ... ... ૨૩૨
પુસ્તકાલયો અને વાચનાલયો ૨૩૩
સભાગૃહો ... ... ૨૩૬
છબિગૃહો અને થિયેટર ... ૨૩૭
બગીચા ... ... ૨૩૭
રેલવે ટ્રેનોના સમય ... ૨૩૮
વિમાનોની આવ–જા ... ૨૩૮
અગત્યના ટેલીફોન નંબરો ૨૪૦
કેટલીક રસમય વિગતો ૨૪૧
મહાજનો અને જાહેર
સંસ્થાઓ ... ... ૨૪૫
અમદાવાદની મિલોનો
પરિચય ... ... ૨૬૯
અમદાવાદની વેપારી ડીરેક્ટરી
અગરબત્તીના વેપારી ... ૩૦૫
અત્તરના વેપારી ... ૩૦૫
અનાજના વેપારી ... ૩૦૫
અફીણના વેપારી ... ૩૦૭
આયુર્વેદિક ફાર્મસીઓ ... ૩૦૭
આટાની મિલો ... ૩૦૮
આવકવેરા નિષ્ણાતો ... ૩૦૮
(ઇન્કમટેક્સ પ્રેક્ટીશનર)
આયાતનિકાસના આડતિયા ૩૧૦
(ઇમ્પોર્ટર્સ–એક્સપોર્ટર્સ)
ઇમારતી સામાનના
વેપારીઓ ... ... ૩૧૦
ઇમારતી લાકડાના વેપારી ૩૧૧
ઈંટોના ભઠ્ઠાવાળા ... ૩૧૩
ઊનના વેપારીઓ(ગૂંથવાનું) ૩૧
એન્ગ્રેવર ૩૧
ઑઇલ મિલો ૩૧
ઑઇલ (લુબ્રીકેટીંગ) ના
વેપારીઓ ... ... ૩૧
કટલરી પરફ્યુમરીના
વેપારી ... ... ૩૧
કપાસિયાના વેપારી ... ૩૧
કરિયાણાના વેપારી ... ૩૧
કાગળના વેપારી ... ૩૧
કાચના વેપારી ... ૩૨
કાચના સામાનના વેપારી ૩૨
કાપડના જથાબંધ વેપારી
મસ્કતી મહાજન ... ૩૨
પાંચકૂવા કાપડ બજાર ... ૩૩
રંગાટી " " ... ૩૪
કાપડના છૂટક વેપારીઓ
રતનપોળ કાપડ મહાજન ૩૪૨
રતનપોળ આખા તથા
નુકસાની કાપડ મહાજન ૩૪૪
રાણીના હજીરા " " ૩૪
બાદશાહના " " " ૩૪૫
માણેકચોક ન્યુ રેશમી
કાપડ મહાજન ... ૩૪૫
માણેકચોક ગામઠી કાપડ
મહાજન ... ... ૩૪૭
સ્થાયી સ્વદેશી બજાર
મહાજન ... ... ૩૪૭
આસ્તોડિયા ચકલા છીપા
રંગાટી કાપડ મહાજન... ૩૪૮
ન્યુ માણેકચોક કાપડ
મહાજન ... ... ૩૪૮
માણેકચોક વિશ્નુ મહાજન ૩૪૮
કુવારા કાપડ મહાજન ... ૩૪૯
ફતાસાપોળ કાપડ મહાજન ૩૫૦
કાળુપુર ચકલા મહાજન ૩૫૦
કાળુપુર મહાજન ... ૩૫૦
રાયપુર ખાડિયા મહાજન ૩૫૧

ત્રણ દરવાજા કાપડ
મહાજન ... ... ૩૫૧
સ્વામિનારાયણ કાપડ
મહાજન ... ... ૩૫૨
દિલ્હી ચકલા કાપડ
મહાજન ... ... ૩૫૨
ઘીકાંટા કાપડ મહાજન ૩૫૨
શાહપુર ક્લોથ મરચંટ ગ્રુપ ૩૫૨
પ્રેમ દરવાજા „ „ ૩૫૨
પ્રેમ દરવાજા ન્યુ „ „ ૩૫૩
માધુપુરા „ „ ૩૫૩
દરિયાપુર ચકલાના કાપડના
વેપારીઓ ... ... ૩૫૪
ધી નવા માધુપુરા કાપડ
મહાજન ... ... ૩૫૪
ગોમતીપુર કાપડ મહાજન ૩૫૫
સરસપુર „ „ ૩૫૫
અસારવા „ „ ૩૫૫
નરોડા „ „ ૩૫૬
એલિસબ્રીજ „ „ ૩૫૬
કિનખાબના વેપારીઓ... ૩૫૬
કારખાનાં ... ... ૩૫૬
કોલસા (મિલો-કારખાનાં
માટે) ના વેપારી ... ૩૬૧
કોલસાના વેપારી ... ૩૬૨
કંસારા અને વાસણના
વેપારી ... ... ૩૬૭
કંતાનના વેપારી ... ૩૬૭
ખસની ટટ્ટી તથા સાદડી
પંખાના વેપારી ... ૩૬૮
ખાંડના વેપારી ... ૩૬૮
ખાદીભંડારો ... ... ૩૬૯
ગાડીનાં કારખાનાંવાળા ૩૬૯
ગ્રામોફોનના વેપારી ... ૩૬૯
ગ્યાસતેલના વેપારી ... ૩૬૯
ગિલેટ કામ કરનારા
(સોનું-ચાંદી) ... ૩૭૦
ગોળના વેપારી ... ૩૭૦
ગોળની રસીના વેપારી ... ૩૭૧
ઘડીઆળોના વેપારી અને
રીપેર કરનાર ... ૩૭૧
ઘાણીવાળા ... ... ૩૭૪
ઘીના મોટા વેપારી ... ૩૭૪
ઘોડાગાડીનો સામાન
વેચનારા વેપારી ... ૩૭૪
ચવાણાના વેપારી ... ૩૭૪
ચશ્માના વેપારી ... ૩૭૭
ચાના વેપારી ... ... ૩૭૭
ચોકલેટ-પીપરમીન્ટના
વેપારી ... ... ૩૭૮
ચોખા અને દાળની મિલો ૩૮૦
ચોપડા બનાવનાર વેપારી ૩૮૦
છત્રીના વેપારી ... ૩૮૧
છાપખાનાં ... ... ૩૮૧
છાપકામ (કાપડ પર) ની
દુકાનો ... ... ૩૮૩
છીંટ છાપનારા ... ૩૮૬
છીંકણીના વેપારી ... ૩૮૮
ઝવેરીઓ (હીરા, માણેક,
મોતિ વ.) ... ... ૩૮૯
જરી, ઝીક તથા બનારસી
માલના વેપારી ... ૩૮૯
જાહેરખબરના એજન્ટો ... ૩૯૦

ઝવેરીઓ અને ચોકસીઓ ૩૯૦
ટાઇપ ફાઉન્ડરી ... ૩૯૩
ટાઈપરાઇટર વેચનાર અને
  રીપેર કરનાર ... ૩૯૩
ટાયર્સના વેપારી ... ૩૯૩
ટ્રંક તથા બાલદીઓના
  વેપારી ... ... ૩૯૩
ટ્રાન્સપોર્ટ કંપની ... ૩૯૪
ટોપીના વેપારી ... ૩૯૪
ઠંડાં પીણાં બનાવનાર ... ૩૯૪
ડેરીવાળા ... ... ૩૯૪
તેલના વેપારી ... ૩૯૬
તિજોરી તથા કબાટ
  બનાવનારા અને વેચનારા ૩૯૬
તૈયાર કપડાંની દુકાન ... ૩૯૬
તોલમાપના સામાનના
  વેપારી ... ... ૩૯૮
દરજીની દુકાનો ... ૩૯૮
દવાના વેપારી ... ૪૦૧
દડાદડી, દોરા ને ટચુઓના
  વેપારી ... ... ૪૦૨
દસ્તાવેજ લખનારા ... ૪૦૬
દાળિયા-ભાડભુંજા ... ૪૦૭
દારૂખાનાના વેપારી ... ૪૦૭
દીવાસળીના જથાબંધ
  વેપારી ... ... ૪૦૭
દૂધના મોટા વેપારી ... ૪૦૮
દોરડાં તથા કાથીના વેપારી ૪૧૦
નેતરની લાકડી તથા
  પંખાના વેપારી ... ૪૧૦
પટવાઓ ... ... ૪૧૦
પડીઆ તથા પતરાળાં
  બનાવનારા ... ... ૪૧૦
પતંગના વેપારી ... ૪૧૦
પતંગના દોરાને માંજો
  ઘસનારા .. ... ૪૧૧
પાનના વેપારી ... ૪૧૧
પાનબીડીના મોટા વેપારી ૪૧૧
પ્લાનમેકર્સ અને આર્કી-
  ટેક્ટસ ... ... ૪૧૧
પ્રાયમસ તથા પેટ્રોમેકસના
  વેપારી ... ... ૪૧૩
પીકર્સ બનાવનારા ... ૪૧૩
પુસ્તકો વેચનારા અને
  પ્રકાશકો ... .. ૪૧૩
પેઇન્ટર્સ ... ... ૪૧૪
પ્ટ્રોલ પેપમ્પવાળા ... ૪૧૫
પંપ (પાણીના) ડીલર્સ... ૪૧૫
ફરનીચરના વેપારી ... ૪૧૬
ફળફળાદિના મોટા વેપારી ૪૧૬
ફાઉન્ટનપેનના વેપારી ૪૧૭
ફૂલના વેપારી... ... ૪૧૭
ફોટોસ્ટુડિયોઝ અને ફોટો-
  ગ્રાફીનો સામાન વેચનારા ૪૧૮
બરફનાં કારખાનાં ... ૪૧૯
બારદાનના વેપારી ... ૪૧૯
બાંધકામના કોન્ટ્રાકટરો... ૪૧૯
બીયાંના વેપારી ... ૪૨૦
બૂટચંપલના વેપારી ... ૪૨૦
બુકબાઈન્ડરો ... ... ૪૨૦
બેકરી અને બિસ્કીટ
  બનાવનારા ... ... ૪૨૨
બેટરી ચાર્જીંગ અને

સરવીસ ... ... ૪૨૩
બેન્ડવાળા ... ... ૪૨૩
બોરીંગ કોન્ટ્રાકટરો ... ૪૨૩
બોબીન્સ અને બક્સ
બનાવતી કંપનીઓ ... ૪૨૪
બૉલ બેરીંગ્સના વેપારી ૪૨૪
બ્લોકમેકર્સ ... ... ૪૨૪
બંગડીના વેપારી ... ૪૨૪
ભઠિયારખાનાં... ... ૪૨૫
મશીનરીના વેપારી ... ૪૨૬
મારફતીઆ ... ... ૪૨૬
મિલજીન સ્ટોરના વેપારી ૪૨૬
મીઠાઈ વેચનારા ... ૪૩૨
મુરબ્બાના વેપારી ... ૪૩૩
મોટરો વેચનારા અને
ગેરેજો ... ... ૪૩૫
મોટરની બૉડી બનાવનારા
અને રીપેરર્સ ... ૪૩૫
મંડપો બાંધનારા ... ૪૩૬
રસાયણી સોનાના
દાગીના બનાવનાર ... ૪૩૬
રબ્બર સ્ટેમ્પ બનાવનારા ૪૩૬
રદ્દી કાગળના વેપારી ૪૩૬
રમકડાંના વેપારી ... ૪૩૬
રસાયણો (કેમીકલ્સ) ના
વેપારી ... ... ૪૩૬
રમતોના સામાનના વેપારી ૪૩૯
રેઈનકોટના વેપારી ... ૪૩૯
રેડિયો ડીલર્સ અને રીપેરર્સ ૪૩૯
રંગના વેપારી ... ૪૪૦
રંગ (ડીસ્ટેમ્પર) બનાવનારા ૪૪૦
રંગ, હાર્ડવેર અને સેનિટરી
સામાનના વેપારી ... ૪૪૦
લેધર (કમાવેલા ચામડાના)
વેપારી ... ... ૪૪૨
લેધર ગુડ્‌ઝના વેપારી ... ૪૪૨
લેમ્પના વેપારી ... ૪૪૨
લોખંડના વેપારી ... ૪૪૩
લોજો ... ... ૪૪૪
લોટ દળવાની ચક્કીઓ ૪૪૫
લાઉડસ્પીકર ભાડે આપનારા ૪૪૬
વલ્કેનાઇઝરો ... ... ૪૪૬
વીજળી સામાનના વેપારી ૪૪૬
વેલ્ડર્સ ... ... ૪૪૮
વેસ્ટના વેપારી ... ૪૪૮
વેસ્ટ (કોટન)ના દલાલો ૪૫૧
વૉર્પીંગ કંપની ... ૪૫૧
શરાફો ... ... ૪૫૪
શાહી બનાવનારા ... ૪૫૬
સમોસા બનાવનારા ... ૪૫૬
સાબુનાં કારખાનાં ... ૪૫૮
સાયકલના વેપારી ... ૪૫૮
સ્ટોર્સ ... ... ૪૫૯
સ્લાઈડ (સીનેમાની)
બનાવનારા ... ... ૪૫૯
સીગારેટના વેપારી ... ૪૫૯
સીમેન્ટના વેપારી ... ૪૬૦
સુતર અને તૈયાર રૂના
વેપારી ... ... ૪૬૦
સ્ટેશનરીના વેપારી ... ૪૬૨
સ્ટેમ્પવેન્ડરો ... ... ૪૬૩
સોના, ચાંદી અને ઝવે-
રાતના વેપારી ... ૪૬૩
સોનું–ચાંદી ગાળનાર ... ૪૬૪
સોના–ચાંદીના દાગીના
પોલીશ કરનારા ... ૪૬૫
સોના–ચાંદીના વરખ બના-
વનાર તથા વેચનાર ... ૪૬૫
સોના પર તાછ નકશી
સીટીંગ કરનારા ... ૪૬૫
હાડવૈદો ... ... ૪૬૬
હાથશાળનાં કારખાનાં ... ૪૬૬
હારમોનિયમના વેપારી ... ૪૭૦
હેરકટીંગ સલૂનો ... ૪૭૦
હોઝીઅરી સામાનનાં
કારખાનાં ... ... ૪૭૨
હોઝીઅરીના વેપારી ... ૪૭૨
હોટલો ... ... ૪૭૩
અમદાવાદનાં વેપારી બજારો ૪૮૫
અમદાવાદ શેર એન્ડ સ્ટોક
બ્રોકર્સ એસો. ... ૪૯૮
ધી ગુજરાત શેર એન્ડ સ્ટોક
એક્ષચેન્જ એસોસીએશન ૫૦૦
બોમ્બે શેર એન્ડ સ્ટોક
બ્રોકર્સ એસોસીએશન... ૫૦૨
ધી અમદાવાદ ચેમ્બર
ઓફ કોમર્સ ... ૫૦૩
ધી અમદાવાદ બુલિયન
એક્ષચેન્જ એસોસીએશન ૫૦૫
ધી અમદાવાદ સીડ્‌ઝ મર-
ચન્ટસ એસોસીએશન... ૫૦૬
ધી ગુજરાત ઑઇલ એન્ડ
જનરલ ટ્રેડર્સ એસોસીએશન૫૦૭
સીડ્‌ઝ મરચંટ એસોસીએશન ૫૦૮
હેસીઅન બજાર ... ૫૦૮
અમદાવાદની બેંકો ... ૫૦૯
વીમા કંપનીઓ ... ૫૧૯
પૂરવણી યાદી-(૧)
દાંતના ડૉકટરો ... ૫૨૪
ન્યુઝ પેપર સ્ટોલ ... ૫૨૫
ફ્રેમ બનાવનાર ... ૫૨૫
રફુગર ... ... ૫૨૬
મીઠાના જથાબંધ વેપારી ૫૨૬
ટંકોરખાનાં ... ... ૫૨૬
જાહેર સંસ્થાઓ (અનુસંધાન
પાના ૨૬૮થી આગળ)૫૨૯
કન્ઝ્યુમર્સ કોઓપરેટિવ
સોસાયટીઓ ... ૫૪૧
રંગ હાર્ડવેરના વેપારી ૫૪૫
પૂરવણી યાદી (૨) ... ૫૪૬


GUJARAT STORES LTD

 

# જાહેરખબરની અનુક્રમણિકા




**ટાઇટલ પાનાં**

જ્યેમ્સ એન્જીનિયરીંગ કું. છેલ્લું કવર
શ્રી અંબિકા મિલ્સ લી. બીજું „
માણેકલાલ હરિલાલ મિલ્સ લી. ત્રીજું „

**આર્ટ પેપર**

૧ સ્વસ્તિક ઑઇલ મિલ્સ લી.
૨ ધી એકસલસિયર મિલ સપ્લાય કું. લી.
૩ કેલિકો મિલ્સ
૪ પાયોનિયર મેન્યુફેકચરીંગ કંપની
૫ પાયોનિયર ટેક્ષટાઇલ્સ કું.
૬ કિરણ ફિલ્મ એક્ષ્ચેન્જ લી.
૭ અરુણ મિલ્સ કું. લી.
૮ ન્યુ છોટાલાલ મિલ્સ કું. લી.
૯ ધી ન્યુ ઇરા કન્સ્ટ્રકશન એન્ડ ટ્રાન્સપોર્ટ કું. લી.
૧૦ કામા મોટર્સ લી.
૧૧ મફતલાલ ગગલભાઈ ગ્રુપની મિલો
૧૨ પંચાલ એન્જિનિયરીંગ વર્ક્સ
૧૩ રાજનગરનાં અગ્રણી વાયદાનાં બજારો
૧૪ ધી સ્વદેશી કોટન મિલ્સ કું. લી.
૧૫ શ્રી આનંદ કોટન મિલ્સ લી.
૧૬ ભારત બોબીન્સ લિમિટેડ
૧૭ લક્ષ્મીનારાયણ ટેઇલરીંગ વર્ક્સ
૧૮ આર. એસ. ઇન્ડસ્ટ્રીઝ લી.
૧૯ મહેશ્વરી મિલ્સ લી.
૨૦ જ્યેમ્સ રેડિયો ઇલેકટ્રીક કું.
૨૧ ધી ગોપાલ મિલ્સ કું. લી.
૨૨ ધી છોટાલાલ મિલ્સ લી.
૨૩ રામજીભાઇ હીરજીભાઈ એન્ડ સન્સ
૨૪ આર. નગીનદાસ એન્ડ કું.
૨૫ ફોજદાર બ્રધર્સ
૨૬ ઇન્ટરનેશનલ રેડિયો કું.
૨૭ "વંદેમાતરમ્" (દૈનિક)
૨૮ લાલ મિલ્સ
૨૯ મૂળચંદ જેઠાભાઈનદાસ એન્ડ કું.
૩૦ રીગલ ટ્રેડીંગ કું.
૩૧ ત્રિભોવનદાસ હીરજીભાઈ પટેલ એન્ડ સન્સ
૩૨ ગેનન ડંકરલી એન્ડ કું.લિ.(૪)
૩૩ નૂતન મિલ્સ
૩૪ એસોશિયેટેડ કન્સ્ટ્રકશન
૩૫ રેડિયન્ટ ઇલેકટ્રીક કું.
૩૬ સંદેશ લિમિટેડ
૩૭ લોકપ્રકાશન લિમિટેડ
૩૮ ન્યુ લક્ષ્મીનારાયણ મિલ્સ
૩૯ પી. એમ. હડીસીંગ એન્ડ સન્સ
૪૦ ન્યુ ઇન્ટર નેશનલ મોટર્સ લિ.
૪૧ નેશનલ મિલ્સ કું. લિ.
૪૨ ન્યુ કમર્શિયલ મિલ્સ
૪૩ રાજમહેલ

**ચાલુ પાનાં**

હિંદુસ્તાન કોઓપરેટિવ ઇન્સ્યુ. સોસાયટી લિ. ૮
મશીન ટૂલ્સ એન્ડ હાર્ડવેર કોરપોરેશન ... ... ૧૪
કનૈયાલાલ હરિલાલ નાગોરી ૧૯
મોહનલાલ એસ. મીઠાઇવાલા ૨૩
ચુનીલાલ મયાચંદ મહેતા ૨૬
હિંદ એન્જીનિયરીંગ એન્ડ ટ્રેડીંગ કું. ... ... ૨૯
ધી અજીત મિલ્સ લિ. ૩૩
ધી વોર્ડન ઇન્સ્યુ. કું. લિ. ૩૭
સુખસંચારક કંપની લિ. ૪૦
ધી સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડિયા લિ. ... ... ૪૩
ઓલ ઇન્ડિયા જનરલ ઇન્સ્યુરન્સ કં. લિ. ... ૪૫
જે. રમણલાલની કું. ... ૪૮
એલાઇડ ટ્રેડીંગ કંપની... ૫૦
ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી ૫૨
ન્યુ ઇન્ડિયા એસ્યુ. કું. લિ. ૫૫
ધી મોડર્ન કન્સ્ટ્રકશન કું. લિ. ૫૯
ધી ગુજરાત એજન્સી ... ૫૯
મશીન ટૂલ્સ એન્ડ હાર્ડવેર કોરપોરેશન ... ... ૬૧
ઇન્ટરનેશનલ ટ્રેડર્સ લિ. ૬૪
વિશ્વભારતી ઇન્સ્યુ. કું. લિ. ૬૭
રૂસ્તમ મિલ્સ લિ. ... ૭૦
સ્પેન્સર ટ્રેડીંગ કું. ... ૭૨
એન. એમ. ફોજદારની કું. ૭૫
યુનિવર્સલ ફાયર એન્ડ જનરલ ઇન્સ્યુ. કું. લિ. ૭૯
કીરતીલાલ જેસીંગલાલ એન્ડ કું. ... ... ૮૦
હિંદુસ્તાન કોમર્શીઅલ બેંક લિ. ... ... ૮૪
નટવરલાલ એમ. ફડીઆ એન્ડ કું. .. ... ૮૭
ન્યુ નેશનલ મિલ્સ લિ. ૯૧
સી. કે. વોહોરાની કું. ૯૫થી૯૮
મીસ્ત્રી અંબાલાલ જેઠારામ ૧૦૧
શેઠ સ્ટોર્સ ટ્રેડીંગ કું. ૧૦૪
ધી સરસપુર મિલ્સ લિમિટેડ ૧૦૭
આઇડિયલ મોટર્સ લિ.... ૧૦૯
ડેકોરમ્ ... ... ૧૧૦
ધી નેરોલ એજન્સી ... ૧૧૩
એમ. એમ. જરીવાલા ... ૧૧૬
સ્વસ્તિક સ્ટીલ પ્રોડકટસ ૧૧૬
મનુભાઇ પરીખ એન્ડ કું. ૧૧૯
ગોપાળદાસ ખેમચંદ ... ૧૨૨
ચંદ્રવિલાસ હિન્દુ હોટલ ૧૨૨
ભગુભાઇ એમ. શાહ ... ૧૨૫
ફીનીક્સ કલર કું. ... ૧૨૮
વિમલ ટ્રેડીંગ કું. ... ૧૩૦
કાઝી બ્રધર્સ ... ... ૧૩૧
ધી પાયોનિયર એન્જીનિયરીંગ કોરપોરેશન ... ૧૩૫
ફેલાસ એન્ડ કું. ... ૧૩૮

એલાઇડ એન્જીનિયર્સ ... ૧૩૯
ધી અનિલ સ્ટાર્ચ
પ્રોડકટસ લિ.... ... ૧૪૧
એ. બી. એન્જીનિયર્સ ૧૪૨
કે. રમણલાલ એન્ડ કાં. ૧૪૪
પી. ધનજીભાઇ એન્ડ સન્સ ૧૪૫
મનુભાઇ નરોત્તમદાસ
એન્ડ કાં. ... ... ૧૪૭
ધી બિહારી મિલ્સ લિ. ૧૪૯
ધી ટ્રોપીકલ ઇન્સ્યુરન્સ
કાં. લિ. . ... ... ૧૫૦
પટેલ કેશવલાલ ગોરધનદાસ ૧૫૧
સ્ટુડબેકર એન્ડ મોરીસ
એજન્સી ... ... ૧૫૫
મીર્ઝા નાગરદાસ બેચરદાસ
એન્ડ બ્રધર્સ ... ... ૧૫૬
અમદાવાદ એસ્ટેટ એજન્સી ૧૫૮
એસ. આર. એન્જીનિયરીંગ
વર્કસ ... ... ૧૫૯
માણેકચોક એન્ડ અમદાવાદ
મેન્યુ કું. લિ. ... ૧૬૨
આન્ડ ઇન્ડિયન વોશીંગ કું. ૧૬૫
ઇન્ડિયન ગ્લોબ ઇન્સ્યુ.
કું. લિ. ... ... ૧૬૭
શિવલાલ દયારામ પંચાલ ૧૭૦
ધી જનરલ કોમરશિયલ
એજન્સી ... ... ૧૭૩
પંચાલ જેઠાલાલ એન્ડ
ગીરધરલાલની કું. ... ૧૭૫
જશવંત આયર્ન એન્ડ
ટેક્ષટાઇલ વર્કસ ... ૧૭૬
ધી એક્ષચેન્જ બેંક ઓફ
ઇન્ડિયા એન્ડ આફ્રિકા લિ. ૧૭૮
એન્જીનિયર એન્ડ કાં. ... ૧૭૯
ચીમનલાલ કેશવલાલ પંચાલ ૧૮૦
વસન્ત ઇન્સ્યુ. કાં. લિ. ૧૮૩
ધી એ. આર. એ.
કો-ઓપરેટિવ સ્ટોર્સ લિ. ૧૮૬
પી. રતિલાલ એન્ડ કાં. ૧૮૯
ધી જયભારત ઇન્સ્યુ. કાં. લિ. ૧૯૨
ધી નેપચ્યુન ઇન્સ્યુ. કાં. લિ. ૧૯૪
રૂપ એન્ડ કાં. ... ૧૯૫
સ્ટાર રેડિયો ઇલેકટ્રીક કાં. ૧૯૯
માધવલાલ એન્ડ કું. ... ૨૦૧
હસનઅલી અલીભાઇ
રાજકોટવાલા ... ... ૨૦૪
નેશનલ મેન્યુ. એન્ડ
કન્સ્ટ્રકશન કું.... ... ૨૦૭
ધી સ્ટર્લિંગ જનરલ
ઇન્સ્યુ. કાં. લિ. ... ૨૦૯
રમણીકલાલ રતિલાલ એન્ડ
સન્સ ... ... ૨૧૩
દિગ્વિજય ઇન્સ્યુ. કું. લિ. ૨૧૫
રોયલ વૉચ કું. ... ૨૧૬
ધી એશિયન એસ્યોરન્સ
કં. લિ. ... ... ૨૧૭
ચિત્રા ... ... ૨૨૦
ધી રીલાયેબલ સાયકલ
એન્ડ મોટર કં. ... ૨૨૧
ટી. માણેકલાલ લિમિટેડ ૨૨૩
પટેલ એન્ડ કાં. ... ૨૨૪
કાઠિયાવાડ સ્ટોન સપ્લાય કું. ૨૨૬
ધી અમદાવાદ પીપલ્સ
કોઓપરેટિવ બેંક લિ. ૨૨૮
રૂપમ્ ... ... ૨૨૯
વિકટરી વુડ વર્કસ લિ. ૨૩૧
ધી ગુજરાત આયર્ન વર્કસ ૨૩૪
સેલ્સ એન્ડ સરવીસ કોરપો. ૨૩૭
ભાનુપ્રસાદ એન્ડ કાં. ... ૨૩૯
એન. મનસુખરામની કું. ૨૪૩
હોમ ઇન્સ્યુરન્સ કું. લિ. ૨૪૪
વિનોદ મહેતા એન્ડ કું. ૨૪૪
હીટીંગ એન્જીનિયરીંગ કું. ૨૪૭
પટેલ બ્રધર્સ સીન્ડીકેટ... ૨૫૧
રાજનગર મિલ ... ૨૫૫
આર. જી. બાઉ એન્ડ કું. ૨૫૮
નવરોજી એન. વકીલ
એન્ડ કું. ... ... ૨૬૩
નવીનચંદ્ર સી. જવેરી
એન્ડ કું. ... ... ૨૬૭
સી. ડૉકટર એન્ડ કં. ... ૨૭૧
ધી એશિયાટિક ડેવલપમેન્ટ
એન્ડ કન્સ્ટ્રકશન કોરપોરેશન ૨૭૫
રમણલાલ સાંકળચંદ
એન્ડ કાં. ... ... ૨૭૯
ખોપકર્સ સ્ટુડિયો ... ૨૮૩
એસ. ભગતની કંપની... ૨૮૭
મોહમદઅલી મુલ્લાં તુરભાઈ
માણસાવાળા ... ... ૨૮૯
મિશન ડેન્ટલ હોસ્પીટલ ૨૯૨
ઓ કે.ટી પ્રોડકટસ કાં. લિ. ૨૯૩
ડબલ્યુ. એચ. બ્રેડી એન્ડ
કાં. લિ. ... ... ૨૯૬
પ્રતિમા સ્ટુડિયો ... ૨૯૮
બેંક ઓફ બરોડા લિ.... ૨૯૯
એમ. શર્મા એન્ડ કાં. ... ૩૦૧
ઓવરસીઝ મિલ સ્ટોર્સ
કાં. લિ. ... ... ૩૦૪
કંચન બ્રધર્સ ૩૦૬
હિંદ લેબોરેટરીઝ લિ. ... ૩૦૯
ધી પંજાબ નેશનલ બેંક લિ. ૩૧૧
રમેશચંદ્ર એન્ડ કાં. ... ૩૧૨
ચિત્રા પબ્લીસીટી કંપની ૩૧૫
ધી અમદાવાદ ઓઇલ
મિલ્સ લિમિટેડ ... ૩૧૭
ડી. શાહ એન્ડ સન્સ ... ૩૧૮
મેસર્સ જેઠાલાલ આદરભાઇ
એન્ડ સન્સ ... ... ૩૧૯
શ્રી શક્તિ આયર્ન વર્કસ ૩૨૧
હનુમાનવિજય ફ્લોર મિલ્સ ૩૨૩
ગ્રેશમ એસ્યુરન્સ હાઉસ ૩૨૫
પાઠક એન્ડ કાં. ... ૩૨૯
એમ. પરીખ એન્ડ કાં. ૩૩૧
ધી ઇન્ડિયન ગ્લોબ
ઇન્સ્યુરન્સ કાં. લિ. ૩૩૩
ધી કોમર્શિયલ ટ્રેડીંગ કાં. ૩૩૩
જ્હોન પેઇન્ટસ કલર્સ
એન્ડ વારનીશ કાં. ... ૩૩૫
બેંક ઓફ જયપુર લિ. ૩૩૮
ગીરધરલાલ દામોદરદાસ લિ. ૩૪૧
કોમરશિયલ યુનિયન એસ્યુ-
રન્સ કાં. લિ.... ... ૩૪૩
સિદ્ધ સંન્યાસી ફાર્મસી ૩૪૬
દેના સન્સ લિમિટેડ ... ૩૪૯
રંજનલાલ એમ. શાહ ૩૫૧
શ્રી સ્વામિનારાયણ આયુ-
ર્વેદિક ફાર્મસી ... ૩૫૪
શ્રી જગદીશ ઓઇલ એન્ડ
ગોપ મિલ્સ ... ... ૩૫૭
સૈફુદીન બદરૂદીન ગોધરાવાળા ૩૬૦
ચંદ્રકાન્ત એન્ડ કાં. ... ૩૬૩
ધી સ્ટાર ટ્રેડીંગ કાં. લિ. ૩૬૬
કંચનલાલ વાડીલાલની કાં. ૩૬૮

મારવાડી સ્ટોર્સ ... ૩૭૧
દીપક જનરલ ઇન્સ્યુરન્સ
કંપની લિ. ... ... ૩૭૩
ધી વિનસ એન્જીનિયરીંગ કું.૩૭૬
હિંદુસ્તાન એન્જીનિયરીંગ કું.૩૭૯
મોહનલાલ કુલાભાઇ પટેલ ૩૮૨
લછવાણી એન્ડ કું. ... ૩૮૪
સી. લક્ષ્મીચંદની કું. ... ૩૮૭
શંકરલાલ બેચરદાસ
ફોટોછાપ બીડીવાળા ... ૩૮૯
એસ. સુતરિયા એન્ડ કું. ૩૯૨
આર્યોદય જીનીંગ મિલ્સ ૩૯૫
રોયલ જ્વેલરી માર્ટ ... ૩૯૭
કે. જે. એન્ડ સન્સ ... ૩૯૯
દિલ્હીવાળા લાલા બિશન-
દયાળ ધરમદાસ ...૪૦૪,૪૦૫
પટેલ ઓઇલ મિલ્સ ... ૪૦૯
પરસોતમદાસ ખુશાલદાસ
ની કું. ... ... ૪૧૨
આર. સવાઇલાલની કું. ૪૧૫
ધી રોયલ વેલ્ડીંગ એન્ડ
રીપેર વર્કસ ... ... ૪૧૭
જોશી બુઢ્ઢાકાકા માહીમના
હલવાવાલા ... ... ૪૧૮
ધી ન્યુ સીટીઝન બેંક ઓફ
ઇન્ડીઆ લિ. ... ... ૪૨૧
સેન્ટ્રલ મર્કન્ટાઇલ એસ્યુ.
કું. લિ. ... ... ૪૨૩
ધી ગુજરાત ઇલેક્ટ્રીક કું. ૪૨૭
રૂઇઆ કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ ૪૨૯
રામવિજય આયર્ન વર્કસ ૪૩૦
આર. સી. ઠક્કર ... ૪૩૨
અંબાલાલ એમ પટેલની કું. ૪૩૪
ઓજસ કોસ્મેટીક એન્ડ
ફાર્માસ્યુટીકલ કોર્પોરેશન ૪૩૭
એડવાન્સ એન્જીનીયરીંગ ૪૩૮
પીપ્લ્સ હોઝીયરી વર્કસ... ૪૪૧
વૈદ્ય પાલખીવાલા ફાર્મસી ૪૪૪
ધી ભાલકીઆ મિલ્સ
કું. લિ. ... ... ૪૪૭
મેમુદજી અલીજી 'ડાઇમ
એન્ડ કેલેન્ડર ફેક્ટરી'... ૪૪૯
પા. ત્રીભોવનદાસ માણેક-
લાલ તકતાવાળા ... ૪૫૨
રૂપરંગી ... ... ૪૫૩
મોડર્ન એન્જીનિયરીંગ એન્ડ
મોલ્ડીંગ કંપની ... ૪૫૫
આર. એસ. એસ. કન્સર્ન ૪૫૭
લલ્લુભાઈ હરિભાઇ પંચાલ ૪૬૦
પરસોતમ જે. ડાયર એન્ડ કું. ૪૬૧
જયન્ત એન્ડ કં. ... ૪૬૩
નેશનલ આર્ટ સીલ્ક મિલ્સ લિ.૪૬૭
કાન્ત એન્ડ કં. ... ૪૬૮
પી. ચંદુલાલ એન્ડ કંપની ૪૬૯
દાનાભાઇ એન્ડ પોપટલાલ
મીનાવાલા ... ... ૪૭૧
નુરમોહંમદ સુલતાનભાઇ
બીયાવરવાલા ... ... ૪૭૪
ઓજસ કોસ્મેટિક એન્ડ
ફાર્માસ્યુટિકલ વર્કસ ... ૪૭૬
પ્રભાત પ્રોસેસ સ્ટુડિયો... ૪૭૭
પાયોનિયર ટેક્ષટાઇલ
એન્ગ્રેવર્સ ... ... ૪૭૯
બીની એન્ડ કું. ... ૪૮૦
સીમ્કો ... ... ૪૮૧
ધી ન્યુ એશિયાટિક ઇન્સ્યુ.
કું. લિ. ... ... ૪૮૨
શાહ એન્જીનિયરીંગ સ્ટોર્સ ૪૮૩
ભોગીલાલ બ્રધર્સ ... ૪૮૪
ભાઇલાલ ઇશ્વરલાલ
એન્ડ કું. ... ... ૪૮૬
નાનાલાલ કરસનદાસ ... ૪૮૭
પી. ચોકસી એન્ડ કું. ૪૮૯
ફેવરીટ વૉચ કંપની ૪૯૧
જે. એન. શેઠના ... ૪૯૨
ધી યુનિયન લાઇફ એસ્યુ.
કું. લિ. ... ... ૪૯૪
કાંતિલાલ સી. શાહ ... ૪૯૫
આરગસ ઇન્સ્યુરન્સ કું.લિ. ૪૯૯
ધી સેન્ટીનલ એસ્યો.કું.લિ. ૫૦૧
ચોકસી કાંતિલાલ મણીલાલ ૫૦૪
અમરતલાલ કરસનદાસની કું.૫૦૬
શ્રી કૃષ્ણ ટેક્ષટાઇલ વર્કસ ૫૦૭
ધી પેન ફ્રેન્ડઝ પ્રોવીડન્ટ
ઇન્સ્યુ. કું. લિ. ... ૫૧૦
લાલજીભાઇ જગજીવનદાસ
પટેલ ... ... ૫૧૧
ભાઇલાલભાઇ ગીરધરભાઇ
પટેલની કું. ... ... ૫૧૨
ધુતપાપેશ્વર પનવેલ લિ. ૫૧૪
મનુભાઇ જમનાદાસ સંઘવી ૫૧૬
અમદાવાદ ફાઉન્ટન પેન
ડીપો ... ... ૫૧૭
ધી ગુજરાત સ્લેટ કું.... ૫૨૦
દેવશંકર ધારીવાલા ... ૫૨૨
શર્મા મોટર બૉડી બીલ્ડર્સ ૫૨૩
આર. રમણની કંપની... ૫૨૫
દુધવાળા ધનજીભાઇ
જમનાદાસ ... ... ૫૨૬
પ્રીન્સ પરફ્યુમરી વર્કસ ૫૨૯
પંચાલ દલસુખરામ ચિત્રરામ ૫૩૧
ઊંઝા ફાર્મસી લિ. ... ૫૩૩
જામ્બેરૂઝ ... ... ૫૩૬
પ્રભાત બીડી... ... ૫૩૭
એસ. યુ. એસ. દવે સન્સ ૫૪૧
અનુક્રમણિકામાં
લક્ષ્મીવિલાસ હિંદુ હોટલ
અંબિકા એર લાઇન્સ
કાશીપારેખ બ્રધર્સ



# સુરુચિ

વાતાવરણથી કુદરતે સર્જેલ વનસ્પ-
તિઆહારની વિવિધ વાનગીઓની
રાવૈવિચ્ય સુવાસ પ્રસરાવતું રાજનગરનું
સર્વમાન્ય

# આરોગ્યઘર

ફોન
૨૧૯૭

# રાજમહેલ

## હોટલ, લોજ એન્ડ કોલ્ડ્રીંક હાઉસ

ડાલુપુર, • સાતરસ્તા • અમદાવાદ



આધુનિક અમદાવાદને ઘડનાર
હિંદના નાયબ વડાપ્રધાન સરદારશ્રી વલ્લભભાઈ પટેલ

અર્પણ,

'શહેરની સેવા કરતો ત્યારે એક પ્રકારની માનસિક શાંતિ રહેતી... જેનો પાયો મેં નાખેલો છે તે કામ પુરૂં ન થાય તો મને દુઃખ થવાનું છે......હું બહાર ન ગયો હોત તો મેં અમદાવાદની સૂરત ફેરવી નાંખી હોત'—આવા ઉદ્‌ગારો દ્વારા અમદાવાદ પ્રત્યેનો પોતાનો અનન્ય અનુરાગ જેમણે પ્રગટ કર્યો છે એવા આધુનિક અમદાવાદના સાચા શિલ્પી સરદાર વલ્લભભાઈ પટેલને.

સંપાદક




## ઇતિહાસનું વિહંગાવલોકન

ગુજરાતનું પાટનગર અમદાવાદ એની ચઢતીપડતીના અનુભવો પછી આજે એક આધુનિક શહેરના વિકાસમાર્ગે પ્રગતિ કરી રહ્યું છે. પ્રાચીન સાબરમતીનાં વેગીલાં વહેણો અમદાવાદના કોટ-કિલ્લાને અને એનાં પરાંઓની સીમોને પાંચસો વર્ષથી પખાળતાં વહ્યાં છે. અમદાવાદ જ્યારે અમદાવાદ નહોતું ત્યારે પણ, આજથી નવસોએક વર્ષ ઉપર, જાહોજલાલ આશાપલ્લી શહેરનાં હજારો નગરજનોનાં ચરણ એણે પખાળ્યાં હતાં. કર્ણાવતીના સમૃદ્ધ નગરની વિજયપતાકાઓ ફરકતી એણે જોઈ હતી. અહમદશાહ બાદશાહના હસ્તે ભદ્રના કિલ્લાનો પાયો નંખાતો એણે જોયો હતો. અને આજે અમદાવાદ એની એક વેળાની જાહોજલાલ અને રોનકદાર સ્થિતિએ પાછું પહોંચી રહ્યું છે, અને એની બસો વર્ષ પહેલાંની ૮ લાખની વસતીસંખ્યા આજે ફરીવાર શહેરમાં વસી રહી છે ત્યારે પણ સાબરમતીનાં નીર વિસ્તૃત અમદાવાદની વચ્ચેથી વહી રહ્યાં છે.

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યથી માંડીને વિશ્વવિભૂતિ મહાત્મા ગાંધીજી સુધીના અનેક મહાપુરુષોએ અમદાવાદની ધરતીને પાવન કરી છે. સમર્થ ઉદ્યોગવીરોએ એની ચઢતીના પાયામાં પોતાનાં સાહસ અને વ્યવસ્થાશક્તિ રેડયાં છે. ધુરંધર પંડિતોએ કર્ણાવતી અને અમદાવાદને કીર્તિ અપાવી છે. મુસ્લિમ બાદશાહોએ અમદાવાદને શણગાર્યું અને હિંદુ ધનપતિઓએ પોતાની દોલતનો અમદાવાદને વિકસાવવામાં ઉપયોગ કર્યો. કલાકારીગરી અને હુન્નરઉદ્યોગમાં અમદાવાદે અનોખું સ્થાન

મેળવ્યું હતું અને આજે પણ ગુજરાતનું પાટનગર અમદાવાદ ગુજરાતના સૌથી મોટા, સૌથી સમૃદ્ધ, અને વિકાસશીલ શહેર તરીકે પોતાની તવારીખમાં ઉજ્જવળ પાનાંઓ ઉમેરી રહ્યું છે.

અમદાવાદના અને તે પહેલાંના ઇતિહાસનું વિહંગાવલોકન આ ધરતીના વિકાસશીલ સામર્થ્યનો ખ્યાલ આપે છે.

## પ્રાચીન આશાપલ્લી

આજે જ્યાં સરદાર વલ્લભભાઇ પૂલ આવેલો છે તેની દક્ષિણે આજથી નવસોએક વર્ષ પર આશાપલ્લી શહેરનાં મંદિરોના ઘંટારવ ભક્તોને દેવદર્શન માટે આવાહન કરી રહેતા હતા! છ લાખ ભીલોના રાજા આશા ભીલે એ વસાવ્યું હતું. એને આશાપલ્લી કે આશાવલ કહેતા. આશાવલને કિલ્લો પણ હતો. અણહીલપાટણ અને ખંભાત બંદરની જાહોજલાલીના એ સમયમાં આશાવલ ગુજરાતનું ત્રીજા નંબરનું મોટું શહેર હતું. લોકમાન્યતા એવી છે કે હાલ જ્યાં અસારવા છે ત્યાં જ આશાવલ હતું, પરંતુ એ માન્યતામાં કશી વજુદ નથી. આશાવલ અને અસારવા જુદાં હોવાના ઘણા ઉલ્લેખો પ્રાચીન સાહિત્યમાંથી મળી આવે છે. આશાવલ મોટું વેપારનું કેન્દ્ર હતું. ખંભાત બંદરેથી અને ભરુચથી પાટણ થઈ ઉત્તર હિંદમાં જવાના ધોરી માર્ગ પર આવેલું હોઈ એની મહત્તા ઘણી હતી.

## કીર્તિસમૃદ્ધ કર્ણાવતી

સિદ્ધરાજના પિતા કર્ણ સોલંકીએ (ઇ.સ. ૧૦૬૪–૯૪) આશા ભીલને હરાવી આશાવલ લઈ લીધું, અને એને જ કર્ણાવતી નામ આપી, કોછરવા (હાલનું કોચરબ) દેવીનું પ્રતિષ્ઠાન કરી રાજ્ય કરવા લાગ્યો. ચાર ચાર સદી સુધી કર્ણાવતીએ અખંડ સમૃદ્ધિ અને મહત્તા ભોગવ્યાં હતાં. એમાં મોટી વસતી હતી, લોકો ઉદ્યમી હતા, અને વિવિધ પ્રકારની વસ્તુઓ પેદા કરતા હતા. અનેક જૈન મંદિરો અને પ્રાસાદોથી એ શોભતું હતું. દિગંબર મતના આચાર્ય શ્રી કુમુદચંદ્ર સાથે પાટણમાં ઇતિહાસપ્રસિદ્ધ વાર્તાલાપ કરનાર શ્રી દેવચંદ્રસૂરિ કર્ણાવતીમાં રહેતા હતા. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યને સિદ્ધરાજના ઉદયન મંત્રીએ આ જ શહેરમાં ઉછેર્યા હતા. કર્ણાવતી જૈન વિદ્યાનું મોટું ધામ હતું.

ગુજરાતના છેલ્લા હિંદુ રાજા કર્ણ વાઘેલા પાસેથી ઇ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત લીધું તે પછી, એક સદી સુધી અવ્યવસ્થા ને અંધેર ચાલ્યાં. ચૌદમી સદીના અંતમાં દિલ્હીના બાદશાહનો ગુજરાત ખાતેનો સૂબો ઝફરખાં મુઝફ્ફરશાહ નામ ધારણ કરી સ્વતંત્ર થયો અને પાટણની ગાદીએ બેઠો. એના પછી એનો પૌત્ર અમદાવાદ વસાવનાર અહમદશાહ ઈ. સ. ૧૪૧૦ માં ગાદીએ બેઠો. મુઝફ્ફરશાહને આશાવલનાં હવાપાણી બહુ ગમતાં અને મુખ્યત્વે ત્યાં જ રહેતો. અહમદશાહને પણ આશાવલ બહુ ગમતું એટલે સરખેજનિવાસી સંત શેખ અહમદ ખટ્ટુગંજની સલાહથી આશાવલની નજીક ઉત્તરે અહમદાબાદ વસાવવાનો વિચાર કર્યો.

## અમદાવાદનું ખાતમુહૂર્ત

સંવત ૧૪૬૮ ના વૈશાખ સુદ ૭ ને રવિવારે પુષ્ય નક્ષત્રના પ્રથમ પ્રહરમાં, હી. સં ૮૧૩ ના ઝીલકાદની ૭ મી અને ઇ. સ. ૧૪૧૧ ના માર્ચની ૪ થી તારીખે બપ્પાદની નીમાઝ જિંદગીમાં કદીય પાડી ન હોય એવા પવિત્ર ચાર અહમદો — એક બાદશાહ અહમદશાહ પોતે, બીજા શેખ અહમદ ખટ્ટુગંજ, ત્રીજા કાજી અહમદ અને ચોથા મલીક અહમદ — એમણે ભદ્રના કિલ્લાનું શાસ્ત્રવિધિ અનુસાર ખાતમુહૂર્ત કર્યું. આમ અમદાવાદના પાયામાં આશા ભીલની દીકરી સીપ્રી કે તેજાંના

પ્યારની કહેવાતી દંતકથા અથવા 'જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા' ની પ્રેરણા નહોતી. એ વાતો લોકોએ જોડી કાઢેલી લાગે છે. અહમદશાહ ધાર્મિક વૃત્તિવાળો પવિત્ર પુરુષ હતો છતાં ધર્માંધ પણ હતો. આશાવલનાં હિંદુ મંદિરોનો એણે ઉચ્છેદ કર્યો છે તો પ્રસિદ્ધ જુમ્મા મસ્જિદ જેવું સર્જન પણ કરાવ્યું છે. અમદાવાદ વસાવતાં અને શણગારતાં મુસલમાન બાદશાહોએ અણહીલપુર પાટણનો નમૂનો પોતાની નજર સમક્ષ રાખ્યા કર્યો છે. પાટણના કિલ્લાના નામ પરથી જ અહમદશાહે પોતાના કિલ્લાને પણ ભદ્રના કિલ્લાનું નામ આપ્યું છે.

સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદ ઉત્તરોત્તર આબાદ થતું ચાલ્યું. અહમદશાહના પૌત્ર સુલતાન કુતુબુદ્દીને, જેને જોઇને પરદેશી મુસાફરો તવાક થઇ જતા એવું મનોહર કાંકરિયું તળાવ અને સુંદર મસ્જિદો બંધાવી. એના પછીના સુલતાન મશહુર મહમદ બેગડાએ ઇ. સ. ૧૪૮૭ માં શહેરનો કોટ બંધાવ્યો. એણે ઘણા મુલકો જીત્યા. એનો ઝાઝો સમય જૂનાગઢ કે ચાંપાનેરમાં રહેવા અને એ શહેરોને શણગારવામાં જતો. છતાં એ લહેરી અને શોખીન બાદશાહે અમદાવાદને વિસાર્યું નથી. એણે ઝાડો રોપાવી મસ્જિદો બંધાવી શહેરની શોભા વધારી. ખેડૂતોને એ કૂવા કરાવી આપતો અને કોઇ ઝાડ રોપે તો તેને ઇનામ આપતો. હિંદુઓને મુસલમાન બનાવવાની ધર્માંધતા તેને વળગેલી હતી છતાં હિંદુઓને એણે ખાસ અન્યાય કર્યો નથી. આ વખતે આશાવલનાં વળતાં પાણી થવા લાગ્યાં હતાં. ભદ્રના કિલ્લાની બહાર શહેર વધ્યે જતું હતું. દરિયાપુર, કાળુપુર, સારંગપુર અને તાજપુરનાં પરાં તથા લત્તાઓ બેગડાના અમીરોએ વસાવેલાં છે. સુલતાન મહમદ બેગડો ચાંપાનેર રહેતો છતાં સુબા મુહાફિઝખાંના કુશળ વહીવટથી તે વખતે જાગેલો ચોરોનો ઉપદ્રવ સદંતર બંધ થયો અને લોકો સહીસલામતી અને સુખ અનુભવવા લાગ્યાં.

મહમદ બેગડા પછીના સુલતાનો ચાંપાનેરમાં જ રહેતા. એટલે શહેરમાં જોઇએ એવાં તેજ કે તાજગી જણાતાં નહિ. બેગડા પછી એનો પુત્ર મુઝફ્ફરશાહ ગાદીએ આવ્યો. પણ એના અમદાવાદ ખાતેના સુબા અને ચોરો પકડવામાં ઉસ્તાદ કોટવાલ મલિક ઉલમુલ્ક પાસેથી બહાદુરશાહે અમદાવાદ લઇ લીધું. બહાદુરની ટૂંકી પણ દેદીપ્યમાન કારકિર્દિનો મોટો ભાગ લડાઇઓમાં જ ગયો. એ પછીની અર્ધી સદી કંઈ વિશિષ્ટ બનાવો બન્યા નથી. બહાદુરશાહ પછીના સુલતાનો નામના જ હતા અને અમીરોએ ગુજરાતને વહેંચી લીધું હતું. સુલતાન અહમદ ત્રીજાને મારી નંખાવી સાબરમતીની રેતીમાં ફેંકાવી દેનાર અમીર ઇનિમાદખાં પાસેથી ઈ. સ. ૧૫૫૬ ના અરસામાં સરદાર ચંગીઝખાં રૂમીએ અમદાવાદ કબજે કર્યું અને બે વર્ષ સારી વ્યવસ્થા કરી. પણ ઇ. સ. ૧૫૫૮ માં જુજહારખાં હબસીએ કપટથી આ ચંગીઝખાંને મારી નાંખ્યો અને થોડો સમય અમદાવાદ હબસીઓના હાથમાં ધકેલાઇ ગયું. પણ ૧૫૬૮ માં ઇનમાદખાંએ ફરીથી અમદાવાદ લીધું.

છેવટે ઇ. સ. ૧૫૭૨ માં અમદાવાદ જીતવા નીકળેલા શેરખાંને હરાવવા દિલ્હીથી અકબરશાહને નિમંત્ર્યા અને વગર લડાઇએ ગુજરાત શરણે થયું. ઈ. સ. ૧૫૭૨ માં બાદશાહી સિક્કો પડયો અને ખુતબો વંચાયો. પોતાના દૂધભાઇ સુપ્રસિદ્ધ મીરઝાં અઝીઝ કોકાને ગુજરાતના સુબા નીમી અકબરશાહ દિલ્હી ગયા. પરંતુ બે માસમાં જ મીરઝાં મહમ્મૂદ હુસેન અને ઇખ્તિયાર ઉલ્લમુલ્કે બળવો કર્યો. ભારે ઝડપથી અકબરશાહ પોતે મોટું લશ્કર લઇને આવ્યા અને ઇ. સ. ૧૫૭૩ ના સપ્ટેમ્બરની ૨ જી તારીએ મોટી લડાઇ થઈ, જેમાં બળવાખોરો પકડાયા અને મરાયા. અને ત્યારથી અમદાવાદને એની સ્વતંત્ર બાદશાહીની ગીદી છાંયનો સદાને માટે વિયોગ થયો, અને દિલ્હીના બાદશાહોની સુબાગીરી સાંપડી.

સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદ ખૂબ ખીલી ઊઠ્યું હતું. દસ દસ ગાડાં સાથે ચાલી શકે એવા પહોળા એના રસ્તા હતા. બાગબગીચા, સુરક્ષિત દરવાજા, બૂરજો અને સુંદર ઇમારતોથી એ શોભતું હતું. હજારો વર્ષોથી ગુજરાત દરિયાનું સ્વામિત્વ ભોગવતું આવતું હતું. ગુજરાતીઓનાં વહાણો રાતા સમુદ્ર અને હિંદી મહાસાગર પર ઘૂમતાં એટલે જ્યાં આખી દુનિયામાં બનતી ચીજો મળી શકે છે એવું એનું પાટનગર અમદાવાદ દેશપરદેશનું ધન ખેંચી લાવી સમૃદ્ધ બનેલું હોય એ સ્વાભાવિક છે. દસ દસ દિવસે બસેં ગાડાંનો કાફલો અમદાવાદથી ખંભાત જતો અને એનાં કિનખાબ, રેશમ, ગળી અને સુગંધી પદાર્થોની આફ્રિકા, ચીન, ઇરાન, મલાયા વગેરે દેશોમાં નિકાસ થતી. ટૂંકમાં સુપ્રસિદ્ધ ઇતિહાસકાર અબુલફઝલના શબ્દોમાં કહીએ તો અમદાવાદ તે વખતે દુનિયાનું બજાર હતું.

**મધ્યકાલીન અમદાવાદ**

ઈ. સ. ૧૫૭૩માં અમદાવાદ મોગલ સામ્રાજ્યના માનીતા પ્રાંત ગુજરાતનું મુખ્ય શહેર બન્યું ત્યારથી તે ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના અવસાન સુધીનાં ૧૩૪ વર્ષના ગાળામાં ઉત્તરોત્તર આબાદ થતું ગયું. જો કે સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદ જેટલું ખીલ્યું તેના ચોથા ભાગનુંય મોગલાઈ જમાનામાં ખીલ્યું નથી. ઘણું કરીને બાદશાહ પોતાના અંગના ખાસ માણસોને કે બાદશાહજાદાઓને જ અમદાવાદની સુબેદારી સોંપતા. એટલે અમદાવાદમાં ઘણા નામાંકિત પુરુષો સુબા તરીકે આવી ગયા છે. મોગલાઇની સુબાગીરીમાં સૌ પ્રથમ સુબા તે અકબરના દૂધભાઇ સુપ્રસિદ્ધ મીરઝાં અઝીઝ કોકલતાશ હતા. એમણે જહાંગીરના રાજ્ય સુધીમાં ચાર વાર અમદાવાદની સુબેદારી કરી હતી. સુબા મુકરંબખાંના વખતમાં જહાંગીર બાદશાહ ખુદ અમદાવાદ આવીને રહ્યા હતા. જો કે કાશ્મીરની હરિયાળી કુંજોમાં વિહરનાર એ રસિક બાદશાહને તો 'જે દીઠઈ ઉપજઈ આલ્હાદ, એહવું નગર શ્રી અહિમ્મદાવાદ' પણ ગમ્યું નહિ. અમદાવાદના ધૂળિયા રસ્તા અને તાપથી એણે કંટાળી આ શહેરને 'ગર્દાબાદ' (ધૂળનું શહેર), 'બિમારીસ્તાન' (રોગનું શહેર) કે 'ઝહન્નમાબાદ' (નરકનું સ્થળ) કહી નાખ્યું છે. જો કે જહાંગીરે અમદાવાદમાં મોજ પણ કરી છે. મુખ્યત્વે કાંકરિયા પરના મહેલો (કદાચ ઘટામંડળના)માં બાદશાહ જહાંગીર રહેતા અને કાંકરિયામાં રંગબેરંગી દીવાઓની રોશની કરાવી આનશબાજી કરાવતા. બેગમ નૂરજહાંને લઇને જોણીયા નામની નાની બળદગાડી પોતે હાંકી કારંજના મેદાનમાં ફરતા. વળી કાળુપુરને રસ્તે જે ટંકશાળ છે તે જહાંગીર બાદશાહના વખતમાં થઈ એમ કહેવાય છે. આ જ સમયમાં (ઈ. સ. ૧૬૧૮) ઈગ્લેન્ડના રાજા જેમ્સ પહેલાના એલચી તરીકે સર ટોમસ રો અમદાવાદ આવી જહાંગીર બાદશાહને મળ્યો અને ઇસ્ટ ઈન્ડીઆ કંપની માટે વેપારનો બાદશાહી-પરવાનો મેળવ્યો. દુનિયાના સમ્રાટ જહાંગીરને તે વખતે સ્વપ્નેય ખ્યાલ નહોતો કે ત્યારથી (૧૬૧૮) બરાબર બસો વર્ષે (ઈ. સ. ૧૮૧૮) ભદ્રના કિલ્લા ઉપર 'યુનિયન જેક' ઊડવાનાં પગરણ એ પરવાનાથી મંડાનાં હતાં !

શાહજહાંએ સુબા તરીકે અમદાવાદમાં બહુ વખત નિવાસ કર્યો હોય એમ જણાતું નથી. એના પછી એના રાજ્યઅમલ દરમિયાન તેર સુબા નિમાયા એમાં આઝમખાં, શાહજાદા ઔરંગઝેબ, શાહજાદા મુહમ્મદ દારા શીકોહ અને શાહજાદા મુરાદબક્ષ એટલા નામાંકિત થઇ ગયા છે. ભદ્રના કિલ્લાની બાજુમાં આઝમખાંનો મહેલ બાંધનાર આઝમખાં સુબાઓમાં સર્વથી સત્તાવાળો, ક્રૂર અને ગુન્હા માટે સખ્ત સજા કરનાર સુબો હતો. એનાથી કંટાળી પ્રજાએ શાહઆલમના વંશજ સૈયદ જલાલ બુખારી મારફતે બાદશાહને ફરિયાદ કરાવી અને આઝમખાંની બદલી થઇ અને શાહજાદા ઔરંગઝેબને

અમદાવાદની સુબાગીરી મળી (ઇ. સ. ૧૬૪૪–૪૬). ઔરંગઝેબની સુબાગીરી દરમિયાન બે ધાર્મિક હુલ્લડ થયાં અને ધર્માંધ શાહજાદાએ સરસપુરમાં શાંતિદાસ ઝવેરીએ બંધાવેલું પ્રખ્યાત ચિંતામણનું મંદિર તોડી મૂર્તિઓ ભાંગી અને મસ્જિદમાં ફેરવી નાંખ્યું. જો કે કેટલીક મુખ્ય પ્રતિમાઓ બચાવીને શેઠ શાંતિદાસે ઝવેરીવાડમાં સંતાડી દીધી. આ પછી ઇ. સ. ૧૬૪૮ થી ૫૮ સુધીમાં અમદાવાદની સુબાગીરી પ્રસિદ્ધ શાહજાદા દારા શીકોહ, શૈસ્તખાં, શાહજાદા મુરાદબક્ષ જેવા નામાંકિત પુરુષોના હાથમાં આવી હતી. ઇ. સ. ૧૬૫૮ માં અમદાવાદીઓના પૈસાની મદદથી બળવો કરનાર મુરાદની સાથે ઔરંગઝેબે બિમાર અને વૃદ્ધ શાહજહાંને કેદ કર્યો અને મુરાદની જરૂર ન હોવાથી એને પણ કેદમાં નાંખ્યો અને પોતે બાદશાહ થયો.

ઈ. સ. ૧૬૫૮ થી ઇ. સ. ૧૭૦૭ સુધીના ઔરંગઝેબના સમયમાં મહારાજા જસવંતસિંહ, સુજાતખાં, બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહ, બાદશાહજાદા મુહમ્મદ બેદારબખ્ત વગેરે નામાંકિત સુબાઓ અમદાવાદમાં આવી ગયા હતા. ઔરંગઝેબના સમયમાં કર, જકાત અને કેટલાક ખોટા રિવાજો વગેરે બાદશાહી ફરમાનથી દૂર થયાં. પરંતુ બબ્બે હુલ્લડો, દુકાળ અને રેલોથી અને ઔરંગઝેબના મૃત્યુ પછી તરત જ બાલાજી વિશ્વનાથે ચઢાઇ કરી અમદાવાદને ગભરાવી મૂક્યું અને લૂંટયું ત્યારથી અમદાવાદની પડતીના ગણેશ બેસી ગયા એટલું તો ચોક્કસ.

આ મોગલાઇ કાળનું વિહંગાવલોકન કરી લેતાં જણાય છે કે શાહજહાં ને આઝમખાં જેવા સુબાઓએ શાહીબાગ, આઝમખાંનો મહેલ વગેરે ઇમારતોથી અમદાવાદની શોભા વધારી હતી. શાંતિ હોવાથી વેપાર પણ ધમધોકાર ચાલતો. પરદેશી મુસાફર વ્હીટીંગ્ટનને અમદાવાદ લંડન જેવડું મોટું લાગતું હતું. જેમેલી કેરેરી (ઈ. સ. ૧૬૯૫)ને અમદાવાદની કિનખાબ અને રેશમી કાપડની ફૂલપત્તી તથા બુટ્ટાભરેલી કારીગરી વેનીસની કારીગરીથી ભાગ્યે જ ઊતરતી લાગેલી. શહેરની આસપાસ સાતસાત માઇલ સુધી પરાં હતાં. શહેરનાં અને શહેર બહારનાં બધાં મળી સવાસો જેટલાં પરાં હતાં. પરાં સાથે શહેરની લંબાઈ ૪૩ માઇલ હતી અને કોટને બાર દરવાજા હતા. પહોળા રસ્તાઓ પર એવાં ઊંચાં ને લીલાંછમ ઝાડ હતાં કે જાણે કોઇ ઉપવનમાં ચાલતા હોઇએ એવું લાગે. સ્વતંત્ર બાદશાહોની માફક મોગલ સુબાઓ પણ દબદબાભર્યા દરબારો ભરતા, હાથીખાનાં, ઘોડાખાનાં વગેરેના વૈભવ પણ ઓછા નહોતા. ધનસંપત્તિ એટલી હતી કે ઇ. સ. ૧૬૬૪માં શિવાજી મહારાજે સૂરત લૂંટયું તે વખતની સૂરતની સંપત્તિ કરતાં ખંભાત વધારે ધનવાન હતું અને અમદાવાદ એ બેઉ કરતાં કંઇ દરજ્જે વધારે સંપત્તિવાન હતું. સ્વચ્છતા, વસતીની આબાદી, વેપાર, મકાનોની સુંદરતા, અરે નગરનાં નરનારીઓની સુંદરતામાં પણ અમદાવાદનો જોટો હિંદમાં બીજો જડે તેમ નહોતો. પણ એ સ્થિતિ ઝાઝો વખત રહેવા માટે સર્જાઇ નહોતી. શાહજહાં વગેરે બાદશાહોએ મોગલ સામ્રાજ્યની આખી ભારતીય સમૃદ્ધિથી દિલ્હી–આગ્રાને શણગારવા માંડયાં અને અમદાવાદને સુબાઓનો સાવકી માનો પ્રેમ મળવા લાગ્યો. ત્યારથી અને વ્યવસ્થા માટે ઔરંગઝેબની ઘણી કાળજી છતાં પાછળના બાદશાહો નબળા થતા ગયા તેથી ઇ. સ. ૧૭૫૮માં પેશ્વાએ અમદાવાદ લીધું ત્યાં સુધીમાં તો અમદાવાદનાં ઊતરતાં પાણી થવાનાં પગરણ મંડાઈ ચૂકયાં હતાં.

ઇ. સ. ૧૭૦૦ થી ઈ. સ. ૧૭૪૮ સુધીના લગભગ અર્ધી સદીના ગાળામાં સત્તરેક સુબા અમદાવાદ આવી ગયા. ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા નીકળ્યા. અનેક સુબાઓને વારંવાર પેશ્વા સાથે લડાઇમાં ઊતરવું પડતું. કયારેક હિંદુ–મુસલમાનનું હુલ્લડ થઈ જતું. વેપારધંધા

મંદ પડવા માંડયા હતા. સર્વત્ર ભય અને ત્રાસ વર્તી રહ્યાં હતાં એટલે પ્રજા પણ સલામતી ખાતર હિજરત કરવા લાગી હતી. આમ લગભગ અર્ધી સદીની અવ્યવસ્થા પછી રઘુનાથરાવ પેશ્વાએ ઈ. સ. ૧૭૫૩ ના એપ્રિલની ૨૭ તારીખે સુબા જવાંમર્દખાં પાસેથી અમદાવાદ લીધું અને મરેઠા હકૂમત સ્થાપી. આમાં વડોદરાના દામાજી ગાયકવાડનો અર્ધો ભાગ હતો. ગાયકવાડની સત્તા એક દરવાજે અને પેશ્વાની બાકીને દરવાજે રહેતી. ગાયકવાડ તરફથી એક પ્રતિનિધિ રહેતો અને પેશ્વા સુબો નીમતા.

ઈ. સ. ૧૭૫૫ માં મરેઠાઓએ જુલ્મ કર્યો એટલે ખંભાતથી મોમીનખાં અમદાવાદ પર ચઢી આવ્યો અને એમાં સાથે આવેલા કોળીઓએ લૂંટ કરી. હાથોહાથની લડાઇ થઇ અને પેશ્વા નાસી ગયા. પરંતુ થોડા વખતમાં પેશ્વાએ સદાશિવ રામચંદ્રને દામાજી તથા ખંડેરાવ ગાયકવાડ સાથે અમદાવાદ લેવા મોકલ્યા સદાશિવે જબ્બર ઘેરો ઘાલ્યો. છેવટે કંટાળીને પેશ્વાની શરત પ્રમાણે લાખ રૂપિયા તથા ખંભાત લઇ મોમીનખાંએ અમદાવાદ છોડયું અને ઇ. સ. ૧૭૫૮ ના ફેબ્રુઆરીની ૨૭ મી તારીખે અમદાવાદ સંપૂર્ણપણે મરેઠાઓની હકૂમત હેઠળ આવ્યું.

શરૂઆતમાં સદાશિવ રામચંદ્રે આઠેક વર્ષ સુબાગીરી કરી. પછી કેટલાક સુબા આવી ગયા તેમાં બાપજી પંડિતના વખતમાં ફત્તેહસિંહ ગાયકવાડની સાથે રહી જનરલ ગોડાર્ડે અમદાવાદ પેશ્વા પાસેથી લઈ લીધું અને પોતાનું થોડું લશ્કર રાખી ગાયકવાડને સોંપી દીધું—ઇ. સ. ૧૭૮૦. તે પછી ગાયકવાડ અને પેશ્વાના સુબાઓ આવ્યા કર્યા. તેમાં ઇ. સ. ૧૭૯૮ માં કાશનરાવ ભીમરાવ શેલુકર પેશ્વાનો સુબો થઇને આવ્યો. શેલુકર એટલો ક્રૂર અને જુલ્મી હતો કે નાનું છોકરું પણ એને ઓળખતું! તાયફાવેરો અને નતવેરો જુલ્મથી લેતો. ચાલતી સવારીએ નાચગાન જોતો. એના જુલ્મની ગાયકવાડે પેશ્વાને ખબર કરી અને એને પકડી મંગાવવા ચઢાઇ કરવાની પરવાનગી મેળવી. જ્યારે ગાયકવાડે અમદાવાદ લશ્કર મોકલ્યું ત્યારે એ જ નફ્ફટ શોખમાં શેલુકરે અમદાવાદ ગુમાવ્યું. એ જ શેલુકર વિશે કહેવાય છે કે 'હાથમાં હડો ને બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ'! અહીંથી વાર્ષિક પાંચ લાખ રૂપિયા પેશ્વાને આપવાની શરતે ગાયકવાડે અમદાવાદનો ઇજારો લીધો, અને ચૌદેક વર્ષ સુધી રાખ્યો. ઇ. સ. ૧૮૦૦માં 'કાકાસાહેબ'ના નામે જાણીતા થયેલા રઘુનાથરાવ મહીપત અમદાવાદના સુબા થઇને આવ્યા. એમની દસેક વર્ષની સુબાગીરીમાં એમણે સારી વ્યવસ્થા કરી. લોકો કંઈક સુખી થયા. કાંકરિયું સૂકું રહેતું હતું તેમાં પાણી રહે એવી વ્યવસ્થા કરી. એ વખતે માલમિલકતના વારસામાં સરકાર તરફથી દખલ થતી તે કાકાસાહેબે હંમેશ માટે દૂર કરી. ઇ. સ. ૧૮૧૧-૧૨ માં રામચંદ્ર કશન સુબા હતા ત્યારે ભયંકર અગણોતેરો ( સંવત ૧૮૬૯ નો ) દુકાળ પડયો અને રોગચાળો ફાટી નીકળ્યો. રોજ ચારથી પાંચ માણસ મરતાં અને મડદાંને બાળવા માટે પૂરતાં લાકડાં પણ મળતાં નહિ. કોઇ ખાવાનું લઇને બહાર નીકળે તો મારવાડીઓ લૂંટી લેતા. આ દુર્દશામાં વળી દુકાળ પછી બીજે વર્ષે સુબા થઇ આવનાર નારાયણરાવ ટાયકાએ લોકોને ખૂબ દંડયા અને તેમના અનુગામી રાણુ રામચંદ્ર કાચા કાનના હોઈ ચાડીઓનું જોર વધી ગયું અને પ્રજા ત્રાસી ઊઠી. ત્યાં તો ઈ. સ. ૧૮૧૪ માં ગાયકવાડને મળેલો અમદાવાદનો ઇજારો પૂરો થયો. પેશ્વાએ ફરી ઇજારો આપવાની ના પાડી અને ત્ર્યંબકજી ડેંગલેને અમદાવાદમાં સુબો નીમ્યો. આ ત્ર્યંબકજી ન્યાય-અન્યાયથી પૈસા કઢાવી જુલ્મ કરવા મંડયો પણ છેવટે ઇ. સ. ૧૮૧૭ માં એ બધાનો અંત આવ્યો અને વાર્ષિક સાડા ચાર લાખ રૂપિયા આપવાની શરતે અમદાવાદ ગાયકવાડને મળ્યું. પણ અંગ્રેજો પેશ્વા પાસે રકમ માગતા હતા એટલે એ હક અંગ્રેજોએ છીનવી લીધો અને અમદાવાદમાં માત્ર ગાયકવાડની હવેલી રહેવા દઈ ઇ. સ. ૧૮૧૭ ના નવેમ્બરમાં

ખેડાના કલેકટર મી. ડનલોપે અમદાવાદનો કબજો લીધો અને ઇ. સ. ૧૮૧૮ થી ભદ્રના કિલ્લા પર 'યુનિયન જેક' ફરફરી રહ્યો.

૬૩ વર્ષની મરેઠી હકૂમતમાં અમદાવાદે શું આસમાની-સુલતાની જોઇ તે જરા જોઇ લઈએ. મરેઠી અમલમાં સત્તાનું કેન્દ્ર પૂના હતું. પેશ્વાઇના દોરનો પૂનેથી સંચાર થતો અને સ્વ. નવલરામભાઇએ કહ્યું છે તેમ "બહુ ચકરાં જાલમ જોર 'પકડે યા' કરતાં". પેશ્વાઓનો ઘણો સમય સત્તા જમાવવા માટે લડાઇઓમાં જતો. અહીં અમદાવાદમાં પેશ્વાના શેલુકર જેવા સુબા જુલ્મ કરતા, ભય અને ત્રાસ વર્તાવતા. પરંતુ 'કાકા સાહેબ' જેવા ગાયકવાડના સુબાના સમયમાં લોકોને સુખ શાંતિ રહેતાં ખરાં. મુસલમાન બાદશાહોની અને સુબાઓની તો એ ખાસિયત હતી કે જ્યાં કંઇ પોતે થોડો વખત રહેતા ત્યાં સુંદર ઇમારતો કે બાગબગીચાનું સંભારણું મૂકી જતા. મરાઠાઓએ આવું તો કંઇ કર્યું જ નથી. ઉલ્ટું અમદાવાદની કેટલીયે મસ્જિદોને અપવિત્ર કરી અને બદસૂરત કરી એમાં ઘાસ ભર્યું. મરાઠાઓ એમના ઝનૂનમાં જરૂર પડે મંદિર કે મસ્જિદ કશું પણ નાશ કરવામાંથી છોડતા નહિ. રાઘુ રામચંદ્ર જેવા કાચા કાનના સુબાના સમયમાં બાર મણનો દૂધપાક ખાઇ જાય એટલા ચાડીઆઓ વધી પડયા. આ ચાડીઆઓનું જોર એટલું વધી પડયું હતું કે કોઇથી સારું લુગડું પહેરી બહાર નીકળાતું નહિ કે ચોપડો લઇ ઉઘરાણી કરવા જવાતું નહિ. જો કોઇ ચાડીઓ આમ જોઇ જતો તો સુબાને ખબર કરતો અને એ માણસને બોલાવી પૈસા કઢાવવામાં આવતા. પૈસા ન આપે તો છાતી પર પથર મૂકી જુલ્મથી માગેલી રકમ મેળવાતી. આ ચાડીઆઓ સુંદર સ્ત્રીની પણ ચાડી ખાતા. છેવટે જ્યારે એમનો ત્રાસ અસહ્ય થઇ પડયો ત્યારે લોકોએ એકત્ર થઈ ચાડીઆના બે સરદાર ઓતીઆ (ઉત્તમચંદ) અને ગોધીઆ (ગોરધન) ને પકડયા. ઓતીઆને મોંઢે મેંશ ચોપડી અવળે ગધેડે બેસાડી આખા ગામમાં એની 'જાન' ફેરવી અને ઇંટ-રોડાથી એનું સ્વાગત કરી મારી નાંખ્યો. ગોધીઆની પણ એ જ દશા કરી, ત્યારે ચાડીઆઓનું જોર નરમ પડયું. વળી મરેઠી રાજ્યમાં ધોળે દહાડે ચોરી થતી. લોકો આ ત્રાસમાંથી બચવા સાંકડી ગલીઓ અને પોળો કરી વસવા લાગ્યા હતા. એક વખતના દસ દસ ગાડાં સાથે ચાલી શકે એવા રસ્તા સાંકડા, બેડોળ અને વાંકાચૂંકા થઇ ગયા. લાંચ રૂશ્વત પણ હદપારની વધી ગઇ હતી. લોકોની સુખશાંતિ તરફ સુબાઓનું ધ્યાન જતું નહિ; માત્ર જે તે વાતમાં 'લાવ રૂપિયા, લાવ રૂપિયા' ની વાત રહેતી. કોઇ નવું ઘર બંધાવે તો પૂરું થતાં સુધીમાં, કહે છે, એટલી બધી લાંચની રકમ ચૂકવવી પડતી કે તૈયાર થયેલા ઘરને 'સોના રૂપાની ઈંટોનો વાડો' કહેવું પડતું ! વળી હાલતાં ચાલતાં દંડ કરવામાં આવતો. આમ ઔરંગઝેબના મરણ પછી ઘસાતું ચાલેલું અમદાવાદ મરેઠી રાજ્યમાં દુર્દશાને પામ્યું. આથી જ ઇ. સ. ૧૭૮૧માં સાચા સંસ્કારી યુરોપીઅન અને હિંદ પ્રત્યે હૃદયપૂર્વકની સહાનુભૂતિ ધરાવનાર જેમ્સ ફોર્બ્સ ફોર્બ્સ હિંદ આવ્યા ત્યારે એમની નજરે એક વખતનું ઉપવન જેવું અમદાવાદ ખંડેર અને વેરાન દશામાં નજરે પડયું. ખેતરોમાં વાઘ, વરુ, સાપ, અજગર રહેતા અને ખંડેરોમાં ચોર, ઘુવડ, શિયાળ અને વાંદરાં ભરાઇ રહેતાં. ફોર્બ્સ લખે છે "પૂર્વના આ એક મોટામાં મોટા 'મહાન શહેર' માં પહેલાં વેપારીઓ, કલાકારો અને દરેક જાતના મુસાફરો આવતા અને રહેતા અને હવે (ઇ. સ. ૧૭૮૧ માં) એ જ શહેર શૂન્યકાર, દરિદ્ર અને વેરાન છે. આપણે મોગલ જાહોજલાલીમાં મરેઠા જંગલીપણું, સુંદર ઘૂમટોને કાદવનાં ઝૂંપડાંથી ઢાંકતું જોઇએ છીએ, એ મનોહર કારીગરીવાળાં ભવ્ય મકાનોના ભાગને આસપાસથી નાની બારીઓ અને ગંદવાડવાળી ભીંતોથી ઢાંકી ગમે ત્યાં ચૂલા કરી રંધાતું જોઇએ છીએ." અરે અમદાવાદની આવી ખરાબ હાલત જોતાં પણ જેમ્સ ફોર્બસને અરેબિયન નાઇટસમાં

મંદ પડવા માંડયા હતા. સર્વત્ર ભય અને ત્રાસ વર્તી રહ્યાં હતાં એટલે પ્રજા પણ સલામતી ખાતર હિજરત કરવા લાગી હતી. આમ લગભગ અર્ધી સદીની અવ્યવસ્થા પછી રઘુનાથરાવ પેશ્વાએ ઈ. સ. ૧૭૫૩ ના એપ્રિલની ૨૭ તારીખે સુબા જ્વાંમર્દખાં પાસેથી અમદાવાદ લીધું અને મરેઠા હકૂમત સ્થાપી. આમાં વડોદરાના દામાજી ગાયકવાડનો અર્ધો ભાગ હતો. ગાયકવાડની સત્તા એક દરવાજે અને પેશ્વાની બાકીને દરવાજે રહેતી. ગાયકવાડ તરફથી એક પ્રતિનિધિ રહેતો અને પેશ્વા સુબો નીમતા.

ઈ. સ ૧૭૫૫ માં મરેઠાઓએ જુલ્મ કર્યો એટલે ખંભાતથી મોમીનખાં અમદાવાદ પર ચઢી આવ્યો અને એમાં સાથે આવેલા કોળીઓએ લૂટ કરી. હાથોહાથની લડાઈ થઈ અને પેશ્વા નાસી ગયા. પરંતુ થોડા વખતમાં પેશ્વાએ સદાશિવ રામચંદ્રને દામાજી તથા ખંડેરાવ ગાયકવાડ સાથે અમદાવાદ લેવા મોકલ્યા સદાશિવે જબ્બર ઘેરો ઘાલ્યો. છેવટે કંટાળીને પેશ્વાની શરત પ્રમાણે લાખ રૂપિયા તથા ખંભાત લઈ મોમીનખાંએ અમદાવાદ છોડયું અને ઈ.સ. ૧૭૫૮ ના ફેબ્રુઆરીની ૨૭ મી તારીખે અમદાવાદ સંપૂર્ણપણે મરેઠાઓની હકૂમત હેઠળ આવ્યું.

શરૂઆતમાં સદાશિવ રામચંદ્રે આઠેક વર્ષ સુબાગીરી કરી પછી કેટલાક સુબા આવી ગયા તેમાં બાપજી પંડિતના વખતમાં ફત્તેહસિંહ ગાયકવાડની સાથે રહી જનરલ ગોડાર્ડે અમદાવાદ પેશ્વા પાસેથી લઈ લીધુ અને પોતાનું થોડું લશ્કર રાખી ગાયકવાડને સોંપી દીધું—ઈ.સ. ૧૭૮૦. તે પછી ગાયકવાડ અને પેશ્વાના સુબાઓ આવ્યા કર્યા. તેમાં ઇ. સ ૧૭૯૮ માં કશનરાવ ભીમરાવ શેલુકર પેશ્વાનો સુબો થઇને આવ્યો. શેલુકર એટલો ક્રૂર અને જુલ્મી હતો કે નાનું છોકરૂં પણ એને ઓળખતું! તાયફાવેરો અને નતવેરો જુલ્મથી લેતો. ચાલતી સવારીએ નાચગાન જોતો. એના જુલ્મની ગાયકવાડે પેશ્વાને ખબર કરી અને એને પકડી મંગાવવા ચઢાઇ કરવાની પરવાનગી મેળવી. જ્યારે ગાયકવાડે અમદાવાદ લશ્કર મોકલ્યું ત્યારે એ જ નક્કટ ગોખમાં શેલુકરે અમદાવાદ ગુમાવ્યું. એ જ શેલુકર વિશે કહેવાય છે કે 'હાથમાં દંડો ને બગલમાં મોઈ, હવેલી લેતાં ગુજરાત ખોઈ'! અહીંથી વાર્ષિક પાંચ લાખ રૂપિયા પેશ્વાને આપવાની શરતે ગાયકવાડે અમદાવાદનો ઇજારો લીધો, અને ચૌદેક વર્ષ સુધી રાખ્યો. ઇ સ. ૧૮૦૦માં 'કાકાસાહેબ'ના નામે જાણીતા થયેલા રઘુનાથરાવ મહીપત અમદાવાદના સુબા થઇને આવ્યા. એમની દસેક વર્ષની સુબાગીરીમાં એમણે સારી વ્યવસ્થા કરી. લોકો કંઈક સુખી થયા કાંકરિયું સૂકું રહેતું હતું તેમાં પાણી રહે એવી વ્યવસ્થા કરી. એ વખતે માલમિલકતના વારસામાં સરકાર તરફથી દખલ થતી તે કાકાસાહેબે હમેશ માટે દૂર કરી. ઇ. સ. ૧૮૧૧–૧૨ માં રામચંદ્ર કશન સુબા હતા ત્યારે ભયંકર અગણોતેરો (સંવત ૧૮૬૯ નો) દુકાળ પડ્યો અને રોગચાળો ફાટી નીકળ્યો. રોજ ચારથી પાંચ માણસ મરતાં અને મડદાંને બાળવા માટે પૂરતાં લાકડાં પણ મળતાં નહિ. કોઇ ખાવાનું લઇને બહાર નીકળે તો મારવાડીઓ લૂંટી લેતા આ દુર્દશામાં વળી દુકાળ પછી બીજે વર્ષે સુબા થઇ આવનાર નારાયણરાવ ટાયકાએ લોકોને ખૂબ દંડ્યા અને તેમના અનુગામી રાઘુ રામચંદ્ર કાયા કાનના હોઈ ચાડીઓનું જોર વધી ગયું અને પ્રજા ત્રાસી ઊઠી. ત્યાં તો ઈ. સ. ૧૮૧૪ માં ગાયકવાડને મળેલો અમદાવાદનો ઇજારો પૂરો થયો. પેશ્વાએ ફરી ઇજારો આપવાની ના પાડી અને ત્ર્યંબકજી ડેંગળેને અમદાવાદમાં સુબો નીમ્યો. આ ત્ર્યંબકજી ન્યાય–અન્યાયથી પૈસા કઢાવી જુલ્મ કરવા મંડ્યો પણ છેવટે ઇ સ ૧૮૧૭ માં એ જમાનો અંત આવ્યો અને વાર્ષિક સાડા ચાર લાખ રૂપિયા આપવાની શરતે અમદાવાદ ગાયકવાડને મળ્યું. પણ અંગ્રેજો પેશ્વા પાસે રકમ માગતા હતા એટલે એ હક્ક અંગ્રેજોએ છીનવી લીધો અને અમદાવાદમાં માત્ર ગાયકવાડની હવેલી રહેવા દઇ ઈ. સ. ૧૮૧૭ ના નવેમ્બરમાં

ખેડાના કલેકટર મી. ડનલોપે અમદાવાદનો કબજો લીધો અને ઇ. સ. ૧૮૧૮ થી ભદ્રના કિલ્લા પર 'યુનિયન જેક' ફરફરી રહ્યો.

૬૩ વર્ષની મરેઠી હકૂમતમાં અમદાવાદે શું આસમાની–સુલતાની જોઇ તે જરા જોઇ લઈએ. મરેઠી અમલમાં સત્તાનું કેન્દ્ર પૂના હતું. પેશ્વાઇના દોરનો પૂનેથી સંચાર થતો અને સ્વ. નવલરામભાઇએ કહ્યું છે તેમ "બહુ ચકરાં જાલગ જોર 'પકડે યા' કરતાં". પેશ્વાઓનો ઘણો સમય સત્તા જમાવવા માટે લડાઇઓમાં જતો. અહીં અમદાવાદમાં પેશ્વાના શેલુકર જેવા સુબા જુલ્મ કરતા, ભય અને ત્રાસ વર્તાવતા. પરંતુ 'કાકા સાહેબ' જેવા ગાયકવાડના સુબાના સમયમાં લોકોને સુખ શાંતિ રહેતાં ખરાં. મુસલમાન બાદશાહોની અને સુબાઓની તો એ ખાસિયત હતી કે જ્યાં કંઇ પોતે થોડો વખત રહેતા ત્યાં સુંદર ઇમારતો કે બાગબગીચાનું સંભારણું મૂકી જતા. મરાઠાઓએ આવું તો કંઇ કર્યું જ નથી. ઉલ્ટું અમદાવાદની કેટલીયે મસ્જિદોને અપવિત્ર કરી અને બદસૂરત કરી એમાં ઘાસ ભર્યું. મરાઠાઓ એમના ઝનૂનમાં જરૂર પડે મંદિર કે મસ્જિદ કશું પણ નાશ કરવામાંથી છોડતા નહિ. રાઘુ રામચંદ્ર જેવા કાચા કાનના સુબાના સમયમાં બાર મણનો દૂધપાક ખાઇ જાય એટલા ચાડીઆઓ વધી પડયા. આ ચાડીઆઓનું જોર એટલું વધી પડયું હતું કે કોઇથી સારું લુગડું પહેરી બહાર નીકળાતું નહિ કે ચોપડો લઇ ઉઘરાણી કરવા જવાતું નહિ. જો કોઇ ચાડીઓ આમ જોઇ જતો તો સુબાને ખબર કરતો અને એ માણસને બોલાવી પૈસા કઢાવવામાં આવતા. પૈસા ન આપે તો છાતી પર પત્થર મૂકી જુલ્મથી માગેલી રકમ મેળવાતી. આ ચાડીઆઓ સુંદર સ્ત્રીની પણ ચાડી ખાતા. છેવટે જ્યારે એમનો ત્રાસ અસહ્ય થઇ પડયો ત્યારે લોકોએ એકત્ર થઈ ચાડીઆના બે સરદાર ઓતીઆ (ઉત્તમચંદ) અને ગોધીઆ (ગિરધન) ને પકડયા. ઓતીઆને મોંઢે મેંશ ચોપડી અવળે ગધેડે બેસાડી આખા ગામમાં એની 'જાન' ફેરવી અને ઇંટ–રોડાથી એનું સ્વાગત કરી મારી નાંખ્યો. ગોધીઆની પણ એ જ દશા કરી, ત્યારે ચાડીઆઓનું જોર નરમ પડયું. વળી મરેઠી રાજ્યમાં ધોળે દહાડે ચોરી થતી. લોકો આ ત્રાસમાંથી બચવા સાંકડી ગલીઓ અને પોળો કરી વસવા લાગ્યા હતા. એક વખતના દસ દસ ગાડાં સાથે ચાલી શકે એવા રસ્તા સાંકડા, બેડોળ અને વાંકાચૂંકા થઇ ગયા. લાંચ રૂસ્વત પણ હદપારની વધી ગઇ હતી. લોકોની સુખશાંતિ તરફ સુબાઓનું ધ્યાન જતું નહિ; માત્ર જે તે વાતમાં 'લાવ રૂપિયા, લાવ રૂપિયા' ની વાત રહેતી. કોઇ નવું ઘર બંધાવે તો પૂરું થતાં સુધીમાં, કહે છે, એટલી બધી લાંચની રકમ ચૂકવવી પડતી કે તૈયાર થયેલા ઘરને 'સોના રૂપાની ઈંટોનો વાડો' કહેવું પડતું ! વળી હાલતાં ચાલતાં દંડ કરવામાં આવતો. આમ ઔરંગઝેબના મરણ પછી ઘસાતું ચાલેલું અમદાવાદ મરેઠી રાજ્યમાં દુર્દશાને પામ્યું. આથી જ ઇ. સ. ૧૭૮૧માં નાચા સંસ્કારી યુરોપીઅન અને હિંદ પ્રત્યે હૃદયપૂર્વકની સહાનુભૂતિ ધરાવનાર જેમ્સ ફોર્બ્સ હિંદ આવ્યા ત્યારે એમની નજરે એક વખતનું ઉપવન જેવું અમદાવાદ ખંડેર અને વેરાન દશામાં નજરે પડયું. ખેતરોમાં વાઘ, વરુ, સાપ, અજગર રહેતા અને ખંડેરોમાં ચોર, ઘુવડ, શિયાળ અને વાંદરાં ભરાઇ રહેતાં. ફોર્બ્સ લખે છે "પૂર્વના આ એક મોટામાં મોટા 'મહાન શહેર' માં પહેલાં વેપારીઓ, કલાકારો અને દરેક જાતના મુસાફરો આવતા અને રહેતા અને હવે (ઇ. સ. ૧૭૮૧ માં) એ જ શહેર શૂન્યકાર, દરિદ્ર અને વેરાન છે. આપણે મોગલ જાહોજલાલીમાં મરેઠા જંગલીપણું, સુંદર ઘૂમટોને કાદવનાં ઝૂંપડાંથી ઢાંકતું જોઇએ છીએ, એ મનોહર કારીગરીવાળાં ભવ્ય મકાનોના ભાગને આસપાસથી નાની બારીઓ અને ગંદવાડવાળી ભીંતોથી ઢાંકી ગમે ત્યાં ચૂલા કરી રંધાતું જોઇએ છીએ." અરે અમદાવાદની આવી ખંડેર હાલત જોતાં પણ જેમ્સ ફોર્બ્સને અરેબિયન નાઇટ્સમાં

આવતા બગદાદ અને બસરાના ભવ્ય વર્ણનોવાળા બાગ અને મહેલની કલ્પના આવતી હતી તે શહેર અગાઉ કેટલું સુંદર હશે! પરામાં શિયાળ વરુના ચિત્કાર સંભળાતા. વસતી ઘણી ઓછી થઈ ગઇ હતી. જે વસતી હતી તે મુખ્યત્વે દરિયાપુર, સારંગપુર, ખાડિયા, રાયપુરમાં જ હતી. ખાનપુર, શાહપુર, રાયખડ તો ઉજ્જડ રહેતાં. કોટ કેટલાય ઠેકાણે પડી જવાથી ચોરનાં ધાડાં ગમે ત્યાંથી પ્રવેશી આવતાં. મરેઠી હકૂમતનાં ૬૩ વર્ષમાં—ઈ. સ. ૧૭૫૩–૧૮૧૭ માં—૮ લાખની વસતીવાળું શહેર માત્ર ૮૦ હજારની વસતીવાળું બની ગયું હતું! આમ "દુનિયાની શણગારેલી રાજકન્યા"નું કીર્તિવંત ઉપનામ મેળવનાર અમદાવાદ મરેઠી સત્તા પછી ઈ. સ. ૧૮૧૮ માં અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે એનું તેજ ઊડી ગયું હતું, મુશ્કેલીથી શ્વાસ લેતું ખોળિયું બની ગયું હતું, અને ઇ. સ. ૧૮૧૯ ના જબ્બર ધરતીકંપે પડતાને પાટુ મારી અધૂરું પૂરું કર્યું.

## અર્વાચીન અમદાવાદ

ઇ. સ. ૧૮૧૮ થી ૧૯૧૪ સુધી એટલે લગભગ એક સદી સુધીનો અંગ્રેજી અમલ હેઠળનો અમદાવાદનો ઇતિહાસ એટલે રાખમાંથી અમદાવાદ આળસ મરડી ઊભું થયું, એની વારસાગત કુનેહથી પુનર્જીવન પ્રાપ્ત થયું તેનો ઇતિહાસ છે. બાદશાહી સુબાઓની માફક અંગ્રેજી અમલદારો આવતા અને જતા. એમને તો પોતાનો દેશ નહિ એટલે મમત્વ શું? માત્ર કોઇ કોઇ ભાંગીતૂટી ઇમારતોને સમરાવતા. વળી અમદાવાદ કમિશનરને રહેવાનું સ્થળ નહિ એટલે એની ખીલવણી જોઇએ એવી ન જ થાય એ સ્વાભાવિક અનુભવની વાત છે. આમ છતાં દિલ્હી દરવાજા બહાર જ્યાં ખરા બપોરે પાઘડી ઉતારી લેતા અને જ્યાં લોકો જાજરૂ જતા, એલિસપૂલની પેલી બાજુ જ્યાં શિયાળવાં ને ડુક્કર ફરતાં અને સંધ્યાકાળ પછી વાઘ-વરુની બ્હીકે જ્યાં જવાની કોઈ હિંમત કરતું નહિ ત્યાં બધે આજે ઇન્દ્રપુરી જેવું થઇ રહ્યું છે, જે શહેરમાં માત્ર નગરશેઠ જેવો જ પ્રજાજન મોટર કે ગાડી ફેરવી શકતો ત્યાં આજે પાર વગરની ગાડીઓ અને મોટરોની ધોધમાર પ્રવૃત્તિ દિવસ ઊગ્યાથી મધરાત સુધી ચાલ્યા કરે છે, એ બધું જોતાં અમદાવાદે એક સદીમાં ભગીરથ પ્રયત્ન કરી પોતાની કાયાપલટ કરી છે એની ના નહિ પાડી શકાય. આ પ્રયત્ન મુખ્યત્વે કેળવણી, વેપાર અને રાજકીય જાગૃતિમાં વહેંચાઈ ગયો છે. એ જરા વિગતવાર જોઇએ.

મરાઠાઓએ ખરેખર 'ગર્દાબાદ' કરી મૂકેલા અમદાવાદના રસ્તાઓ લોકો પાસેથી કર લઇ સુધરાવવા શરૂ થયા. ધૂળ ઊડવાથી રોગચાળો ફાટી નીકળતો એટલે તેના પર પાણી છાંટવાની વ્યવસ્થા કરવામાં આવી. ત્યાં તો આપણી મ્યુનિસિપાલિટીનો જન્મ થયો અને બાદશાહી વખતમાં ચકલે ચકલે બંબા કરી નળ વાટે પાણી પૂરું પાડવામાં આવતું હતું તે નળ પુરાઇ ગયા હતા તે ઇ. સ. ૧૮૫૧-માં સાફ કરાવ્યા. ઇ. સ. ૧૮૪૮ માં એલેકઝાંડર કિન્લોક ફોર્બ્સ સાહેબે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇની મદદથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. એણે કેળવણી અને દેશી ભાષાની વૃદ્ધિનું કામ આરંભ્યું. દેશભરમાં ગોખલેએ દાખલ કરેલી અંગ્રેજી કેળવણીના જવાબરૂપ ઠેઠ ૧૮૨૪ થી તો તુલજારામ સખારામે અંગ્રેજી શાળા પણ શરૂ કરી દીધી. ધીમે ધીમે મગનલાલ કરમચંદની અંગ્રેજી કન્યાશાળા વગેરે પણ ચાલુ થયું. પણ વળી ભૂતકાળ યાદ આવ્યો હોય તેમ અમદાવાદ સુપ્રસિદ્ધ ૧૮૫૭ ના બળવામાં સંડોવાયું. ભય વ્યાપી રહ્યો અને કેમ્પમાં સરકારી લશ્કરે બળવો કર્યો છે એવું જાણ્યું ત્યારે તો લોકો માલમિલ્કત દાટી મરવાની તૈયારી કરીને બેઠા!

ઈ. સ. ૧૮૬૧ માં શ્રી. રણછોડલાલ છોટાલાલે શાહપુરમાં પહેલવહેલી સ્પીનીંગ મીલ શરૂ કરવાનું સાહસ કર્યું અને ભારે સફળતા મેળવી, અને આજે જોઇએ છીએ એ અનેક મીલોને એક પછી એક ઊભી થવાની પ્રેરણા પાઇ. કાપડના ઉદ્યોગમાં અમદાવાદે ફરી પાછું પોતાનું અસલ સ્થાન પ્રાપ્ત કરવા કમર કસી ત્યાં ઇ. સ. ૧૮૬૪માંથી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે નંખાઈ ગઇ અને મુંબઇ સાથે સીધો અને સહેલો સંપર્ક થતાં સટ્ટાનું જોર વધ્યું. લોકોનાં ખીસાં ભરાઈ ગયાં અને લીલા લહેર થઇ ગઇ. પણ સટ્ટાનું કામ ભરતી ઓટ જેવું છે એ લોકો ભૂલી ગયા, એટલે ઈ. સ. ૧૮૬૬ માં ભારે મંદી આવી. એટલું જ નહિ પણ પછીનાં ૭ સાત વર્ષમાં જ (ઇ. સ. ૧૮૬૮ અને ૧૮૭૫માં) એ વખત સાબરમતીમાં કુદરતના કોપ સમાન ભારે રેલ આવી. એ રેલોમાં લગભગ તેરથી ચૌદ હજાર ઘર પડી ગયાં હતાં, અને એકંદર નુકસાન લગભગ પંદરેક લાખ જેટલું થયું હતું. આ જ વખતે ઉત્તર વિભાગના કમિશનર સર બેરો એલિસના નામ પરથી ઈ. સ. ૧૮૭૦માં બંધાવેલો એલિસબ્રિજ તૂટી ગયો. જો કે આ આફતોમાં લોકોએ જાતે જ સહાનુભૂતિપૂર્વક આફતગ્રસ્તોને સારી મદદ કરી હતી અને સરકારી રાહત તરફ ઝાઝી દષ્ટિ રાખી નહોતી. પણ વીસમી સદીની શરૂઆતમાં હજુ અમદાવાદને એક કસોટી પાર કરવાની હતી, તે છપ્પનિયા દુકાળની. આ દુકાળમાં લોકો બહુ દુઃખી થયા.

અહીં સુધી તો અમદાવાદ આવા ઘા સહન કરતું કરતું પણ એના વિકાસની કૂચમાં કદમ મિલાવ્યે જતું હતું. ત્યાં ૧૯૦૨માં પ્રખ્યાત વક્તા અને દેશભક્ત સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા હેઠળ રાષ્ટ્રીય મહાસભાની બેઠક પહેલી જ વાર અમદાવાદ ખાતે મળી અને રાષ્ટ્રીય જાગૃતિની ચિનગારી ચાંપી ગઇ. તે પછી એક દાયકો ગબડી ગયો.

ઇ. સ. ૧૯૧૪ માં અમદાવાદમાં પ્રકાશ પથરાયો. એક પ્રકારનો નહિ પણ બે પ્રકારનો. એક તો વીજળીના દીવાનો સ્થૂળ પ્રકાશ અને બીજો દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની ચળવળ સફળતાથી લડીને આવેલા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી લાવ્યા તે સ્વદેશ માટે ત્યાગ અને સેવાનો પ્રકાશ. લોકહિતને ખાતર સર્વસ્વનું અર્પણ કરનાર પુરાણપ્રસિદ્ધ દધીચિ ઋષિના આશ્રમસ્થાન નજીક ઇ. સ. ૧૯૧૬માં પૂ. મહાત્મા ગાંધીજીએ સાબરમતી સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. તે દરમિયાન યુરોપીય મહાયુદ્ધની ઘોષણા થઇ. એમાં પૂ. ગાંધીજીની અને એટલે સારા યે હિંદની સહાનુભૂતિ અંગ્રેજો તરફ હતી.

આ યુદ્ધે લોકોને પૈસે ટકે સારો લાભ કરી આપ્યો, કારણકે લડાઇને લીધે વેપારઉદ્યોગને સારો વેગ મળ્યો. પણ મહાયુદ્ધમાં પૂ. ગાંધીજીએ કરેલી સેવા અને હિંદે દીધેલી મદદના સફળ તરીકે યુદ્ધવિરામ પછી હિંદને, અત્યંત અણમાનીતો થઇ પડેલો કાળો 'રોલેટ એક્ટ' ઇનામમાં મળ્યો! એના વિરોધમાં અમદાવાદમાં જબ્બર હડતાળ પડી, અને લોકોએ એક મોટું અપૂર્વ સરઘસ કાઢ્યું. પૂ. ગાંધીજી પંજાબ જતાં પકડાયા અને મજૂર મહાજનના પ્રાણવાન કાર્યકર શ્રીમતી અનસૂયાબેન પણ મુંબઇમાં પકડાયાં છે એવી અફવા આવતાં મીલ–મજૂરોએ માઝા મૂકી તોફાન કર્યું, કારણ કે પૂ. ગાંધીજી અને અનસૂયાબેન તો એમને પ્રાણથી અધિક વહાલાં હતાં. એક વખત મીલમજૂરો અને શેઠીઆઓ વચ્ચે તકરાર પડેલી. મીલમજૂરોની આ તકરાર માથે લઇ અનસૂયાબેન મજૂરો માટે લડ્યાં. આ પ્રશ્નમાં ગાંધીજી, શ્રી. આનન્દશંકર ધ્રુવ, અને શેઠ મંગળદાસ ગીરધરદાસના સબળ પ્રયાસથી પતાવટ થઈ અને થોડા જ સમય પછી પૂ. ગાંધીજીની પ્રેરણાથી અહિંસક નીતિનાં ધોરણો પર શ્રી. અનસૂયાબેને મજૂર મહાજનની સ્થાપના કરી. ટૂંક સમયમાં જ મજૂરોના હિતમાં આ સંસ્થાએ પણ સુંદર કામકાજ કરી બતાવ્યું હતું એટલે મજૂરોનાં પ્રિય અનસૂયાબેન અને ગાંધીજી પકડાય ત્યારે મજૂરોની ખફાદિલી સરકારને વહોરવી પડે એમાં શું નવાઈ! આ તોફાનમાં મજૂરોએ પોલિસ ચોકીઓ

અને સરકારી ઓફિસો ભાંગી, બાળી, મેટ્રિકની પરીક્ષાનો મંડપ બાળી નાંખ્યો, પરીક્ષા બંધ રહી. સદ્‌ભાગ્યે કલેક્ટર મી. ચેટફીલ્ડ આ વખતે અમદાવાદમાં હતા. એ બહુ લોકપ્રિય હતા. એમણે કુનેહથી તોફાન દાબી દીધું.

આ વખતે ગુજરાત કલબના ઠેકેદાર અને ગાંધીજીને 'ઘેલો ગાંધી' કહી હસનાર બેરીસ્ટર વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ ધીરે ધીરે ગાંધીજીના શિષ્ય બનતા જતા હતા. પૂ. ગાંધીજીએ જ્યારે ખેડા સત્યાગ્રહની લડત છેડી ત્યારે તો વલ્લભભાઈને ખાતરી થઇ ગઈ કે ગાંધીજી કોઈ અદ્‌ભુત પુરુષ છે અને હિંદુસ્તાન માટે અહિંસક સત્યાગ્રહ સિવાય બીજું કોઇ પણ બળવાન શસ્ત્ર નથી. રોલેટ એક્ટનો વિરોધ કરનારાં ટોળાં રીચીરોડ ઉપર કલેક્ટર મી. ચેટફીલ્ડની મોટરને ઘેરી વળ્યાં હતાં, અને કદાચ ચેટફીલ્ડ માટે જીવનમરણનો પ્રશ્ન તોળાઇ રહ્યો હતો ત્યાં વલ્લભભાઇ પટેલ આવી પહોંચ્યા અને "કલેક્ટર સાહેબનો વાળ પણ વાંકો થતાં પહેલાં હું પ્રાણ ત્યાગીશ" કહી ઊભા અને ટોળું વીખરાઇ ગયું! અન્યાય માટે લડવાનું હોય, જજ સાહેબોની પણ ચોટલી પકડવી હોય, કે અડધી રાતે મુશળધાર વરસાદમાં ઢીંચણ સમાણાં પાણી ડહોળી સૂનકાર રસ્તે એકલા પૂરનાં પાણી માપવા અને આપદ્‌ગ્રસ્તોની વ્હારે ધાવા નીકળવાનું હોય, ગમે તેવા કઠણ સંજોગોમાં નીડરતાની મૂર્તિ સમાન વલ્લભભાઈ પછી તો બેરીસ્ટર વલ્લભભાઇ મટીને ગુજરાતના સરદાર વલ્લભભાઈ પટેલ બન્યા. તે પહેલાં અમદાવાદની મ્યુનિસિપાલિટીના વર્ષો સુધી પ્રમુખ રહી એમણે પોતાની લાક્ષણિક કુશળતાથી અમદાવાદની સૂરત પલટી નાખી અને મ્યુનિસિપાલિટીના વહીવટમાં પણ નવી પ્રેરણા અને પ્રાણ રેડયાં. પરંતુ ગુજરાત અને અખિલ હિંદના પ્રશ્નોએ સરદારશ્રીને અમદાવાદ પાસેથી ખેંચી લીધા. બંગભંગ પછીની સ્વદેશીની ચળવળે અને ગાંધીયુગના જુવાળે અમદાવાદના મીલ-ઉદ્યોગને સારી રીતે ખીલવાની તક આપી. લોકો ખરેખર પૈસેટકે સુખી પણ થયા, અને આથી કળાકેળવણી તરફ ધ્યાન આપવા લાગ્યા. ૧૯૨૧ માં અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાનું યાદગાર અધિવેશન મળ્યું અને શહેર રાષ્ટ્રીયતાના રંગે પૂરેપૂરું રંગાયું. ૧૯૨૨ માં મહાત્મા ગાંધીજીની રાજદ્રોહ ભરેલાં લખાણો માટે ધરપકડ થઈ અને અમદાવાદની કોર્ટમાંથી તેમને ૬ વર્ષની સજા થઇ. એપેન્ડીસાઈટીસની માંદગી અને ઓપરેશનને લીધે સરકારે તેમને ૧૯૨૪ માં છોડી મૂક્યા.

ત્યાં સત્યાગ્રહ અને સવિનય ભંગની ચળવળ આવી. ઇ. સ. ૧૯૩૦ ના માર્ચની ૧૨ મી તારીખે શરા ૭૯ સૈનિકો સાથે પૂ. મહાત્મા ગાંધીજીએ સાબરમતી આશ્રમમાંથી મીઠાના કાયદાના ભંગ માટે ઇતિહાસપ્રસિદ્ધ દાંડીકૂચનો આરંભ કર્યો. ગૌતમબુદ્ધના મહાભિનિષ્ક્રમણની યાદ આપતો એ ભવ્ય પ્રસંગ અમદાવાદની સ્મૃતિમાં હજી અંકિત રહેલો છે. સાબરમતી આશ્રમથી મીઠાખળીના રસ્તે થઈ જમાલપુર આગળ (હાલ જ્યાં સરદારપૂલ છે ત્યાં) થઇને નદી ઓળંગી મહાત્માજીનો પ્રથમ મુકામ અસલાલીમાં થવાનો હતો. એ આખે રસ્તે લાખોની માનવમેદની એ ધન્ય પ્રસંગનાં દર્શનાર્થે ઊભી હતી. તે દશ્ય જોતાં તો એમ જ લાગતું હતું કે સ્વરાજ હાથવેંતમાં છે. દેશ આખો હડતાળો અને જેલયાત્રાઓમાં અટવાઈ પડયો અને અમદાવાદે પણ પોતાનો ગૌરવભર્યો હિસ્સો એમાં આપ્યો. ઠેરઠેર પરદેશી કાપડની હોળીઓ થવા માંડી, મીઠાનો સત્યાગ્રહ, દારૂ સામે અને પરદેશી કાપડ સામે પીકેટીંગનો જુવાળ આવ્યો. ઘેર ઘેર રેંટિયા ચાલુ થઇ ગયા. રસ્તે ચાલતાં પણ લોકો તકલી ફેરવતાં નજરે પડવા લાગ્યા. પણ ચળવળનો જુવાળ પછી ધીરે ધીરે ઓસરવા લાગ્યો. લોકો પાછા કામધંધામાં સવિશેષ પરોવાઇ ગયા. એ પછીનો ૧૫-૧૭ વર્ષનો ઇતિહાસ તો સહુના સ્મરણમાં તાજો જ છે. ઇ. સ. ૧૯૩૪માં અમદાવાદ મ્યુનિસિપાલિટીની શતાબ્દિ ઉજવાઈ અને પૂ. મહાત્મા ગાંધીજી

વ્યક્તિગત સત્યાગ્રહ કરતાં અમદાવાદથી પકડાયા. તે પછીનાં પાંચેક વર્ષમાં મુંબઈ ઇલાકામાં પ્રજાકીય પ્રધાનમંડળ રચાયું તે સિવાય અમદાવાદ માટે કોઈ વિશિષ્ટ બનાવો બન્યા નથી. અમદાવાદે એના એક પ્રખર કેળવણીકાર અને દેશભક્ત નાગરિક શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોરને તા. ૨૧-૧-૧૯૩૯ને દિવસે ગુમાવ્યા.

આ દરમિયાન અમદાવાદના રસ્તા આસ્ફાલ્ટના થઇ ગયા હતા. શહેરની મ્યુનિસિપાલિટી રાષ્ટ્રીયતાની ભાવના સાથે ઉત્તમ કામગીરી બજાવી રહી હતી. મુન્શી, એ. બી. સી. અને મોરીસ બસ કંપનીઓ એક આના જેટલા સસ્તા દરે વાહનવ્યવહારની સગવડ શહેરીઓને આપતી હતી. નવરંગપુરા, એલિસબ્રિજ, પ્રીતમનગર, કોચરબ પાલડી વગેરે પરાંમાં કો-ઓપરેટિવ સોસાયટીઓ રચી બંગલા બંધાવી શહેરનો સંસ્કારી અને સુખી વર્ગ વસવાટ કરવા લાગ્યો અને નવા નવા બંગલા થતાં શહેરનો વિસ્તાર કૂદકે ને ભૂસકે વધ્યે ગયો. આથી શહેરમાં આવવાનો રસ્તો સરળ કરવા મ્યુનિસિપાલિટીએ બે નવા પુલ-જમાલપુરમાં કેલિકો મિલ પાસે સરદાર પુલ અને શાહપુર આગળ ગાંધીપુલ-આશરે ૧૪ લાખ રૂપિયાના ખર્ચે બંધાવ્યા.

ઇ. સ. ૧૯૩૯ ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે યુરોપીય વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું એ વખતે હિંદુસ્તાનમાં પ્રાન્તિક સ્વરાજના દિવસો હતા. પ્રાન્તના પ્રધાનોની ઇચ્છા પૂછ્યા વિના કે સંમતિ લીધા સિવાય વાઇસરોય લોર્ડ લીનલીથગોએ હિંદને યુદ્ધમાં સામેલ થયેલું જાહેર કર્યું. પણ પ્રજાનો સીધો સહકાર તો સરકારને મળવો મુશ્કેલ જ હતો. એટલે આડકતરી રીતે હિંદમાંથી નાણું, ધાન્ય અને સૈનિકો બ્રિટન ખેંચતું રહ્યું. તેની શું અસર થઇ તે આ પ્રકરણને અંતે આપણે જોઇશું. પણ તે પહેલાં અમદાવાદના એક બે અગત્યના બનાવોની નોંધ લઇ લઇએ. કોમી હુલ્લડો અમદાવાદને અજાણ્યાં નહોતાં. બાદશાહી સમયમાં અને મરેઠા સમયમાં આવાં હુલ્લડો એક કરતાં વધારે વાર થયાં છે. પણ એ હુલ્લડો કેવળ ધાર્મિક કારણને લઇને થયેલાં, જ્યારે અત્યારનાં કોમી હુલ્લડો કેવળ રાજકીય હેતુઓ સિદ્ધ કરવા ખાતર ઇરાદાપૂર્વક કરવામાં આવેલાં હોય છે. આવું એક ભયંકર હુલ્લડ ૧૯૪૧ ના એપ્રિલની ૧૮ મી તારીખે બપોરે ૩ વાગ્યે એકાએક અમદાવાદમાં ફાટી નીકળ્યું. હુલ્લડ એકી જ વખતે અમદાવાદના જુદા જુદા લત્તાઓમાં થયું એ પરથી એ વ્યવસ્થિત અને પૂર્વનિર્ણિત હતું એ સ્પષ્ટ છે. ત્રણ દિવસ પછી શાંતિ થઈ. પણ વળી પાછો મેની ૧૭ મી તારીખે ફરીથી ઉપાળો થયો. આ વખતે ખંજરબાજીથી ઘણાં મરણ થયાં. કંઇક કલ્લોલ કરતાં કુટુંબોમાં ઘેરી કરુણતા ફરી વળી. મિલીટરી બંદોબસ્ત હોવા છતાં શાંતિ એટલી જલદી સ્થપાય એમ હતું નહિ. મુડદાંઓને અગ્નિસંસ્કાર કરવાની વ્યવસ્થામાં ગુજરાતના મૂક સેવક પૂ. રવિશંકર મહારાજે આ હુલ્લડ વખતે અમદાવાદની જે સુંદર સેવા બજાવી તે માટે અમદાવાદ હંમેશનું ઋણી રહેશે.

આ પછી ઇ. સ. ૧૯૪૨ ના ઓગસ્ટની ૮ મી તારીખે ‘અંગ્રેજો ચાલ્યા જાવ’ નો ઠરાવ મુંબઇમાં મળેલી રાષ્ટ્રીય કોંગ્રેસની મહાસમિતિએ પસાર કર્યો. એ ઠરાવને અમલી સ્વરૂપ અપાતાં પહેલાં પૂ. ગાંધીજી વાઇસરોયને મળવાના હતા. પણ એ કશું જ બને તે પહેલાં ઓગસ્ટની ૯ મીની વહેલી સવારે પૂ. ગાંધીજી, પંડિત જવાહરલાલ નહેરૂ, સરદાર વલ્લભભાઇ પટેલ, મૌલાના અબુલ કલામ આઝાદ વગેરે અગ્રગણ્ય નેતાઓ સહિત અનેક બીજા કોંગ્રેસી કાર્યકરોની મુંબઇમાં એકાએક ધરપકડ કરવામાં આવી. અમદાવાદમાં પણ ધરપકડો થઈ. દેશભરમાં હડતાળ પડી. અમદાવાદમાં મજૂર મહાજનની સ્થાપના કરાવનાર પૂ. ગાંધીજી હતા. ગાંધીજીની સતત પ્રેરણા અને માર્ગદર્શનથી મજૂર

મહાજને અમદાવાદના મીલકામદારોને જે ઉચ્ચ જીવનની લ્હાણ કરી હતી તે એમનાથી ભુલાય એમ નહોતી. એટલે પોતાના લાડીલા ' બાપુજી 'ના કારાવાસથી રોષે ભરાઈ મીલ કામદારોએ હડતાળ પાડી અને ઇતિહાસમાં અજોડ એવી એ સાડાત્રણ મહિનાની સખત શાંત હડતાળે અમદાવાદને ગૌરવ અપાવ્યું. અંગ્રેજ રાજની સામે આખી પ્રજા બળવો પોકારી ઊઠી. બાદશાહી રાજ્ય પછી અંગ્રેજી રાજ્ય અમલની લગભગ એક–સવા સદી સુધી જેણે વરઘોડાના દારૂખાના સિવાય બીજાં શસ્ત્રાસ્ત્રોના અવાજ સાંભળ્યા નહોતા, એ અમદાવાદના નવજુવાનો છાતી ખોલીને જાલીમની બંદૂકની ગોળીઓ ઝીલશે એ કલ્પી પણ શકાતું નહોતું. શાળા કોલેજોની ગોઝારી કેળવણી ફગાવી દઇને વિદ્યાર્થીઓ હિંદના સ્વાતંત્ર્યયુદ્ધમાં કૂદી પડ્યા. અમદાવાદનો કોઈ પણ દેશદાઝવાળો નાગરિક આ સ્વાતંત્ર્ય યુદ્ધમાં પોતાનો ફાળો આપ્યા વિના રહ્યો નથી. અમદાવાદે આપેલા જ્વલંત ફાળામાં એના વિદ્યાર્થી સમૂહનો ફાળો ઘણો કીમતી અને તવારીખમાં નોંધપાત્ર બનશે. શહીદ વિનોદ કિનારીવાળાએ ગુજરાતની સમગ્ર વિદ્યાર્થી આલમને અમદાવાદની ધરતી પર ઢળી પડીને જ પ્રેરણા પાઈ હતી. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પણ અનોખી રીતે હડતાળ પાડી. મહાસમિતિના ઠરાવને મંજૂરી આપતાં મ્યુનિસિપાલિટી સુપરસીડ થઇ અને કેટલાંક વફાદાર પ્રત્યાઘાતી તત્ત્વોએ સરકારની કુહાડીનો હાથો બની મ્યુનિસિપાલિટીનો વહીવટ હાથ ધર્યો. લોકક્રાંતિની ચળવળમાં તારનાં દોરડાં કાપવાની, સરકારી કચેરીઓ બાળવા–ભાંગવાની અને એવી બીજી ભાંગફોડની પ્રવૃત્તિ વિશેષ થઇ હતી. કેટલાંય યુવક–યુવતીઓ જેલના સળિયા પાછળ ધકેલાઇ ગયાં અને કેટલાય યુવાનોએ સ્વાતંત્ર્યની પવિત્ર વેદી પર પોતાના દેહનાં બલિદાન સ્વેચ્છાથી દઈ દીધાં. સ્વાતંત્ર્યની લડતનો ઇતિહાસ આઝાદ હિંદના તવારીખનવેશો લખશે ત્યારે અમદાવાદનું નામ એમાં સુવર્ણાક્ષરે લખશે કેમકે એણે એવો આત્મભોગ આ લોકક્રાંતિમાં આપ્યો છે.

ઇ. સ. ૧૯૪૩ માં શાળાકોલેજોની પ્રવૃત્તિ પાછી અગાઉ મુજબ શરૂ થઈ ગઈ. લોકો ધંધામાં ચિત્ત પરોવવા લાગ્યા એટલું જ નહિ પણ યુદ્ધને લીધે ધંધામાં સારી બરકત દેખાવા લાગી. વસ્તુઓના ભાવ વધવા લાગ્યા, અને વેપારમાં ખૂબ તેજી આવવા લાગી. યુદ્ધમાં સરકારને કાપડની જરૂર હોવાથી અમદાવાદની મીલોને ફરજિયાત સરકાર માટે કાપડ વણવું પડતું. કાપડનો કન્ટ્રોલ થતાં એમાં તો મીલોએ કદી નહિ કરેલો ફાયદો કર્યો અને મીલોને લીધે જ ચાલતાં લોખંડનાં સ્પેર પાર્ટસ બનાવનારાં કારખાનાંઓએ પણ પરદેશી આયાત બંધ હોવાથી અઢળક કમાણી કરી. અમદાવાદમાં એવો કોઇ વેપારી નહિ હોય જે આ યુદ્ધમાં કમાયો નહિ હોય. ત્યાં વળી અનાજ ને કાપડ લશ્કર માટે પહેલું મોકલવાનું હોવાથી દેશમાં અનાજ અને કાપડની તંગી ઊભી થઇ અને ૧૯૪૩ ના ડીસેમ્બરની ૧૯ મીએ અમદાવાદમાં અનાજનું રેશનીંગ શરૂ થયું. શરૂઆતમાં સારૂં અનાજ પૂરતા પ્રમાણમાં મળતું, લોકો પાસે જૂનો સંગ્રહ પણ હતો. હિંદની અછત પૂરવા ધીરાણપટ્ટાની યોજના હેઠળ અમેરિકાથી પુષ્કળ અનાજ આવતું. પરંતુ યુદ્ધ પૂરું થતાં અમેરિકાને હિંદે રોકડા ડોલર ચૂકવવાની સ્થિતિ આવી અને દેશમાં અનાજના ઓછા ભાવ અને કુદરતી કોપને લીધે અનાજનું ઉત્પન્ન ઘટી ગયું. આથી અનાજની તંગી ખૂબ વધી. માપબંધીનું પ્રમાણ આખા દેશમાં ઘટાડવું પડ્યું. આયાત થયેલા ગમે તે અનાજ પર દેશને આજે નભાવવું પડે છે. છતાં દેશમાં ભૂખમરાની સ્થિતિ સફળતાપૂર્વક ટાળી શકાઈ છે. અમદાવાદને પણ દેશની આ બધી સ્થિતિ ભોગવવી પડી છે. બીજી તરફ પૈસાનો ફુગાવો એટલો જબ્બર આવ્યો કે અમદાવાદના મીલમાલિકથી માંડીને એક એક વેપારીએ પૈસાની જ દૃષ્ટિથી વેપાર કરવા માંડ્યો. પરિણામે અસહ્ય મોંઘવારી આવી પડી. નાનામોટા વેપારી કે પ્રજાજન તો શું પણ ઘરને ખૂણે ઘરડી ડોશીઓએ પણ જીવનની જરૂરિયાતની વસ્તુઓનાં

કાળાં બજાર કરી પૈસા વહાલા કર્યા. પ્રજાનું નીતિનું ધોરણ ખૂબ નીચું ઊતરી ગયું. અમદાવાદના ગૌરવભર્યા ઇતિહાસમાં, 'સોનાની થાળીમાં લોઢાની મેખ'ની જેમ આ છેલ્લાં ત્રણ ચાર વર્ષોનું દુઃખદ પ્રકરણ લખાયેલું છે.

ઇ. સ. ૧૯૪૫માં યુરોપીય યુદ્ધવિરામ આવ્યો. રાષ્ટ્રીય નેતાઓ છૂટયા. ફરીથી પ્રાંતિક સ્વરાજના દિવસો આવી ગયા. અમદાવાદના મ્યુનિસિપાલિટીના કોંગ્રેસપક્ષે ફરી ૧૯૪૬માં મ્યુનિસિપાલિટીનો વહીવટ હાથ ધર્યો અને ખોરંભાઇ ગયેલી શહેરની સુધારણાને ફરીથી ઠેકાણે કરવા માંડી છે. છેક હમણાં '૪૭ ના એપ્રિલની ૧ લી તારીખે શહેરનો વાહનવ્યવહાર પણ મ્યુનિસિપાલિટીએ પોતે હાથ ધર્યો છે.

ઈંગ્લાંડમાં મજૂરપક્ષ સત્તામાં આવ્યો. સીમલા પરિષદ નિષ્ફળ નીવડી અને ઇ. સ. ૧૯૪૬માં મંત્રી મિશન આવ્યું અને મે માસમાં યોજના જાહેર થઈ. એ અસ્વીકાર્ય બનતાં ત્યારપછી ફેબ્રુઆરી ૧૯૪૭ની જાહેરાત અન્વયે હિંદ ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫ મીએ આઝાદી પણ પ્રાપ્ત કરી ચૂક્યું છે.

અમદાવાદે આઝાદી દિનની અપૂર્વ ઊજવણી હિંદુ–મુસ્લિમ એકતાના સુખદ વાતાવરણમાં કરી. એની સ્થાપના પછી પહેલી જ વાર પાંચસો વર્ષે આઝાદીનો, પ્રજારાજનો આવો મહાન ઉત્સવ માણ્યો અને મુક્ત દશામાં અમદાવાદ આજે નવી પ્રગતિના પંથે આગળ ધપવા સજ્જ થઇ રહ્યું છે.

પાંચસોને છત્રીસ વર્ષની એની ઉમ્મરમાં અમદાવાદે અનેક અનુભવો કર્યાં છે. ચાર જુદી જુદી સત્તાઓ અને કોડીબંધ સુબાઓ અને અમલદારોની અમલદારી બરદાસ્ત કરી છે. હવે ૧૯૪૭ ના ઓગસ્ટની ૧૫ મીથી એના ઇતિહાસનું એક ગૌરવભર્યું નવું પ્રકરણ લખાવું શરૂ થયું છે. પ્રથમવાર જ સંપૂર્ણ આઝાદ પ્રજારાજમાં ગુજરાતના પાટનગર તરીકેના એના જવાબદારીભર્યા ઇતિહાસના પહેલા અક્ષરો પડવા માંડયા છે. આઝાદ અમદાવાદ એની યશગાથાને વિશેષ ગૌરવભરી બનાવશે?

---

# સ્થાપત્ય અને ઐતિહાસિક અવશેષો

જેમ બૌદ્ધ ધર્મ વિશે એમ એના સ્થાપત્ય વિશે પણ કહી શકાય કે હિંદમાં એ સ્થાપત્ય ભારે ફેલાવો પામ્યું હતું. ૧૧ મી અને ૧૩ મી સદીમાં અનુક્રમે બંધાયેલાં આબુ પરનાં વિમળશાહનાં અને તેજપાળનાં મંદિર એ સ્થાપત્યના ઉત્કૃષ્ટ નમૂના જેવાં હજુ પણ ઊભાં છે. એટલે અગિયારમી સદીથીયે પહેલાં ગુજરાતમાં ઊંચા પ્રકારનું સ્થાપત્ય હશે એ નિર્વિવાદ છે. અને અમદાવાદ વસ્યા પહેલાં આશાવલ અને કર્ણાવતીનાં મંદિરો, પ્રાસાદો, વાવો વગેરે આવી કોઈ ઉચ્ચ સ્થાપત્યકલાથી શોભતાં હશે એમ કહી શકાય. પછી મુસલમાન બાદશાહો વિજેતા થઇને આવ્યા. બહાદુરીથી એમણે ગુજરાતી પ્રજાને જીતી, પણ ગુજરાતીઓના કલાકારીગરીના સંસ્કારથી પોતે જ જીતાઇ ગયા. મુસલમાનો મૂર્તિપૂજક નહિ હોવાથી એમના જીવનના સિદ્ધાંતોમાં એક પ્રકારની કડકાઈ અને સાદાઇ રહેતાં અને એ જ તત્ત્વ એમના સ્થાપત્યમાં આવી વસતું. પરંતુ ગુજરાતને જીતનાર મુસલમાન બાદશાહોનું સ્થાપત્ય હિંદુ સ્થાપત્યના ઘેરા રંગે રંગાઇ ગયું. સીધા થાંભલાઓ અને સપાટ

અગાસીઓવાળી મસ્જિદોને બદલે બારીક છતાં અનુપમ સુંદર કોતરણીવાળા મીંબર, મિનારા, ગોખ, કમાનોથી બનેલી મસ્જિદો એ બાદશાહોને હાથે બંધાઈ. વળી એ બધું બાંધનારા મુખ્યત્વે હિંદુ સ્થપતિઓ હતા. તેઓ કલાકારીગરીમાં એવી કુશાગ્ર બુદ્ધિના હતા કે માત્ર જૂજ ફેરફાર કરીને એમણે ઇમારતો બાંધી. હિંદુ મંદિરોમાં થાંભલાઓ ઉપર જ્યાં મૂર્તિઓ આવતી ત્યાં એમણે ગોખ મૂક્યા, અને ગોખમાં ચીરાગ મૂકયા. ભીંતોમાં જ્યાં દેવમૂર્તિઓ આવતી ત્યાં મનોહર કોતરણીવાળી જાળીઓ ભરી લીધી. આમ એમણે એ સ્થાપત્યને મુસ્લિમ દેહ આપ્યો પણ એનો આત્મા તો હિંદુ જ રહ્યો. અમદાવાદની મસ્જિદોનું સ્થાપત્ય જો ઝીણી આંખે જોનાર ન હોય તો એમાં હિંદુ–મુસ્લિમ સ્થાપત્યનો ભેદ પણ ન પારખી શકે એટલું એ સમરસ થઈ ગયેલું છે.

પ્રાચીન સ્થાપત્યના અવશેષો જોઈએ ત્યારે ઘણીવાર મંત્રમુગ્ધ થઈ જઈએ છીએ, અને મનમાં વિચારમાળા શરૂ થઈ જાય છે કે "આ સો સો મણની શીલાઓ વિજ્ઞાનનાં અદ્યતન સાધનોના અભાવના એ જમાનામાં સ્થપતિઓએ શી રીતે ચડાવી હશે? આ અદ્‌ભુત કારીગરી અને સ્થાપત્યના પ્લાન દોરનારા કોણ હશે? ક્યાંથી આવા સુંદર ઘાટ એમના મગજમાં આવીને ઊતરતા હશે? આટલું અણીશુદ્ધ અને બારીક કામ કરી હૃદયને હરી લેનાર એ કારીગરો માણસો હશે કે દેવ? એથી જ તો જેમ્સ, ફાર્બસ સાહેબને અરેબીઅન નાઇટ્સમાં આવતાં બગદાદ અને કેરોનાં મકાનોનાં વર્ણનો અમદાવાદની આ ઇમારતો જોઈને સાચાં નહિ લાગ્યાં હોય? કદાચ બ્રીગ્સને પણ આ જ કારણે આ ભૂમિ કવિની કલ્પના અને ચિત્રકારની પીંછી માટે યોગ્ય જણાઈ હશે......" પણ આ તો જીવતા જાગતા ઇતિહાસની તાજેતરની વાતો છે એમ ખ્યાલ આવતાં મન પાછું બોલી ઊઠે છે કે "એના બાંધનારા સામાન્ય માનવો જ હતા."

અમદાવાદના પ્રાચીન સ્થાપત્યમાં એની મસ્જિદો અને રોજાઓ મુખ્ય છે. એ મસ્જિદો અને રોજાઓનો મોટો ભાગ સ્વતંત્ર બાદશાહોએ બંધાવેલો છે. મોગલાઇ સ્થાપત્યે અમદાવાદને નહિ પણ દિલ્હી આગ્રાને શણગાર્યાં છે. સુજાતખાં ને સરદારખાંની મસ્જિદો, આઝમશાહનો મહેલ અને શાહીબાગ જેવી ખાસ ઇમારતો સિવાય મોગલાઇમાં કશું વિશેષ અમદાવાદમાં બંધાયું નથી અને જે બંધાયું છે તે પણ કલાકારીગરીમાં ઝાંખું છે.

અમદાવાદની મસ્જિદો જોતાં કેટલીક ખાસ વિશેષતાઓ નજરે પડે છે. એમાં પ્રકાશ આણવા માટે મસ્જિદના ઘૂમટો અગાસી પર સીધા જ કરી લેવાને બદલે વચલો ઘૂમટ માળવાળો કરીને એકધારી સાદાઇ પણ દૂર કરી છે અને સાથે સાથે મસ્જિદનો દેખાવ પણ જરા ભવ્ય અને વૈવિધ્યવાળો બન્યો છે. પ્રકાશ લાવવા માટે ભીંતમાંની કોતરણીવાળી જાળીઓ પણ અપૂર્વ કરામત જેવી લાગે છે કારણકે એથી ભીંત શોભે છે અને અંદર બેહું શાંત તેજ આવ્યા કરે છે. અમદાવાદની મસ્જિદોની કોતરણીવાળી જાળીઓમાં લાલ દરવાજાવાળી સીદી સઈદની મસ્જિદની જાળીઓ તો જગપ્રસિદ્ધ છે. સરખેજના રોજાની પિત્તળની જાળીઓ, બાદશાહ અને રાણીના હજીરાની, તથા મુહાફીઝખાંની મસ્જિદની પત્થરમાં કોતરેલી જાળીઓ આ જાતની કોતરણીના અજોડ નમૂનાઓ છે. આ જાળીઓમાં એના કારીગરો વેલ કે વૃક્ષપત્તીની ગૂંથણી કે ભૌમિતિક આકૃતિઓના સુંદર આકારો કોતરતા. જાળીઓની આ કલામય ભૌમિતિક આકૃતિઓ જોઈને જ કદાચ એક લેખકને એમ કહેવાનું મન થઈ ગયું હતું કે "અમદાવાદમાં ભૂમિતિ એવા ઉલ્લાસમાં આવી ગઇ છે કે તે ઉન્મત્ત બનીને નાચે છે!"

અમદાવાદનો પાયો જ્યાં નંખાયો તે પ્રથમ ઇમારત ભદ્રનો કિલ્લો
તસ્વીરમા જમણી બાજુએ નવો બંધાયેલો પ્રેમાભાઇ હોલ અને
ગુજરાત વિદ્યાસભાનું મકાન દેખાય છે



આધુનિક અમદાવાદ જેનાથી સમૃદ્ધ છે એ મિલઉદ્યોગનો ખ્યાલ આપતી એક લાક્ષણિક તસવીર




લોક પ્રકાશન લિમિટેડના નવા બંધાઈ રહેલા મકાનની પૂર્વયોજિત તસ્વીર

★

# લોક પ્રકાશન લિમિટેડ

પાંચ પ્રાણવાન અખબારો દ્વારા ગુજરાત–કાઠિયાવાડની
દોઢ કરોડ જનતાની સેવા બજાવી રહ્યું છે

**અમદાવાદમાં**

ગુજરાત સમાચાર (દૈનિક)

પ્રજાબંધુ (સાપ્તાહિક)

લોકનાદ (સાંજનું દૈનિક)

**સુરતમાં**

પ્રતાપ (દૈનિક) : પ્રતાપ (સાપ્તાહિક)

હેડ ઓફીસ : રેવડી બજાર, અમદાવાદ નં. ૨
ટેલીગ્રામ "પ્રજાબંધુ"
ટેલીફોન ૨૬૨૦, ૨૮૨૧

મુંબઈ ઓફીસ : મહેતા બિલ્ડીંગ, મેડોઝ સ્ટ્રીટ, ફોર્ટ
ટેલીગ્રામ "લોકપ્રકાશ"
ટેલીફોન : ૩૩૭૪૮,

સુરત ઓફીસ : મહાત્મા ગાંધી રોડ,
ટેલીગ્રામ "પ્રતાપ"
ટેલીફોન ૮૭૬

આ ઉપરાંત બીજો કે મિનારા ઉપરના ગોખ અને ઝરૂખા પણ એક વિશિષ્ટ કલાદર્શન કરાવે છે. આમાં સૈયદ ઉસમાનની મસ્જિદના મિનારાનો ગોખ, દાદાહરિની વાવનો ગોખ, ઉપરાંત બીજી કેટલીય મસ્જિદોમાંના ગોખ, રાણી સીપ્રીની મસ્જિદના ઝરૂખા, અડાલજની વાવના ઝરૂખા આ કારીગરીના નમૂના જેવા છે. અમદાવાદની મસ્જિદોના મિનારામાં તો એના કારીગરોએ ભરપૂર કલાકૌશલ્ય ઠાલવ્યાં છે. મસ્જિદમાં મિનારાનો કોઇ ખાસ ઉપયોગ હોય તો તે માત્ર એના પર ચઢી નિમાઝ માટે લોકોને બોલાવવાનો હોય છે. છતાં એવા સાદા ઉપયોગની વસ્તુને પણ મસ્જિદની શોભામાં અને ભવ્યતામાં ઉમેરો કરનાર અગત્યનો ભાગ બનાવી દેવાની કુશળતા એના કારીગરોએ દાખવી છે. કેટલીક મસ્જિદના મિનારા મહેરાની કમાનની આસપાસ ભીંત પર અડધા ઉપસેલા બનાવી અગાશી પર ધૂમાડિયાની માફક ઊંચા કરવામાં આવેલા છે. પણ પાછળથી એમાં સુધારો થતાં મિનારાને છૂટા કર્યા અને એક એક માળ આગળ કારીગરીવાળા ટેકાથી શોભતા કઠેરા કર્યા છે. ભાંગતા ખૂણાવાળી ભીંતની હિંદુ મંદિરોની પદ્ધતિનો એના સ્થપતિઓએ આ મિનારા બાંધવામાં આબાદ ઉપયોગ કરી લીધો છે. એમ કહેવાતું કે અમદાવાદની મસ્જિદોના મિનારા જેવા મિનારા પશ્ચિમે કેરો સુધી વિસ્તરેલાં મુસલમાની રાજ્યોના કોઇ પ્રદેશમાં નથી. આ મિનારાઓની બીજી એક અદ્ભુતતા એ છે કે કેટલીક મસ્જિદો જેવી કે રાજપુરવાળી બીબીજીની મસ્જિદ કે જુમ્મા મસ્જિદના મિનારા (હાલ જે પડી ગયા છે) તે હાલે છે. ઈ. સ. ૧૮૦૯ માં સરકારના સર્વેયર જનરલ મી. મોનિયર વિલિયમ્સે પોતાની રોજનિશીમાં રાજપુરવાળી મસ્જિદના હાલતા મિનારાની નોંધ લીધી છે. અને એ સાચું છે કે ખોટું તેનો જાતે અનુભવ કરી આર્કીઓલોજિકલ સર્વેવાળા મી. હેનરી કઝીન્સ લખે છે કે જુમ્મા મસ્જિદમાં પણ એક મિનારા પર ચડી એને હલાવવાથી બીબીજીના મિનારાઓની માફક બીજા બધા મિનારા હાલવા લાગે છે. પણ આશ્ચર્યની વાત તો એ છે કે આ જાતનું સ્થાપત્ય કઈ કરામતથી બનાવ્યું છે એ હજુ કોઇ વિજ્ઞાનવેત્તાઓ કે મોટા સ્થપતિઓ પણ શોધી શકયા નથી. એ હજુ અણઉકેલ કોયડા જેવું પડ્યું છે. હાલતા મિનારાની યોજના શા માટે કરવામાં આવી હશે એનાં શકય કારણોનો વિચાર કરતાં એમ અનુમાન કરી શકાય કે ધરતીકંપને લીધે ઘણી મસ્જિદોના મિનારા પડી જતા. આથી જો મિનારા હાલતા હોય તો ધરતીકંપના આંચકા સહી શકે અને પડી જવાનો ભય પણ ઓછો રહે, એવા કોઈ હેતુથી એ કરામત કરાઇ હોય. આમ અનેક રીતે અમદાવાદનું આ સ્થાપત્ય હિંદમાં અનોખી ભાતવાળું છે. દિલ્હીઆગ્રાનાં મોગલાઇ સ્થાપત્યોમાં પત્થર પરની કોતરણી નથી પણ આરસમાં રંગીન પત્થરનું જડિત કામ વિશિષ્ટ રીતે કરેલું છે. એટલે એ રીતે જોતાં પણ અહીંની એ પ્રાચીન ઈમારતો અજોડ છે.

રહેવાના મકાનને પણ કલાકારીગરીથી શણગારવું એ તો જાણે ગુજરાતીઓનો સ્વભાવ જ થઇ ગયો હોય એમ લાગે છે. અને આ કલાપ્રિયતા અને સૌંદર્યરસિકતા એટલી હદે એમનામાં વિકસેલાં હતાં કે તળાવનાં ગરનાળાં જે માત્ર સાદાં અને મજબૂત જ હોવાં જોઇએ તેને પણ કારીગરીથી એમણે ભરી દીધાં છે. જે માળોમાં પાણી ભરેલું રહેવાનું હોય એવા વાવના અંદરના માળ પણ એમણે કલાથી શણગાર્યા છે. ઘરમાં રહેતાં કે મંદિરે પૂજા કરવા જતાં કે વાવે પાણી ભરવા જતાં જે સ્ત્રીઓને માર્દવભરી, પાવિત્ર્યસૂચક ઉન્નત વિચારો પ્રેરનાર ઉત્કૃષ્ટ કલાનાં દર્શન થતાં હોય તેની અને તે પ્રજાની સંસ્કારિતા પણ કેટલી ઉચ્ચ કોટિએ પહોંચેલી હશે એનો સહજ જ ખ્યાલ આવી જાય છે. અને આજની આપણી આધુનિક સ્થાપત્યકલા તરફ જુઓ! એની ઈમારતો રંગેલાં ચોસલાં ગોઠવી દીધાં હોય એવી છે. અમદાવાદનો ટાઉન હોલ જ જુઓ ને! અને અમદાવાદ મ્યુનિસિપાલિટીનું મકાન પણ ચણેલા ઇંટવાડાથી શું વિશેષ સારું છે? ગુજરાત કોલેજનું મકાન પણ હોસ્પીટલ જેવું લાગે છે,

એસ એલ. ડી. અને કૉમર્સ કૉલેજને ઘૂમટો હતા તે કક્ષામાં વધારો કરવા કાઢી નંખાયા! પેલા બે નવા પુલ–સરદારપૂલ, ગાંધીપુલ પણ રાત્રિની એમની બત્તીઓની શોભાને બાદ કરતાં નદી ઓળંગવા મજબૂત પાટડા મૂક્યા હોય એવા લાગે છે. જો કે હિંદી કૉન્ટ્રૅક્ટરોને હાથે થયેલું એ પ્રથમ સફળ સ્થાપત્ય છે એની ના નહિ. હા, પેલું મા. જે. પુસ્તકાલય, બૅન્ક ઑફ ઈન્ડિયાની એલિસબ્રીજ શાખા, કંઈક આંખ ઠારે એવાં છે, કે શેઠ અંબાલાલ સારાભાઈનો 'રિટ્રીટ' પ્રાચીન, જયપુરી અને અર્વાચીન સ્થાપત્યના મિશ્રણ જેવો હોઈ કંઈક ધ્યાન ખેંચે છે. બાકી કેળવણીકારો, સંસ્કારગુરુઓ અને કલાકારોના આ શહેરમાં એક પણ શાળા કે મહાશાળા, એક પણ ચિત્રશાળા, કે એક પણ છબિઘર એની કલાસંસ્કારિતાથી કે પ્રાચીન ઉત્કૃષ્ટ સ્થાપત્યથી આંખ ઠારે એવાં નથી. બાકી જે શહેરના રસ્તા દસ દસ ગાડાં સાથે ચાલી શકે એવા પહોળા હતા, જેના બાગબગીચાથી આખું શહેર એક ઉપવન જેવું લાગતું, અને જેની સુંદર ઇમારતોથી એ એક શણગારેલી રાજકન્યા જેવું શોભતું, જેની શોભાને મરેઠાઓએ સાચવ્યા કરતાં વિશેષ બગાડી છે, અને અંગ્રેજોએ જેને સાચવવા સિવાય બીજું કર્યું નથી અને જ્યારે આપણી કલાદષ્ટિ અને કલારુચિ ખીલ્યાં અને વધ્યાં છે ત્યારે ધનાઢ્ય અમદાવાદની આ દશા આપણે માટે શરમની વાત ગણાવી જોઈએ.

આટલી પ્રસ્તાવના પછી હવે આપણે અમદાવાદના પ્રાચીન સ્થાપત્યોના મુખ્ય અવશેષો અને છેક અત્યારનાં કેટલાંક બાંધકામોનો પરિચય કરવા તરફ વળીશું.

## ઐતિહાસિક અવશેષો

### ૧. ભદ્રનો કિલ્લો

**અહમદશાહે** અમદાવાદ વસાવ્યું તે જ દિવસે હી. સં. ૮૧૩ ના ઝીલ્કાદની ૭ મી તારીખે, વિ. સં. ૧૪૬૮ના વૈશાખ સુદી ૭ ને રવિવારે, ઈ. સ. ૧૪૧૧ ના માર્ચની ૪ થી તારીખે શુભ મુહૂર્ત જોઈને ભદ્રના કિલ્લાના માણેક બુરજનો પાયો ચાર અહમદો—બાદશાહ અહમદશાહ, શેખ અહમદ ખટ્ટુ-ગંજ, કાજી અહમદ અને મલીક અહમદ—એમણે નાખ્યો. કિલ્લાનું કુલ ક્ષેત્રફળ ૪૩ એકર હતું, અને એને ૧૪ બુરજ હતા એમ મીરાતે અહમદીનો કર્તા લખે છે. ભદ્રકાળી માતાને લીધે એનું એ નામ પડ્યું નથી. પણ બાદશાહે અમદાવાદ વસાવ્યું ત્યારે એમની નજર સમક્ષ અણહીલપુર પાટણ હતું. પાટણના કિલ્લાને ભદ્ર કહેતા એ જ રીતે અહમદશાહે પણ પોતાના કિલ્લાનું નામ ભદ્રનો કિલ્લો પાડ્યું.

ભદ્રનો કિલ્લો તો રાજગઢ હતો. જર્મન મુસાફર મેન્ડેલ્સ્લો (૧૭ મી સદી) એની મજબૂતાઈનાં બારોબાર વખાણ કરે છે અને થેવેનો લખે છે કે એ એક નાના શહેર જેવો હતો. એના બુરજો ઉપર રક્ષણ માટે નાની મોટી ૧૮ તોપો ગોઠવાયેલી રહેતી. કિલ્લાની અંદર શાહી મહેલો હતા, એક સુંદર બગીચો (નગીના બાગ) પણ હતો. એ બધું તો છેક જહાંગીર બાદશાહ અમદાવાદમાં આવ્યા ત્યારે નષ્ટપ્રાય થઈ ગયેલું હતું. હાલ એ પ્રાચીન કિલ્લાના ગૌરવના અવશેષ સમાં એના પૂર્વાભિમુખ (ભદ્રકાળીના મંદિર આગળના) દરવાજા આગળના બે બુરજ અને વચ્ચેની ઊંચી ભીંત જ રહ્યાં છે. કારંજ તરફનો દરવાજો એની પહોળી કમાન જોતાં મોગલાઈના સમયમાં બન્યો લાગે છે. બીજી રીતે પણ આ વાત સાચી જણાય છે. આઝમખાંનો મહેલ બાંધતાં જે ખૂણો પડ્યો તે પૂરી લેવા એની લાઇનમાં આ દરવાજો ઊભો કરી દેવામાં આવ્યો હશે. આઝમખાંનો મહેલ તથા લાલ દરવાજા આગળની સીદી સઈદની મસ્જિદ કિલ્લાનો કોટ તોડીને બાંધેલાં છે. એલિસબ્રીજ પણ પહેલાં કિલ્લાની બહાર હતો તે ઇ. સ. ૧૮૭૫ ની રેલમાં તૂટી ગયો તે પછી કિલ્લો તોડીને માણેક બુરજને અડીને લીધો.

ભદ્રના કિલ્લાને આઠ દરવાજા હતા. મુખ્ય દરવાજો (૧૮૨૪માં એને પીરાનપીર દરવાજો કહેતા) કે જેના ઓરડાઓમાં હમણાંસુધી ઉત્તર વિભાગના કેળવણી ખાતાના વડા સાહેબની ઓફીસ હતી, બીજો લાલ દરવાજો, ત્રીજો મોટો દરવાજો તે આપાજી ગણેશે એક દિવસમાં તૈયાર કરાવેલી ગણેશબારી, બીજા બે દરવાજા તે બારાદરી અને રામદરવાજાની બારીઓ, ઉપરાંત દક્ષિણમાં એક તથા ઉત્તર તરફ બીજા બે નાના દરવાજા હતા. કિલ્લાના જ વિસ્તારમાં લાલ દરવાજાથી જતી સડક મીરઝાપુરથી આવતી સડકને જે ખૂણા પર મળે છે ત્યાં શેલુકરની હવેલી હતી. ૩૫૦ બારણાંની એ હવેલી ઇ. સ. ૧૮૦૦ માં બંધાઇ હતી અને ૧૮૭૪ માં ભાંગી ગઇ હતી ! હાલ રેકર્ડ ઓફીસ બેસે છે તેની સામે અને મુંબઇ બેન્કની આસપાસની જમીન ઉપર પેશ્વાઇ સમયમાં ફડનીસવાડી નામનો બાગ હતો. કિલ્લાની અંદરના ચાંદા સૂરજના બાદશાહી મહેલો તો છેક સાબરમતીના કિનારા પર હશે એમ માની શકાય—જ્યાં હાલ અહમદશાહની મસ્જિદ છે તેની બાજુમાં.

માણેક બુરજ ૫૩ ફીટ ઊંચો છે. એમાં માણેક કૂવો હતો. તેમાં પાણી નહિ રહેવાથી ઇ. સ. ૧૮૬૬ માં પૂરી નાખ્યો. ઇ. સ. ૧૮૨૪ માં ભદ્રના કિલ્લામાં ૬૧૮ ઘર હતાં. હાલ એમાં દક્ષિણીઓનાં થોડાં ઘર છે. બાકી તો અસલ કિલ્લાનું રૂપ સાવ ફેરવાઇ ગયું છે, અને એક તરફ અદાલત, બીજી તરફ ટેલિગ્રાફ ઓફીસ, અને પછી અનેક દુકાનો અને અંદરની બાજુ કોંગ્રેસ હાઉસ, ગ્રામોદ્યોગ ખાંધીહાટ, જિલ્લા લોકલ બોર્ડની કચેરી તથા બીજાં ઘણાં મકાનો થઇ ગયાં છે.

ભદ્રકાળીનું મંદિર મરેઠી હકૂમતમાં થયેલું છે. તે અગાઉ ત્યાં કશું જ હતું નહિ. આ મંદિર તે આઝમખાંના મહેલનો જ એક ઓરડો છે.

ભદ્ર પરની ઘડિયાળ ઇ. સ. ૧૮૪૯ માં રૂા. ૮૦૦૦ ને ખર્ચે મૂકવામાં આવી હતી. છેલ્લાં બે ત્રણ વરસથી એ બિલકુલ અનિયમિત ચાલે છે બલ્કે વધુ ભાગે બંધ જ રહે છે !

## ૨. શહેરનો કોટ

શહેરને ફરતો મજબૂત કોટ ઈમારતોના શોખીન બાદશાહ જગમશહૂર મહમ્મદ બેગડાએ બંધાવેલો—ઇ. સ. ૧૪૮૬ અને હી. સં. ૮૯૨ માં. કોટને ૧૮ દરવાજા હતા એમ કહેવાય છે. એમાં પંદર મોટા અને ત્રણ નાના હતા. એ પંદરમાંથી બે—આસ્તોડીઆ અને જમાલપુર વચ્ચેનો મહુધા દરવાજો તથા શાહપુર અને દિલ્હી દરવાજા વચ્ચેની હલીમની ખડકી—બંધ રહે છે. તો બીજા બે નવા પાડેલા પણ છે. રેલ્વે સ્ટેશનથી ઉતારૂઓ સીધા શહેરમાં દાખલ થઇ શકે તે માટે પ્રેમ દરવાજો અને પાંચકૂવા દરવાજો પાછળથી પાડેલા છે. પ્રેમ દરવાજો મુંબઈના દાનવીર શેઠ સ્વ. પ્રેમચંદ રાયચંદના નામ પાછળ કહેવાય છે. પાંચકૂવા દરવાજાની અને દિલ્હી દરવાજાની આજુબાજુની બારીઓ વળી પાછળથી પાડવામાં આવેલી.

કોટ ઘણીવાર સમરાવેલો છે એટલે એનું શુદ્ધ પ્રાચીન સ્વરૂપ અલભ્ય છે. ઈ. સ. ૧૭૨૩ થી ૧૭૫૦ વચ્ચેની ઔરંગઝેબના મરણ પછીની અવ્યવસ્થામાં કોટ તૂટ્યો હતો. તે પછી ઇ. સ. ૧૭૫૫ ની મોટી રેલમાં પણ કોટ ઘણી જગાએ તૂટી ગયો હતો. ઇ. સ.૧૭૮૦માં ખાનજહાને અને રાયખડ આગળ બ્રિટીશ લશ્કરે પણ તોડેલો. ઇ. સ. ૧૮૩૨ માં કલેકટર બોરેડેલે બે દેશી નાગરિકો, એક ન્યાયાધીશ અને પોતે મળી ચાર જણનું 'કોટ-ફંડ-મંડળ' શરૂ કરી શહેરમાંથી નાણાં ઉઘરાવી કોટને સમરાવ્યો હતો. વળી પાછો તે ૧૮૭૫ની મોટી રેલમાં ઘણે ઠેકાણેથી તૂટયો. છેવટે અત્યારે

તો શહેરની સુખાકારી અને વધતા જતા વિસ્તારની સગવડ ખાતર મ્યુનિસિપાલિટીએ એ તોડી નાખી ૧૨૦ ફુટ પહોળા સરક્યુલર રૂટની યોજના કરી છે. વિકટોરીઆ ગાર્ડન સામેની કોટની દીવાલ તોડી ત્યારે એમાંથી પ્રાચીન સમયની તલવારો, મૂર્તિઓ અને સિક્કા વગેરે નીકળ્યાં હતાં. સેંકડો વર્ષો સુધી જેણે શહેરનું રક્ષણ કર્યું તે કોટને અર્વાચીન જમાનાની લડાઈઓના નવા પ્રકારે નાકામિયાબ બનાવી મૂક્યો અને એને નષ્ટપ્રાય થવું પડયું !

## ૩. ત્રણ દરવાજા અને મેદાને શાહ ઊર્ફે કારંજ :

ત્રણ દરવાજા અહમદશાહે બંધાવ્યા છે. વચલી કમાન ૧૭½ ફીટ પહોળી અને આજુબાજુની ૧૩ ફીટ પહોળી છે. ઊંચાઈ ૨૫ ફીટ છે. પહેલાં ઉપર છાપરું હતું તે ઇ. સ. ૧૮૭૭ માં કાઢી નાખી ખુલ્લી અગાશી કરેલી છે.

હાલ જ્યાં યુ. કો. બેન્કવાળું મોટું મકાન અને કારંજ પોલિસ સ્ટેશન છે તે વિસ્તાર બાદશાહી સમયમાં 'મેદાને શાહ'ના નામે જાણીતો હતો. એનો મૂળ વિસ્તાર ૬૨૦ વાર × ૩૩૦ વાર હતો. હાલ જ્યાં બેન્કવાળું મોટું મકાન છે ત્યાં પહેલાં ફૂવારો અને હોજ હતાં. ત્યાં બેસી બાદશાહ શુક્રવારનું બજાર જોતા. આસપાસ નાનાં મકાનો હતાં. એ વિશાળ મેદાનમાં અમલદારો પોલો (Polo) રમતા એમ કહેવાય છે. જહાંગીર બાદશાહ નૂરજહાંને બેસાડીને નાની બળદ ગાડી જાતે આ મેદાનમાં ફેરવતા. હાલ તો એ પ્રાચીન મેદાન ખીચોખીચ દુકાનો, છાપરાં અને મકાનોથી બેડોળ બની ગયેલું નજરે પડે છે. એટલું ઠીક છે કે વચ્ચે જ્યાં બગીચો હતો તેને સુધારી મશહૂર દાનવીર સ્વ. શેઠશ્રી ચિનુભાઈ માધવલાલનું બાવલું મૂકવાની વ્યવસ્થા મ્યુનિસિપાલિટીએ કરી છે.

## ૪. અહમદશાહની મસ્જિદ ઊર્ફે છોટી જુમ્મા મસ્જિદ

આ મસ્જિદ ગુજરાત કલબની બરોબર સામે આવેલી છે. અહમદશાહે કિલ્લો બાંધ્યો ત્યારે એની સાથે જ આ બાંધવાની શરૂઆત કરેલી. અમદાવાદમાં એ સૌથી પહેલી બંધાયેલી મસ્જિદ છે; છતાં આજે પણ લગભગ અણીશુદ્ધ દશામાં છે. ઈ. સ. ૧૪૧૪ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે એ બંધાઇ રહેલી. મસ્જિદનું માપ અંદરથી ૧૫૬'–૯" × ૫૪' છે. એને ૧૦ મોટા ઘૂમટ છે. તેના આધાર માટે ૧૫૨ થાંભલા છે. કમાનો મુસલમાની ઘાટની સાંકડી અને ઉપરથી અણીવાળી છે. મસ્જિદના થાંભલાઓ ઉપર હિંદુ મૂર્તિઓ વગેરે જોતાં એ કોઈ મંદિરમાંથી સીધા જ આણેલા હોય એમ લાગે છે. એક થાંભલા પર તો વિ૦ સંવત્ ૧૩૦૭ નો વિશલદેવ મહારાજનો ખંડિત અસ્પષ્ટ લેખ પણ છે. ઘૂમટોની કારીગરી પણ હિંદુ ઢબની છે એટલે મસ્જિદનો મોટો ભાગ કર્ણાવતીનાં હિંદુ મંદિરોના અવશેષમાંથી જ ઉપજાવ્યો હોય તો નવાઈ નહિ. બેગમોને નિમાઝ પઢવા માટે આ મસ્જિદમાં સ્વતંત્ર રસ્તાવાળું અલગ મલુકખાનું પણ છે.

## ૫. જુમ્મા મસ્જિદ

હિંદની મોટી જુમ્મા મસ્જિદોમાં જેની ગણત્રી થાય છે એવી આ મસ્જિદ અહમદશાહે ઈ. સ. ૧૪૨૪ માં બંધાવી હતી. એને બાંધતાં ૧૨ વર્ષ લાગ્યાં હતાં. શહેરની વચમાં એ સૌથી મોટી અને ભવ્ય મસ્જિદ છે. અગાઉ આ મસ્જિદ એક મોટા મેદાનમાં, વીંટીમાં જેમ નંગ શોભે તેમ શોભતી હતી. તેની ચારે પાસ દુકાનો હતી. હાલ તો ગંદાં, નીચાં બેડોળ છાપરાં અને દુકાનોથી એ

ઘેરાઈ ગઈ છે; અને કેટલીક વખત તો ત્યાં મસ્જિદ જ છે કે કેમ એ ભૂલાઈ જવાય એટલી દુકાનોની ગડદી વધી પડી છે! હાલતા મિનારાની મસ્જિદ તરીકે એ પ્રસિદ્ધ હતી. અત્યારે તો એ મિનારા પડી ગયા છે.

ઘેરા બદામી રંગના પત્થરોથી એ બાંધેલી છે. મસ્જિદનું માપ ૩૮૮'–૯" × ૨૪૬'–૮" છે. વચ્ચેના ચોકનું માપ ૨૮૪'–૬" × ૨૩૬'–૮" છે. એને પાંચ ઘૂમટ અને અષ્ટકોણ મંડપની ત્રણ હારો છે. અંદરના, બહારના, તથા પડાળીઓના અડધીઆ બધા મળી ૭૦૭ થાંભલા છે એમ મીરાતે સિકંદરીનો કર્તા લખે છે.

મિનારાની ભીંતની બેઉ બાજુએ કોતરણીવાળા બે ગોખ છે તે હિંદુ કારીગરીની ચાડી ખાધા વિના રહેતા નથી. વળી કેટલાક થાંભલાઓમાં જ્યાંથી હિંદુ મૂર્તિઓ કાઢી નાખવામાં આવી હશે ત્યાં ખાડા દેખાય છે. મસ્જિદના લિવાનની મુખ્ય કમાનના ઉંબરામાં એક મોટો કાળો આરસ નાખેલો છે. મુસલમાનો કહે છે કે એ સોમનાથથી આણેલો છે. પણ ખરું જોતાં તો એ ઊંધી નાખેલી પાર્શ્વનાથની મૂર્તિ છે, (આર્કીઓલોજિકલ સર્વે ભાગ ૧, પૃ. ૩૫ અને અમદાવાદ ગેઝેટિયર પૃ. ૨૭૧) મહુકખાનું પણ છે.

## ૬. અહમદશાહનો રોજો

માણેકચોકમાં આવેલો છે. ૮૭⅓ ફીટના ચોરસ પર એની બાંધણી કરવામાં આવી છે. ચોરસની ચારબાજુ ચાર ઓરડા છે. વચલા ખંડમાં અહમદશાહની કબર છે. એની કબરની આસપાસ એના પુત્ર મહમદશાહની અને પૌત્ર કુતુબુદ્દીનની કબરો છે. પશ્ચિમ તરફના ઓટલા ઉપર કાસે શહીદની કહેવાતી મસ્જિદ અહમદશાહના એક પૌત્રની છે. પૂર્વના ઓટલા ઉપર સુલતાન અહમદ ૩ જા ની કબર છે એમ જે મનાય છે તે મહમદ બેગડાના પુત્ર અહમદખાંની છે એમ 'આર્કીઓલોજિકલ સર્વે' માં લખેલું છે.

રોજાના ભવ્ય દરવાજા ઉપર નોબત બેસે છે, જે દિવસમાં ચાર વખત વાગે છે. એક લંગરખાનું છે, જ્યાં હજી પણ ગરીબોને ખીચડી અપાય છે અને એ ખીચડીનો ખર્ચ સરકારી તિજોરીમાંથી મળે છે. આંગણામાં ઘણી દરગાહો અને કબરો છે, એમાંની એક પીર અબદુલ્લા સાહેબની અને એક જનરલ વેસેન્ટાઇનનાં છોકરાંની છે, એમ કહેવાય છે.

## ૭. રાણીનો હજીરો

અહમદશાહના રોજાની સામે જ માણેકચોકમાં માણેક સમાન આ હજીરો આવેલો છે. હાલ જ્યાં અનેક દુકાનોએ એને વીંટી લીધો છે તે નહિ હોય ત્યારે હજીરાની શોભા કેટલી સુંદર હશે! બહારથી હજીરો ૧૨૧⅔ ફીટ ચોરસ પર બાંધેલો છે. હજીરાના વિશાળ ચોકમાં કબરો આવેલી છે. એમાંની વચ્ચેની ધોળા આરસની કબર પર સુંદર કોતરણી અને છીપનું જડિત કામ હતું. 'આર્કીઓલોજિકલ સર્વે' વાળા ડૉ. બર્જેસ લખે છે કે આ મુખ્ય કબર મહમદ બેગડાની મા રાણી મુગલાઇબીબીની છે, અને એની જોડેની કબર શાહઆલમ સાહેબની સ્ત્રી અને મુગલાઇબીબીની બહેન મુરકીબીબીની છે. પરંતુ બાદશાહ અહમદશાહના રોજા સાથેના હજીરામાં તો એ બાદશાહની બેગમોની જ કબરો હોવાનો સંભવ વધારે લાગે છે. એટલે એ કબરો અહમદશાહની બેગમોની હશે. આ રોજામાં ઉપસાવેલી ડીઝાઇનવાળી સુંદર અને તરેહવારની જાળીઓ છે અને એ આ રોજાનું એક અનેરું આકર્ષણ છે.

## ૮. કાંકરિયું તળાવ ઊર્ફે 'હોજે કુતુબ'

કાંકરિયું તળાવ ઈ. સ. ૧૪૫૧ માં અહમદશાહના પૌત્ર સુલતાન કુતુબુદ્દીને બંધાવ્યું. એની વચ્ચે નગીનાવાડી આવેલી છે. એ વાડીમાં ચોરસ મકાન છે તે કલેક્ટર બોરેડેલે બંધાવ્યું છે. તળાવનું સ્થાપત્ય અદ્ભુત છે. તળાવનો ઘેરાવો ૨૧૫૩ વાર અથવા ૧ા માઈલ છે. તળાવને ૧૯૦ ફીટ લાંબી ૩૪ સરખી બાજુઓ છે. ત્રણ બાજુ ત્રણ ઝરૂખા છે પાણી આવવાનું ગરનાળું પણ ઉત્તમ કારીગરીના નમૂના જેવું છે. પરદેશી મુસાફરો તળાવનું આ સુંદર સ્થાપત્ય અને કારીગરી જોઇ મોંમાં આંગળાં ઘાલી જતા. તળાવની કોઇ એક બાજુએ એક વખત ઘટામંડળના (ખામંદરોલના) મહેલ હતા એમ એનો ઇતિહાસ જોતાં લાગે છે. હાલ તો એ મહેલોનું નામનિશાન પણ જણાતું નથી. બાદશાહ જહાંગીરને આ સ્થળ ખૂબ ગમતું. તળાવના ઓવારા પર રંગબેરંગી દીવાઓ મૂકાવી તે રોશની કરાવતા અને આતશબાજી કરતા. તળાવને એક ખૂણે એક અદ્ભુત સંન્યાસી રહેતો હતો. એનાથી આકર્ષાઈ જહાંગીર બાદશાહ એને મળવા ગયેલા અને એની સાથે ઘણો વાર્તાલાપ કરેલો. હાલ પીપળા આગળ જે નાની દહેરી છે એ સ્થાનક તો એ સાધુનું નહિ હોય ? ઇ. સ. ૧૭૮૧ માં જેમ્સ ફોર્બસે કાંકરિયું જોયું ત્યારે નગીનાવાડી ઉજ્જડ હતી. ઇ. સ. ૧૮૦૦ માં કાંકરિયા તળાવમાં પાણી રહેતું નહોતું તેથી પાણી રહે એવી મરેઠી રાજ્ય સમયના અમદાવાદના સરસુબા કાકાસાહેબે વ્યવસ્થા કરાવી હતી. હાલ એની પૂર્વતરફના અર્ધચંદ્રાકાર માટીના ટેકરાઓ ઉપર મ્યુનિસિપાલિટીએ સુંદર 'હીલ ગાર્ડન'—બગીચો બનાવ્યો છે. અને પશ્ચિમે અર્ધગોળાકારના શરૂઆતના ભાગમાં જ વિશાળ વ્યાયામ વિદ્યાલય બાંધ્યું છે. એ જ રીતે આસપાસની બીજી ટેકરીઓનો પણ ઉપયોગ કરવાની મ્યુનિસિપાલિટીની ધારણા છે. અમદાવાદમાં સંસ્કારી લોકોને ફરવા માટે એકે સારો બગીચો નહોતો. તેની કંઇક ખોટ આ બગીચાએ પૂરી છે; અને રજાને દિવસે કે વાર તહેવારે લોકોનાં ટોળાં આ બગીચાની હવા ખાવા આવે છે અને એક એક આનો આપી કાંકરિયામાં હોડીની પણ સહેલ કરે છે !

## ૯. રાજપુર બીબીની મસ્જિદ

આ મસ્જિદ સૈયદ ખુન્દમીરની મા બીબીજી માટે ઇ. સ. ૧૪૫૪ માં સુલતાન કુતુબુદ્દીને બંધાવી. અમદાવાદની સુંદર ઇમારતોમાં આ એક ભવ્ય સુંદર મસ્જિદ છે, અને ગોમતીપુરના અગ્નિ ખૂણામાં રાજપુર–હીરપુરની સીમમાં આવેલી છે. એનું માપ ૧૫૦' × ૫૩૩' છે. હાલતા મિનારાની મસ્જિદ તરીકે હજુ પણ એ જાણીતી છે. એક મિનારો વીજળી પડવાથી ચાલુ સદીમાં પડી ગયેલ છે. એમાં મલુકખાનું પણ છે. સૈયદ ખુન્દમીરના વડવાઓ ઇરાનથી પાટણ આવેલા અને ત્યાંથી અમદાવાદ આવેલા. ઉરઝી સૈયદોમાં એમનું નામ બહુ મોટું છે. વટવાના કુતુબે આલમ પાસેથી એમણે જ્ઞાન મેળવેલું. બીબીજી ખુન્દમીર અલ્લાનો ભક્ત થાય એમ જ ઇચ્છતાં.

## ૧૦. સરખેજનો રોજો

સરખેજનું શુદ્ધ નામ શ્રીક્ષેત્ર છે અને અમદાવાદથી લગભગ ૭ માઇલ પર આવેલું છે. એ ઘણું પ્રાચીન પરું હોવાનો સંભવ લાગે છે. શેખ અહમદ ખટ્ટુગંજબક્ષે અહીં નિવાસ કરેલો. શેખ અહમદ ૧૧૧ વર્ષની ઉમરે તા. ૧૩–૧–૧૪૪૬ ના રોજ જન્નતનશીન થયા હતા. સરખેજમાં આવેલો એમનો રોજો એ જ સાલમાં સુલતાન મુહમ્મદે બંધાવવા માંડ્યો અને ઇ. સ. ૧૪૫૧ માં કુતુબુદ્દીને તે પૂરો કર્યો.

સરખેજ જેવાં વ્યવસ્થિત સુંદર મકાનો બીજે ક્યાંય નહોતાં. મહમદ બેગડાને આ સ્થળ ખૂબ પ્રિય હતું, એટલે પોતાની દરગાહ પણ ખટુના રોજાની સાથે જ એણે કરાવી, અને ૮૩૦' × ૭૦૦'-ના વિસ્તારવાળું તળાવ ખોદાવી એની પર સુંદર મહેલો બંધાવ્યા. તળાવ પાકી બાંધણીનું છે. એક વખત આ તળાવની ચારે બાજુ મકાનો હતાં. સંતસમાગમની ઇચ્છાવાળા લોક સરખેજ આવીને રહેતા અને ત્યાં જ મરવાનું પસંદ કરતા.

ગુજરાતના રોજાઓમાં સૌથી મોટો એવો શેખ અહમદ ખટુ ગંજબક્ષનો સરખેજનો રોજો ૧૦૪ ફીટના ચોરસ પર બાંધેલો છે. એની અનેક તરેહની ભૌમિતિક આકૃતિઓવાળી પિત્તળની કલામય જાળીઓ જોવા લાયક છે. મહમદ બેગડાની કબર આરસની સુંદર કોતરણીવાળી છે. એની આસપાસ સુલતાન મુઝફ્ફર બીજાની અને મહમદ ત્રીજાની કબરો આવેલી છે. બેગડાના રોજા જોડે રાણીઓની કબરોનો રોજો છે. એમાં મુખ્ય કબર રાણી રાજબાઇની છે. રોજાના ચોકની પશ્ચિમે મોટી મસ્જિદ છે —જુમ્મા મસ્જિદથી જ નાની—અને એનું માપ ૧૭૧' × ૧૫૦' છે. આ મસ્જિદ સાથે સરખેજના રોજાનો કુલ વિસ્તાર ૪૩૦૦ ચો. વાર છે. ૧૫૦'×૬૬' ના લિવાનની વાયવ્યે મલુકખાનું પણ છે. આ મસ્જિદ સ્થપતિઓની દૃષ્ટિએ મોતી મસ્જિદ જેવી સુંદર છે.

અકબર બાદશાહના સમયના અમદાવાદના સુબા ઇતિહાસપ્રસિદ્ધ મીરઝાં અઝીઝ કોકાની મસ્જિદ પણ સરખેજમાં છે. સરખેજને કોટ હતો તે હાલ જીર્ણ દશામાં જણાય છે.

## ૧૧. આઝમખાં અને મુઆઝમખાંનો રોજો:

કોચરબથી એક માઇલ પર સરખેજને રસ્તે ડાબે હાથે આ રોજો આવેલો છે. એમ કહેવાય છે કે સરખેજનો રોજો બાંધનાર આ બે મિસ્ત્રી કારીગર ભાઇઓએ ઈંટો, પત્થરો વગેરે ચોરીને આ રોજો પોતાને માટે બંધાવેલો અને એ દોષના પરિણામે એમણે એ સાથે જ બંધાવેલા તળાવમાં પાણી રહેતું નહિ. રોજાનું કામકાજ જાડું છે.

## ૧૨. રાણી રૂપમતીની મસ્જિદ

દિલ્હી દરવાજેથી મીરઝાપુર જતાં આ મસ્જિદ આવેલી છે. એના નામ પ્રમાણે એ ખરેખર રૂપમતી છે. રૂપમતી અથવા રૂપમંજરી સુલતાન કુતુબુદ્દીનની રાણી હતી. પણ પાછળથી એનો સાવકો ભાઇ મહમદ બેગડો રૂપમતીને પરણ્યો હતો. મસ્જિદનું માપ બહારથી ૧૦૩'×૪૬' છે. મસ્જિદ બંધાયાનો કોઈ લેખ મસ્જિદમાં નથી. પણ અમદાવાદ ગેઝેટિયરનો લેખક ઈ. સ. ૧૪૩૦ થી ઇ. સ. ૧૪૪૦ ની વચ્ચે બંધાયાની સાલ મૂકે છે. બાદશાહ અને રાણી રૂપમતીના હિંદુમુસ્લિમ લગ્ન જેવો જ સુંદર મેળ એની બાંધણીમાં પણ આવી ગયો છે. હિંદુની થાંભલાઓવાળી ચોરસ બાંધણી અને મુસલમાની કમાનોનો સુભગ મેળ બીજી કોઇ મસ્જિદમાં એટલી સરસતાથી ઊતર્યો નથી, જેટલો એ અહીં ઊતર્યો છે. મહેરાબ, મિનારાની કોતરણી અને ઝરૂખાઓની કારીગરીનું કામ જોયા જ કરીએ એવું સુંદર છે. કલેક્ટર મી. જેકસને આ મસ્જિદની લાકડાની અનુકૃતિ રૂા. ૮૦૦ને ખર્ચે કરાવી હતી તે હાલ કેપ ઓફ ગુડ હોપમાં છે. ૧૯મી સદીની શરૂઆતમાં અહીં ઉજ્જડ હતું ત્યારે કલેક્ટર મી. વાઇબર્ટે આ મસ્જિદમાં વાઘ માર્યો હતો!

## ૧૩. દરિયાખાંનો ઘૂમટ

ઈ. સ. ૧૪૫૩ માં સુલતાન મહમદ બેગડાના અમીર અને મિત્ર દરિયાખાંએ શાહીબાગમાં આ ઘૂમટ બંધાવ્યો. ઈંટચૂનાથી બનાવેલો ગુજરાતનો એ મોટામાં મોટો ઘૂમટ ગણાતો હતો. એનું

માપ ૧૨૧½' × ૧૧૯½' છે. ઘૂમટનું સ્થાપત્ય ઘણું બુલંદ છે. મોર અને હંસ જેવી અમદાવાદની મસ્જિદોના ટોળામાં દરિયાખાંનો ઘૂમટ ઘુવડ જેવો લાગે છે. એનું બાંધકામ બહુ જાડું છે. લોકો એમાં ભૂતાં રહે છે એમ માને છે!

## ૧૪. બીબી અચુતકુકીની મસ્જિદ

આ મસ્જિદ દૂધેશ્વરમાં આવેલી છે. મહમદ બેગડાના સમયમાં ઇ. સ. ૧૪૭૨ માં મલીક બહાવદીન સુલતાનીએ એ બંધાવી. આમાં પણ હિંદુમુસ્લિમ સ્થાપત્યકળાની સુંદર મેળવણી છે. આસપાસની મુસલમાન સ્ત્રીઓ સુવાવડ પછી ચાલીસમે દિવસે બાળકને લઇને બીબીની મસ્જિદે બાધા મૂકવા જાય છે. અચુતકુકીની કબર મસ્જિદ આગળ છૂટા મેદાનમાં છે. મસ્જિદની બાજુમાં રોજો છે. તેમાં અન્ય લોકોની કબરો છે. આ મસ્જિદને અગાઉ સાત મિનારા હતા.

## ૧૫. મુહાફિઝખાંની મસ્જિદ

આ મસ્જિદ ઘીકાંટે આવેલી છે. અમદાવાદની સારી મસ્જિદોમાંની એક ગણાવી શકાય. સુલતાન શમ્સ ઉલ મુલ્ક વઉલ હક નસીરુ દુનિયા વઉદ્દીન અબુલ ફતહ મહમૂદશાહ બીન મૂહમદશાહના રાજ્યમાં શેખ મુઇનુદ્દીન અલ કુરેશીના પુત્ર જમાલુદ્દીને (મુહાફિઝખાંએ) ઇ. સ. ૧૪૯૨ની ૧૩ મી મે એ બંધાવી. ખાનગી ઉપયોગ માટે હોવાથી મસ્જિદ હજુ સુધી સારી હાલતમાં રહી શકી છે. મિનારા, મીંબર, મહેરાબ વગેરે અલંકાર–ભરપૂર છે. ભીંત પરના કંદોરા પણ સુંદર કારીગરીવાળા છે. બંને પડખે આવેલા ઝરૂખા અને કોતરેલી જાળીઓની કલા ઉત્તમ પ્રકારની છે. પત્થરમાં ઉપાડેલી વેલપત્તીની ડીઝાઇન એટલી આબેહૂબ છે કે જાણે હાથ વડે ઉપાડી લઇએ! ફોર્બ્સ સાહેબે રૂ. ૫૦૦ ખર્ચીને આ સુંદર મસ્જિદની લાકડાની અનુકૃતિ કરાવી હતી.

## ૧૬. સ્ટેશનના મિનારા

કાળુપુર રેલવે સ્ટેશનની બ્રોડ–ગેજ લાઇનના પ્લેટફોર્મ ઉપર આ બે મિનારા આવેલા છે. આશરે સોએક ફીટ ઊંચા છે. અને ઈંટોના બનાવેલા છે છતાં એની કારીગરી ઘણી સારી છે. શું આ મિનારા અસલથી જ આ રીતે એકલ ઉભા કર્યા હશે કે કોઇ મસ્જિદનો ભાગ હશે? મસ્જિદ કદાચ રેલ્વે સ્ટેશન બનાવતી વખતે કાઢી નાખી હોય.

## ૧૭. દરવેશ અલીની મસ્જિદ

દરવેશ અલીની, ટાંકાવાળાની અગર ઓજાબીબીની મસ્જિદને નામે ઓળખાતી પત્થરની આ નાની મસ્જિદ પાનકોર નાકે પીરમશાના રોજાની સામે આવેલી છે. ઇ.સ. ૧૫૦૪ માં એ બંધાઇ હતી. એની કારીગરી બહુ સુંદર છે.

## ૧૮. શાહઆલમ સાહેબનાં મકાનો

શાહઆલમ સાહેબે જમાલપુર દરવાજા બહાર સુંધખામંદોલ અગર દાણીલીમડા ગામ પાસે એક પરૂં વસાવ્યું હતું, એને રસુલાબાદ કહેતા. એને કોટ હતો.

આ બધાં મકાનોના મેદાનને બે દરવાજા છે. એમાંનો રોજાની સામેનો દરવાજો ઉરસને દિવસે જ ઉઘાડવામાં આવે છે. ઉત્તર તરફનો સુંદર ભવ્ય દરવાજો હંમેશાં ખુલ્લો રહે છે. અહીંનો મુખ્ય રોજો શાહઆલમ સાહેબના ઇન્તેકાલ પછી ઇ.સ. ૧૪૭૫ માં તાજખાં નરપાલીએ બંધાવ્યો છે. રોજાની દક્ષિણે સાત કબરો છે તે શાહઆલમ સાહેબના પુત્રો તથા પૌત્રોની છે. અને એક

નાની કબર છે તે પોપટની છે. બીજી એક કબર સૈયદ જલાલુદ્દીન માહઆલમની છે. આ રોજાની પશ્ચિમે ૬૦ વાર દૂર બીજો રોજો છે. એમાં શાહઆલમથી છઠ્ઠા પીર સૈયદ મકબુલે આલમની અને એમના વંશજોની કબરો છે. રોજાની દક્ષિણે બીજી ઘણી કબરો છે એમાં મોટી છત્રીવાળી જે એક છે તે માળવા અને ઈડર સામેની લડાઇઓમાં લડનાર અને મુઝફ્ફર બીજાના સરદાર સૈફખાંની છે. ત્યાં જ એક મસ્જિદ છે તે મુહમ્મદ સાલેહ બદક્ષીએ બંધાવેલી. એના મિનારા પાછળથી જહાંગીરના સુબા નજાબતખાં (સૈફખાં) એ પૂરા કર્યા. હાલ જે દીવાનખાનું છે તે સુલતાન મુઝફ્ફરશાહે બંધાવેલું છે. ત્યાં અસલ શાહઆલમ સાહેબનું દીવાનખાનું હતું એમ કહેવાય છે. પશ્ચિમના દરવાજાની બહાર થોડે દૂર તાજખાંની સ્ત્રીએ બંધાવેલું મુસ્તફા સર નામનું તળાવ છે. શ્રી. રત્નમણિરાવ લખે છે કે " સ્વતંત્ર બાદશાહીના સમયમાં તો શાહઆલમ સાહેબ અને એમની ગાદીના વારસોના પગમાં મહારાજ્યની લક્ષ્મી ઉભરાતી હતી, પણ ગુજરાત સલ્તનતના અંત પછી સો વર્ષે રોજાના ખર્ચ માટે તાણ પડી હોય એમ લાગે છે. ઈ. સ. ૧૬૭૦ માં ઔરંગઝેબે રોજાના ખર્ચ માટે ઇસનપુર, સારસા, વાસણાફત્તેપુર, વાસણાબુઝર્ગ, વાસણામારગીઆ અને સાલજડા એટલાં ગામ ઇનામ તરીકે આપ્યાં હતાં. ઈ. સ. ૧૮૧૭માં બ્રિટીશ અમલ થયો ત્યારે કેટલાંક ગામ જતાં રહ્યાં."

શાહઆલમ સાહેબનાં મકાનોનું અનુપમ સ્થાપત્ય જળવાઇ રહે એ માટે એલિસ સાહેબના કહેવાથી સરકારે શાહઆલમ અને સરખેજ પાછળ પાંચ પાંચ હજાર રૂપિયા ખર્ચી સમારકામ કરાવ્યું હતું (ઇ.સ. ૧૮૬૩–૬૫) અને એમાં શાહઆલમ સાહેબનાં મકાનો, રોજો, મસ્જિદ, જમાતખાનું વગેરે હતાં. શાહઆલમ સાહેબ અહીંજ રહેલા. રસુલાબાદનું ક્ષેત્રફળ ૨૪૪૦૦ ચો. વાર છે.

## ૧૯. ચંડોળા તળાવ

૧૮૧ એકરના વિસ્તારવાળું આ તળાવ જોવા લાયક છે. જમાલપુર દરવાજા બહારથી અથવા કાંકરિયા પર પુષ્પકુંજ સોસાયટીની બાજુના રસ્તા પરથી ચંડોળા જવાય છે.તળાવ કોણે કયારે બંધાવ્યું અને એવું નામ કેમ પડયું તેની કશી માહિતી મળતી નથી. કદાચ આશાપલી કરતાં પણ પ્રાચીન હોય. ત્યાં નરસિંહજીનું મંદિર છે અને ઇસનપુર જવાની સડક તળાવની બાજુમાંથી જાય છે. ચંડોળામાં કમળ ખુબ થાય છે. કમળોની શોભા, પંખીઓનાં કલરવ, ધ્યાન ધરીને માછલાં ખાવા બેસતાં બગલાં અને તળાવનું નિર્મળ પાણી આ સ્થળને આલ્હાદક અને રમણીય કરી મૂકે છે. એનું પાણી હાલ ખેતીવાડીના ઉપયોગમાં લેવાય છે. સહેલગાહ માટે આથી ઉત્તમ સ્થળ અમદાવાદમાં બીજું નથી.

## ૨૦. રાણી સીપ્રીની મસ્જિદ

આ મસ્જિદ આસ્તોડીઆ દરવાજે આવેલી છે. લોકવાયકા એમ કહે છે કે બાદશાહ અહમદશાહને જેની સાથે પ્રેમ થયેલો તે આશા ભીલની દીકરી શિપ્રા અથવા તેજાના સ્મરણ માટે બંધાવેલી. આ વાત ખોટી છે. ડૉ. બર્જેસે મસ્જિદની અંદરનો લેખ વાંચીને આ ભ્રમ ભાંગ્યો છે. આ મસ્જિદ મુઝફ્ફરશાહ બીજાના રાજ્ય અમલ વખતે સુલતાન મહમદ બેગડાના પુત્ર અબુકરખાંની મા રાણી અસનીએ ઇ. સ. ૧૫૧૪ માં બંધાવી છે. એ રીતે આ મસ્જિદનું બીજું નામ જે રાણી અસનીની મસ્જિદ એવું છે તે જ યોગ્ય છે. મસ્જિદનું માપ ૪૮'×૧૯½' છે. એની બાંધણી હિંદુ ઢબની છે. એનું સ્થાપત્ય અને કારીગરી એવાં ઉત્તમ પ્રકારનાં છે કે અમદાવાદની થોડી સુંદર મસ્જિદોમાં એને 'મસ્જિદે–નગીના' નું મોંઘું ઉપનામ મળ્યું છે. એની કલાકારીગરી બારીક અને સૌંદર્યભરી છે. ઇ.સ.૧૮૭૧ માં મી. બોરેડેલે રૂા. ૩૦૦૦) ખર્ચીને એને સમરાવી છે. મી. ફરગ્યુસન આ મસ્જિદ પર ફીદા થઇ ગયા હતા!

## ૨૧. સીદી શહીદની મસ્જિદ

લાલ દરવાજાની ત્રણ પ્રખ્યાત જાળીઓથી આખી દુનિયામાં પ્રસિદ્ધ થનાર આ મસ્જિદ લાલ દરવાજે આવેલી છે. એનો બાંધનાર કોણ તે ચોક્કસપણે જાણી શકાતું નથી. પંદરમી સદી અને સોળમી સદીના પ્રથમ પાદ સુધી કોઈ મોટો સીદી ઇતિહાસની તવારીખે નોંધાયો નથી. અહમદ ત્રીજાના સમયમાં સીદીઓનું જોર બહુ હતું. તેમાં સીદી જુઝારખાં જાણીતો છે. અહમદ ત્રીજાના મરણ પછી એ બહુ જોરમાં આવ્યો હતો એટલે કોટ તોડીને ભદ્રના કિલ્લાની ઈશાને એણે આ મસ્જિદ બંધાવી હોય તો ના નહિ. અકબરે આ જુઝારખાંને હાથીના પગ તળે કચરાવી મારી નાંખેલો એટલે કદાચ લોકો એને શહીદ કહેતા હશે. ઇમારતના અજ્ઞાન રક્ષકો 'શહીદ' અને 'સૈયદ' બેઉના ઉચ્ચાર 'શઇદ' કરતા એટલે સીદી સૈયદની કહેવાતી આ મસ્જિદ તે બીજા કોઇની નહિ પણ જુઝારખાં સીદી શહીદની જ હોવી જોઇએ. વળી બીજી રીતે પણ આ જ સાચું લાગે છે. કારણકે જુઝારખાં ઇ. સ. ૧૫૬૦ થી ૧૫૭૦ વચ્ચે પૂર્ણ સત્તામાં હતો. અને ડૉ. બર્જેસ, ટી. સી. હોપ સાહેબ અને શ્રી. રત્નમણિરાવ વગેરે મસ્જિદની કમાનો, મિનારા, બાંધણીની ઢબ ઉપરથી આ મસ્જિદ ૧૬મી સદીના ઉત્તરાર્ધમાં બંધાઈ હોય એમ માને છે.

મસ્જિદનું માપ ૬૮' × ૩૬' છે. મસ્જિદની પાછલી ભીંતમાં અર્ધા પાન આકારની પાંચ જાળીઓ છે. એમાંની વચલી પત્થરથી પૂરી દીધી છે. છેડેની બેમાં ભૌમિતિક આકૃતિઓવાળી કોતરેલી જાળીઓ છે. અને બીજી બે કે જેમાં તાડ અને વેલની સુંદર ગૂંથણીવાળી ડીઝાઇન છે, તેનાથી આ મસ્જિદ દુનિયાભરમાં પ્રસિદ્ધ થઈ છે. આ પ્રસિદ્ધ જાળીઓની એક હજાર રૂપિયાના ખર્ચે થયેલી લાકડાની અનુકૃતિઓ ન્યુયોર્ક અને સાઉથ કેનિંગ્ટન મ્યુઝિયમમાં છે. પહેલાં એક વખત આ મસ્જિદમાં મામલતદારની ઓફીસ બેસતી હતી. ત્યારે મસ્જિદને ચૂનાથી ધોળવામાં આવેલી અને લોકો—એની જાળીઓને એથી આરસની બનાવેલી માની બેઠેલા! આ જાળીઓ તે વખતની શિલ્પકલા અને પત્થરની કોતરણીના સર્વોત્તમ નમૂના જેવી ગણાય. એની ચાંદીના પતરા ઉપર કેટલીક અનુકૃતિઓ કરાઈ છે. વચ્ચેની જાળી બ્રિટીશ મ્યુઝીઅમમાં લઇ જવામાં આવી છે.

## ૨૨. શેખ હસન મુહમ્મદ ચીશ્તીની મસ્જિદ

શાહપુરમાં આવેલી છે. અને એક નમૂનેદાર મસ્જિદ છે. એના મિનારાના ગોખની કોતરણી કદાચ અમદાવાદમાં સર્વોત્તમ કહી શકાય એવી છે. એનું માપ ૫૯' × ૩૮' છે, અને ઇ. સ. ૧૫૬૫-૬૬ માં એ બંધાવેલી છે.

## ૨૩. મુહમ્મદ ઘૌસ સાહેબની મસ્જિદ

અમદાવાદી નહીં પણ જુવાનપુરી બાંધણીની આ મસ્જિદ સારંગપુરમાં આવેલી છે. શેખ મુહમ્મદ ઘૌસ અલ આલમનું ખરું નામ હાજી હમીદુદ્દીન ગ્વાલીઅરી હતું. હિંદના મુસલમાન પીરોમાં એમનું સ્થાન ઘણું મોટું છે. એ મોટા વિદ્વાન હતા. અમદાવાદના શેખ વજીહુદ્દીનના એ મુરશીદ (ગુરુ) થાય. તેઓ ૪ સપ્ટેમ્બર ૧૫૬૨ ના રોજ આગ્રામાં ગુજરી ગયા. એમનો રોજો ગ્વાલીઅરમાં છે. 'મક્ઝાર-અસ્રાર' અને 'જવાહીર અલખમ્સ' એમના ગ્રંથો છે. આ મસ્જિદની જોડેના રોજામાં ઘૌસ સાહેબના બે પુત્રો અને એક સ્ત્રીની કબરો છે. ઘૌસ સાહેબની મસ્જિદ સારંગપુર રોલનખાનામાં આવેલી છે. એને એક તોડો છે. પબ્લીક વર્કસ ખાતાએ આ ઇમારતમાં પુષ્કળ ફેરફાર કરી નાખ્યા છે.

મહેરામા વચ્ચે જે પ્રચંડ જુવાનપુરી મસ્જિદ હતી તે ઉખેડી નાખીને બન્ને મિનારા વચ્ચેનો મહેરો સીધો કરી નાખ્યો છે અને ઉપર કાંગરા બેસાડી દીધા છે વચલી ત્રણ કમાનોની આસપાસ જે ઉપસેલા ચોરસ ભાગ કરેલા છે તેની ઉપર ૪૮ ફીટ ઊંચી, ૪૩ ફીટ પહોળી એક ગંજાવર ભીત હતી એમા ૩૮ ફીટ ઊંચી એક ખાલી કમાન હતી, જે ઈ સ. ૧૮૧૯ના ધરતીકંપ વખતે પડવા જેવી થઈ જવાથી રૂ ૧૧૬૦ ના ખર્ચે સરકારે ઉતરાવી નાખી આ મસ્જિદ જવાનપુરી મસ્જિદની ખોટી નકલ હોના છતા ભવ્ય સુંદર લાગે છે. જુવાનપુરી મસ્જિદને મિનારા હોતા નથી જ્યારે આને મિનારા છે.

## ૨૪. શાહીબાગ

શાહજહાની સુબાગીરી દરમિયાન દુકાળથી પીડાતા માણસોને રોજી આપવા સાબરમતીને કિનારે દિલ્હી દરવાજાથી દોઢેક માઈલ ઉત્તરે મકસદપુર પરાની ૧૦૫ વીઘા ૩ વીસા જમીનમા શાહીબાગ બંધાવવામાં આવ્યો એની અસલ હદ ઉત્તર દક્ષિણે રેલવે સડકથી પા માઈલ દક્ષિણેથી લઈ કેમ્પ સુધીની ગણવામા આવે છે અને પૂર્વપશ્ચિમ હદ નવરોજી હોલની પાછળના ખેતરોથી નારણઘાટ સુધીની ગણી શકાય. હાલ જે વિસ્તાર શાહીબાગના નામે ઓળખાય છે તેનો વિસ્તાર તો આથી ઘણો મોટો છે શેઠ રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલની બોર્ડિંગથી માંડીને ઠેક કેમ્પના રસ્તાનો બધો ભાગ, શેઠ અંબાલાલનો બગલો, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીનો બગલો, ખડ્ગધારેશ્વર મહાદેવ, નવરોજી હોલ વગેરે શાહીબાગની જ હદમા ગણાય છે

શાહીબાગ હી. સ ૧૦૩૨ અને ઇ. સ. ૧૬૩૦ મા બાંધવામા આવ્યો હતો એમા શાહજહા તથા બીજા અમીરો માટેના મહેલ, ઓરડો, કમાનો, ઇમારતને ફરતી નહેરો, હોજ વગેરે કરવામા આવ્યા હતા. એમા અગિયાર કૂવા હતા અને શાહીબાગને ફરતો બાગ બુરજોવાળો કોટ હતો શાહીબાગની સાથે બીજા અમીરોના પણ બગીચા હતા બાગની સડકો પર ઉગેલા ઘટાદાર વૃક્ષોની નીચેથી ચાલતા જાણે નીલમની કમાનમાથી ચાલતા હોઇએ એવુ લાગતું એના વહીવટ માટે ૧૦૦ બળદ, ૭૦ માળી, ૧ દરોગો ( કારભારી ), ૧ ખજાનચી, ૭ પટાવાળા અને સંખ્યાબંધ ઝાડ કાઢનારા રહેતા. ઈ. સ. ૧૬૬૬ મા થેવેનોએ કરેલું શાહીબાગનું વર્ણન જોઇએ "શહેરમા નદીની બાજુ પર શાહીબાગ આવી રહેલો છે. એમા હિંદુસ્તાનમા ઉગતા દરેક પ્રકારના વૃક્ષો છે એમા બન્ને બાજુ પર ઝાડવાળા સીધા લાંબા રસ્તા કરેલા છે જે પેરીસના 'કોર દલા રેઇ' જેવા દેખાય છે, અને એ ઘણા પહોળા છે. ખરુ પૂછો તો એ અનેક બગીચાઓ નાટકશાળાની જેમ ચઢતા ઊતરતા ગોઠવાયેલા છે. એનો છેક ઉપરનો રસ્તો જાણે અગાશી પરનો રસ્તો છે એના પરથી ફરતા અનેક ગાઉ સુધીના ગામડા જોઈ શકાય છે. મધ્યમા ફૂલઝાડના ક્યારા વાવેલા છે ચાર રસ્તા મળે છે ત્યા મધ્યમા એક લતામંડપ છે, અને એના ઉપર લીલા કાચના નળિયા છે ત્યા શહેરના બધા જુવાન માણસો તેમા આવેલા વિવિધરંગી માછલાથી ભરપૂર કુંડ પર હવા ખાવા જાય છે "

આ હતી અસલી શાહીબાગની જાહોજલાલી એ જ બાગની સાથે ૬૦ વીઘાના વિસ્તારમા અકબરના શાહજાદા મુરાદના શાહજાદા રુસ્તમના નામે બંધાવેલો રુસ્તમ બાગ, ગુલાબ બાગ અને શેતુર બાગ હતા. આ બાગોમા ઉત્તમ પ્રકારના ફળફૂલોના ઝાડ અને છોડ હતા લાલ આમલીના વૃક્ષો પુષ્કળ હતા અને એ આમલીનો મુરબ્બો એટલો સરસ થતો હતો કે છેક ઇરાન સુધી એ જતો'

શાહીબાગ શાહજહાએ પોતાને માટે બંધાવેલો પણ આશ્ચર્યની વાત તો એ છે કે શાહજહાએ એમા પગ સરખો મૂક્યો નથી' એમ કહેવાય છે કે મહેલ તૈયાર થતા બાદશાહ હાથી પર સવાર

થઇને આવ્યા અને પ્રવેશના દરવાજાની જ કમાન નીચી પડવાથી હાથી અંદર જઇ શક્યો નહિ. બાદશાહ પાછા ગયા તે ફરી કદી મહેલમાં આવ્યા જ નહિ! ત્યારે શાહીબાગમાં રહેનાર ઐતિહાસિક પુરુષો તો બાદશાહજાદા મુહમ્મદ આઝમશાહ, શાહજાદો મુહમ્મદ બેદારબખ્ત, દાઉદખાં પની વગેરે હતા. ઔરંગઝેબની સુબાગીરી વખતે મેહદવી પંથના લોકોનું બંડ થયું ત્યારે સૈયદ રાજુ અહીં શાહીબાગમાં શહીદ થયેલા. મુહમ્મદ આઝમશાહની સ્ત્રી જાની બેગમનું મરણ પણ અહીં થયેલું. સુબા મહારાજા અભેસિંહ (ઈ. સ. ૧૭૩૧) અને બાજીરાવ પેશ્વા વચ્ચેની રાજદ્વારી મસલતો શાહીબાગમાં થયેલી.

ફોર્બસ સાહેબે શાહીબાગ દીઠો ત્યારે તો અષ્ટકોણ ઓરડાવાળા ચોરસ મહેલ સિવાય આખો બાગ ઉજ્જડ અને વેરાન લાગેલો. જ્યાં એક વખત લીલાંછમ વૃક્ષોની ઘટાઓ, ફૂલથી શોભી રહેતાં છોડ, ઝાડ અને પંખીઓના મધુર કલરવ હતા ત્યાં અઢારમી સદીમાં જાર બાજરીનાં ખેતરો થઇ ગયાં હતાં. મરેઠાઓએ શાહીબાગનાં વૃક્ષોને કાપી નાખી બાળવાની કાઢી બનાવવાનું જંગલીપણું કરેલું. ઈ. સ. ૧૮૭૫ ની મોટી રેલે આ દુર્દશાને વધારી મૂકી. હાલ તો શાહીબાગની પ્રાચીન ઇમારતો, કોટ, બુરજો કશાનું નામનિશાન રહ્યું નથી; રહ્યો છે માત્ર પેલો ચોરસ મહેલ જેમાં ઉત્તર વિભાગના કમિશનર સાહેબ રહે છે. શાહીબાગ અને બીજા અનેક નાના મોટા બાગોથી બાગબાગ બનેલા અમદાવાદમાં આજે એક પણ આંખ ઠારે એવો બગીચો નથી એ દૈવની કેવી દુર્ઘટના!

## ૨૫. આઝમખાંનો મહેલ

અદલ ઇન્સાફ કરનાર સુબા આઝમખાંએ આ મહેલ બંધાવ્યો હતો. હાલ આઝમખાંના મહેલમાં સહકારી ખાતાના રજીસ્ટ્રારની કચેરી બેસે છે. મોગલાઈમાં કંઈ વિશેષ સ્થાપત્ય થયું નથી, અને જે છે તેય સ્વતંત્ર બાદશાહીના સ્થાપત્ય આગળ ઝાંખું પડે એવું છે. ઈમારતો બંધાવી નામ અમર કરનાર મોગલાઈના ચારેક સુબાઓમાં આઝમખાં એક છે. આઝમખાં ઇ. સ. ૧૬૩૫માં ગુજરાતનો સુબો હતો. ઇ. સ. ૧૬૩૭માં ભદ્રના મુખ્ય દરવાજાની દક્ષિણ તરફની ભીંત તોડીને આ મહેલ બાંધવામાં આવ્યો છે. મહેલનો મુખ્ય ચોરસ ભાગ ૨૪૦' × ૨૧૦' છે. મહેલની ઉત્તર તરફની પાંખ કિલ્લા સાથે જોડી દીધી છે. દક્ષિણ તરફની પાંખ ૨૫૦ ફીટ લાંબી છે, જેમાં એક વખત કેદખાનું હતું, એક વખત એ ધર્મશાળા તરીકે પણ વપરાતી હતી. મહેલના ઘણા અવતાર થઈ ગયા છે એટલે મૂળ બાંધણી કેવી હશે તેનું અનુમાન કરી શકાય એમ નથી. મહેલનો મુખ્ય દરવાજો મોગલાઇ ઘાટનો છે. એની અંદર પેસતાં અષ્ટકોણ ઓરડો અને એની આસપાસની ઓરડીઓ આવે છે. આ ઓરડો અને ઓરડીઓના જેટલા ભાગમાં નીચે ભોંયરું છે તેમાંથી છૂપે રસ્તે મહેમદાવાદ સુધી જવાતું એમ કહેવાય છે. વચ્ચે હોજફૂવારા છે. ભદ્રકાળીનું મંદિર મહેલની ઉત્તર પાંખની એક ઓરડીમાં આવેલું છે. ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં જવાનો જે રસ્તો છે તે પણ આ મહેલનો છે. આ પાંખને સમરાવી એના ઉપર મેડી કરાવી ડીસ્ટ્રીક્ટ કોર્ટ બનાવી છે. એની અને ભદ્રની વચ્ચેનો કોટ તોડી નાખી કોર્ટનાં બીજાં મકાનો બનાવવામાં આવ્યાં છે. એક વખત એમાં મદ્રેસાઓ પણ બેસતી હતી! અને મરેઠી સમયમાં એમાં સરકારી અમલદારો રહેતા હતા. અંગ્રેજોએ એને કેદખાનું બનાવ્યું હતું. વચમાં વળી પોસ્ટ ઓફિસ બેસતી અને હવે સહકારી કચેરી બેસે છે. આ મહેલની મ્યુઝિયમ માટે પણ માગણી થઇ છે.

## ૨૬. માતર ભવાનીની વાવ

અસારવામાં આવેલી છે. લોકવાયકા પ્રમાણે આ વાવ અમદાવાદ વસ્યા પહેલાંની છે. પણ એમાં બેસાડેલી માતર ભવાનીની મૂર્તિ એટલી પ્રાચીન હોય એમ લાગતું નથી. આ વાવ સાદી છે. અને એને ત્રણ કૂટ (માળ) અને એક પ્રવેશદ્વાર છે એટલે સ્થાપત્યશાસ્ત્ર પ્રમાણે એને 'નંદા' કહી શકાય.

એની જગ્યાએ નવી થઇ છે. હિંદુ મુસલમાન બેઉ અમુક દિવસે એમનાં દર્શને જાય છે), ઇબ્રાહીમ શહીદની મસ્જિદ ( આસ્તોડીઆ દરવાજા બહાર શાહઆલમને રસ્તે ), વજીઉદ્દીનનો રોજો (ખાનપુરમાં), પીરમદશાહની મસ્જિદ અને રોજો (પાનકોર નાકે), શેખ મુહમ્મદ ચિશ્તીનો રોજો (ખાસ બજાર પટવા શેરીની બહાર), બાવા અહમદની મસ્જિદ (સલાપોસ રોડ), અલેફની મસ્જિદ (કારંજમાં ઊંચા ઓટલા કરીને બનાવેલી છે), ગલીઆરા મસ્જિદ અને પીરકમાલની દરગાહ (ખાડીઆ ચોકીથી ચાર રસ્તે જતાં), હજીરાની પોળનો હજીરો (સાંકડીશેરી), આલમખાંનો રોજો (દાણાપીઠ), રાયખડ દરવાજા આગળનો રોજો, સૈયદ મુહમ્મદ જાફર અને સરાઝી સાહેબના રોજા (ઓલીફંટ રોડ ), કાજી સાહેબની મસ્જિદ ( રાયપુર—પાંચપટી ), સૈયદ જાફરની મસ્જિદ ( આસ્તોડીઆ સીપ્રીની મસ્જિદ સામે ), શાહ મુહમ્મદઅલીની મસ્જિદ ( જમાલપુર ચકલામાં ), મુસ્તફા સૈયદની મસ્જિદ (જમાલપુરમાં), પીર કુતુબુદ્દીન સૈયદનો રોજો (જમાલપુર ), મખદૂમ સાહેબની મસ્જિદ ( જમાલપુરમાં—હાલ નવી કરેલી છે ), શાહ બડા કાસીમનો રોજો ( તાજપુરમાં ), છાપરાનાં ચળકતાં નળિયાંને લીધે કાચની મસ્જિદ કહેવાતી (તાજપુરમાં), પીરાન પીરની દરગાહ (ખાનજહાં દરવાજા પાસે ), ખાનજહાંની મસ્જિદ (ખાનજહાં દરવાજા પાસે), શાહ અલીજી ગામધણીની મસ્જિદ ( રાયખડ રોહીલવાડમાં ), અલીફખાંની અગર બાબીની મસ્જિદ (રાયખડ રોહીલવાડમાં),શાહ ગઝનીની મસ્જિદ (રાયખડ રોહીલવાડમાં) સૈયદ રાજુની કબર (શાહીબાગમાં રૂસ્તમબાગમાં ), મુસાસુહાગની દરગાહ (દિલ્હી દરવાજા બહાર કેમ્પને રસ્તે રેલ્વે ક્રોસીંગ આગળ), ચીની પીર (શાહીબાગ—રેલ્વે ક્રોસીંગ આગળ ), બદામી મસ્જિદ ( જહાંગીર વકીલ મીલ્સ પાસે ), બાબા બરકલ્લા ચિશ્તીની મસ્જિદ અને રોજો (દિલ્હી દરવાજા—પેન્ટર ગાર્ડનની પાછળ), ચાર તોડા કબરસ્તાન ( શહેર કોટડાના ર૩½ એકર વિસ્તારમાં; સ્ટેશન પરના મિનારા—તોડા આ ચારમાંનાં તો બે નહિ હોય ? ), અફઝલખાં બંબાણીની મસ્જિદ અને રોજો (સારંગપુર દરવાજાથી રાયપુર દરવાજાને રસ્તે), મરીયમબીબીની મસ્જિદ ( રાજપુર બીબીજીની મસ્જિદની નજીકમાં ), ગંજશહીદની કબર (બહેરામપુરમાં એક ટેકરા પર ), કાસીમખાંનો રોજો ( માદલપુરમાં ), મુહમ્મદ અન્વરખાંની બીબીનો રોજો ( કાંકરિયાની હદમાં દક્ષિણે ) વગેરે અનેક મસ્જિદો, રોજાઓ, કબરો, પીરનાં સ્થાનકો અમદાવાદમાં ઠેર ઠેર વેરાયેલાં પડયાં છે.

## જોવાલાયક હિંદુ સ્થાપત્યો

### ૧. ચિંતામણનું મંદિર

બાવન જિનાલયોવાળું આ મંદિર શાહજહાંના સમયમાં સ્વ. શેઠ શ્રી. શાંતિદાસ ઝવેરીએ સરસપુરમાં બંધાવ્યું હતું. હઠીસિંહના મંદિર જેવું એ સુંદર હતું. એના ઘૂમટની પૂતળીઓ ઘણી મનોહર હતી. એક વખત આ મંદિર તીર્થ સમાન ગણાતું હતું. ઔરંગઝેબની સૂબાગીરીમાં એ અપવિત્ર થયું અને તોડી નાખવામાં આવ્યું. આથી મંદિરનાં ભોંયરાં જે ઝવેરીવાડમાં નીકળતાં એમ કહેવાય છે, તેના છૂપા રસ્તે મંદિરની ત્રણ મુખ્ય પ્રતિમાઓ લાવીને ઝવેરીવાડમાં સંતાડી દીધી. એમાંની એક ઝવેરીવાડના આદીશ્વર ભગવાનના ભોંયરામાં બેસાડી, બીજી જગવલ્લભના મંદિરના ભોંયરામાં બેસાડી અને ત્રીજી મૂળનાયકની મૂર્તિ સુરજમલના દહેરામાં બેસાડી. હાલ આ મંદિર એક ટેકરાના ખંડેર રૂપે છે.

### ૨. હઠીસિંહનું દહેરૂં

આ દહેરું એની મોટી વાડી સહિત દિલ્હી દરવાજા બહાર આવેલું છે. ૧૬૦'×૧૨૬' ના માપમાં બાંધેલું છે. વીસા ઓસવાળ જ્ઞાતિના જૈન વણિક સ્વ. હઠીસિંહ કેસરીસિં[illegible] [illegible]વત ૧૯૦૩ ના મહાવદી ૫ ને ગુરુવારે બાવન જિનાલયોવાળું આ [illegible] બંધાવ્યું [illegible] ભટ્ટારક

શ્રી. શાંતિસાગર સૂરિજીના શુભ હસ્તે મંદિરની મુખ્ય પ્રતિમા ૧૫ મા તીર્થંકર ધર્મનાથજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી–સંવત ૧૯૦૩ ના મહાવદી ૧૧. મંદિરના ગર્ભદ્વારની બે બાજુ કમાટમાં બે મૂર્તિઓ છે. મંદિરમાં પેસતાં જમણે હાથે જે માતાની મૂર્તિ છે તે ઓસવાળોની કુળદેવી ઓસીઆ માતાની છે. મંદિરના ઉપલે માળ પણ જૂદા જૂદા તીર્થંકરોની મૂર્તિઓ આવેલી છે. એ દરેકનાં નામ એની સાથે લખેલાં છે.

આખા અમદાવાદમાં મુસ્લિમેતર પ્રજાને નામે જો કોઇ સમ ખાવા પૂરતું ય સુંદર સ્થાપત્ય હોય તો તે હઠીસિંહનું મંદિર છે, એને જોતાં દેલવાડાનાં વસ્તુપાળ તેજપાળનાં મંદિરોની કંઈક ઝાંખી થાય છે. એની બાંધણી પ્રેમચંદ સલાટે કરી છે. મંદિરના પ્રવેશ આગળ એક માળવાળો અને કારીગરીપૂર્ણ ઝરૂખાવાળો મંડપ છે. અંદરના ચોકમાં મુખ્ય મંદિર છે અને એની આસપાસ બાવન જિનાલયો છે. વિમાનની બાંધણી અને કારીગરી ખૂબ ઊંચી જાતની છે. ડૉ. બર્જેસ અને મી. ફરગ્યુસન પણ આ મંદિરના સ્થાપત્યલાવણ્યથી ચકિત થઈ ગયા હતા. મંદિરના થાંભલા ઉપર કોઇ વાંસળી વગાડતી તો કોઇ સિતાર બજાવતી, કોઇ પૂજાથાળ લઇને ઊભેલી તો કોઇ ઢાલ તરવારથી સજ્જ થયેલી અનેક પૂતળીઓ છે. પૂતળીઓનું કામ બહુ ઊંચા પ્રકારનું ન કહી શકાય છતાં તે સાવ જાડું છે એમ પણ ન કહી શકાય. પૂતળીઓ ભાવવાહી છે અને એમના અંગભંગ લાવણ્યમય છે. મોગલ જમાના પછી પણ આ જાતની કારીગરી આપણા કારીગરો ભૂલ્યા નથી એનો આ મંદિર અચૂક દાખલો છે.

## ૩. સંભવનાથનું મંદિર

ઝવેરીવાડમાં આવેલું છે. જૂનામાં જૂનું જૈન મંદિર ગણાય છે, એને બંધાવતાં એક લાખ રૂપિયા ખર્ચ થયો હતો. એની પ્રતિમાઓ ઘણી મોટી છે.

## ૪. મહાવીરસ્વામિનું મંદિર

ફતાસાની પોળને નાકે આવેલું આ મંદિર ઇ. સ. ૧૮૬૬માં શેઠ ઉમાભાઇ રૂપચંદે જૂનું મંદિર કાઢી રૂા. ૫૦,૦૦૦ ને ખર્ચે ફરીથી બંધાવેલું છે. એની કારીગરી સારી છે. એની બહારની ભીંતો ૧૨–૧૪ વરસ પહેલાં આરસપહાણની કરાવાઇ છે.

આ ઉપરાંત અમદાવાદમાં જૈન મંદિરોની ખોટ નથી. એ બધાંની વિગતમાં ઊતરવાનો અવકાશ આપણી પાસે નથી. પણ સાંકડીશેરીને નાકે ખેતરપાળની પોળમાં સંભવનાથનું નાનકડું જૈન મંદિર આવેલું છે. એનું ભોંયતળિયું અને થાંભલા ઉત્તમ આરસના બનાવેલા છે. ભોંયતળિયે અને થાંભલાઓમાં રંગીન પથ્થરનું સુંદર જડિત કામ છે. ગુજરાતી સલાટોએ આ બાંધેલું છે અને એમ કહેવાય છે કે ૧૬ રૂપિયે શેરના પથ્થરો લાવી એ બંધાવ્યું છે.

## ૫. અમદાવાદનાં નદીકિનારાનાં સ્થાપત્યો

અમદાવાદથી ઉત્તરે કેમ્પની પાછળના ભાગમાં આવેલ હાંસોલ ગામની સામી બાજુ નદીકિનારે આવેલું કોટેશ્વરનું સ્થળ ઘણું પ્રાચીન અને સહેલગાહ માટે રમણીય છે. એ પછી ખડ્ગધારેશ્વર અને ભીમનાથનાં મંદિરો હાલ શાહીબાગના વિસ્તારમાં નદીકિનારે આવેલાં છે. ભીમનાથનું મંદિર અને આરો મરેઠા સમયમાં બંધાયેલાં છે. સાબરમતીના બધા આરામાં આ ઉત્તમ છે. અહીંનું ખડ્ગધારેશ્વરનું મંદિર સાભ્રમતી માહાત્મ્યમાં વર્ણવેલું અને ઘણું પ્રાચીન છે. આ પછી ચંદ્રભાગા અને સાબરમતીના સંગમ પર દૂધેશ્વર આવેલું છે. અહીં કામધેનૂએ પોતાના દૂધથી લીંગ રચ્યું હતું તેથી એ દૂધેશ્વર કહેવાય છે. વળી અસુરોને હણવા માટે પોતાનાં હાડકાંનું બલિદાન કરનાર પુરાણપ્રસિદ્ધ

એની જગ્યાએ નવી થઈ છે. હિંદુ મુસલમાન બેઉ અમુક દિવસે એમનાં દર્શને જાય છે), ઇબ્રાહીમ શહીદની મસ્જિદ ( આસ્તોડીઆ દરવાજા બહાર શાહઆલમને રસ્તે ), વજીઉદ્દીનનો રોજો (ખાનપુરમાં), પીરમહંમદશાહની મસ્જિદ અને રોજો (પાનકોર નાકે), શેખ મુહમ્મદ ચિશ્તીનો રોજો (ખાસ બજાર પટવા શેરીની બહાર), બાબા અહમદની મસ્જિદ (સલાપોસ રોડ), અલેફની મસ્જિદ (કારંજમાં ઊંચા ઓટલા કરીને બનાવેલી છે), ગલીઆરા મસ્જિદ અને પીરકમાલની દરગાહ (ખાડીઆ ચોકીથી ચાર રસ્તે જતાં), હજીરાની પોળનો હજીરો (સાંકડીશેરી), આલમખાંનો રોજો (દાણાપીઠ), રાયખડ દરવાજા આગળનો રોજો, સૈયદ મુહમ્મદ જાફર અને સરાઝી સાહેબના રોજા (ઓલીફંટ રોડ), કાજી સાહેબની મસ્જિદ ( રાયપુર–પાંચપટી ), સૈયદ જાફરની મસ્જિદ ( આસ્તોડીઆ સીપ્રીની મસ્જિદ સામે ), શાહ મુહમ્મદઅલીની મસ્જિદ (જમાલપુર ચકલામાં), મુસ્તફા સૈયદની મસ્જિદ (જમાલપુરમાં), પીર કુતુબુદ્દીન સૈયદનો રોજો (જમાલપુર), મખદૂમ સાહેબની મસ્જિદ (જમાલપુરમાં—હાલ નવી કરેલી છે), શાહ બડો કાસીમનો રોજો (તાજપુરમાં), છાપરાનાં ચળકતાં નળિયાંને લીધે કાચની મસ્જિદ કહેવાતી (તાજપુરમાં), પીરાન પીરની દરગાહ (ખાનજહાં દરવાજા પાસે), ખાનજહાંની મસ્જિદ (ખાનજહાં દરવાજા પાસે), શાહ અલીજી ગામધણીની મસ્જિદ (રાયખડ રોહીલવાડમાં), અલીફખાંની અગર બાબીની મસ્જિદ (રાયખડ રોહીલવાડમાં),શાહ ગઝનીની મસ્જિદ (રાયખડ રોહીલવાડમાં) સૈયદ રાજુની કબર (શાહીબાગમાં રૂસ્તમબાગમાં), મુસાસુહાગની દરગાહ (દિલ્હી દરવાજા બહાર કેમ્પને રસ્તે રેલ્વે ક્રોસીંગ આગળ), ચીની પીર (શાહીબાગ–રેલ્વે ક્રોસીંગ આગળ), બદામી મસ્જિદ (જહાંગીર વકીલ મીલ્સ પાસે), બાબા બરકલ્લા ચિસ્તીની મસ્જિદ અને રોજો (દિલ્હી દરવાજા–પેન્ટર ગાર્ડનની પાછળ), ચાર તોડા કબ્રસ્તાન (શહેર કોટડાના ૨૩½ એકર વિસ્તારમાં; સ્ટેશન પરના મિનારા—તોડા આ ચારમાંનાં તો બે નહિ હોય ?), અફઝલખાં બંબાણીની મસ્જિદ અને રોજો (સારંગપુર દરવાજાથી રાયપુર દરવાજાને રસ્તે), મરીયમબીબીની મસ્જિદ (રાજપુર બીબીજીની મસ્જિદની નજીકમાં), ગંજશહીદની કબર (બહેરામપુરમાં એક ટેકરા પર), કાસીમખાંનો રોજો (માલપુરમાં), મુહમ્મદ અન્વરખાંની બીબીનો રોજો (કાંકરિયાની હદમાં દક્ષિણે) વગેરે અનેક મસ્જિદો, રોજાઓ, કબરો, પીરનાં સ્થાનકો અમદાવાદમાં ઠેર ઠેર વેરાયેલાં પડ્યાં છે.

## જોવાલાયક હિંદુ સ્થાપત્યો

### ૧. ચિંતામણનું મંદિર

બાવન જિનાલયોવાળું આ મંદિર શાહજહાંના સમયમાં સ્વ. શેઠ શ્રી. શાંતિદાસ ઝવેરીએ સરસપુરમાં બંધાવ્યું હતું. હઠીસિંહના મંદિર જેવું એ સુંદર હતું. એના ઘૂમટની પૂતળીઓ ઘણી મનોહર હતી. એક વખત આ મંદિર તીર્થ સમાન ગણાતું હતું. ઔરંગઝેબની સૂબાગીરીમાં એ અપવિત્ર થયું અને તોડી નાખવામાં આવ્યું. આથી મંદિરનાં ભોંયરાં જે ઝવેરીવાડમાં નીકળતાં એમ કહેવાય છે, તેના છૂપા રસ્તે મંદિરની ત્રણ મુખ્ય પ્રતિમાઓ લાવીને ઝવેરીવાડમાં સંતાડી દીધી. એમાંની એક ઝવેરીવાડના આદીશ્વર ભગવાનના ભોંયરામાં બેસાડી, બીજી જગવલ્લભના મંદિરના ભોંયરામાં બેસાડી અને ત્રીજી મૂળનાયકની મૂર્તિ સુરજમલના દહેરામાં બેસાડી. હાલ આ મંદિર એક ટેકરાના ખંડેર રૂપે છે.

### ૨. હઠીસિંહનું દહેરું

આ દહેરું એની મોટી વાડી સહિત દિલ્હી દરવાજા બહાર આવેલું છે. ૧૬૦'x૧૨૬' ના માપમાં બંધેલું છે. વીસા ઓ... જ્ઞાતિના જૈન વણિક સ્વ. હઠીસિંહ કેસરીસિંહ શાહે સંવત ૧૯૦૩ ના મહાવદી ૫ ને શુ... ...નાલયોવાળું સુંદર મંદિર બંધાવ્યું. અને સાગરગચ્છ ભટ્ટારક

**પીરાણા પીર:**—અમદાવાદની દક્ષિણે ગીરમથા ગામ પાસે એક કોટની અંદર આવેલા ઇમામશાહ, નુરશાહ, સુરાભાઇ, બાબા મુહમ્મદ અને બાકરઅલીના પાંચ રોજાઓને પીરાણા પીર કહે છે. હિંદુમુસલમાન સૌ પીરાણાના મુખ્ય પીરને માને છે. ઇમામશાહને માનનારાઓનો મોટો ભાગ હિંદુઓનો છે, મુખ્યત્વે પાટીદારો છે. આ પીરને માનનારાઓ હિંદુ જ કહેવાય છે અને હિંદુ રીતરિવાજ પાળે છે. દીવાની પૂજા કરે છે, મડદાંને અગ્નિસંસ્કાર કરે છે, વગેરે. નુરશાહના અનુયાયીઓમાં મુખ્યત્વે મોમનાઓ છે. સુરાભાઈની કબર નથી પણ ગાદી છે. બાબા મુહમ્મદના અનુયાયીઓમાં શેખ મુસલમાનો વિશેષ છે. બાકરઅલીના અનુયાયીઓ છેક મહીકાંઠા, વડોદરા, સુરત સુધી છે. બાકરઅલીના વડવા અલકમીયાં મોગલાઇમાં સિંધથી આવેલા અને પોતે ઇમામશાહના વંશ જ છે એમ કહી પીરાણાની જગ્યાનો કબજો લીધેલો પણ પાછળથી સૈયદોએ પેશ્વાને ફરિયાદ કરતાં એનો કબજો સોંપી દેવો પડેલો. ઇ. સ. ૧૮૩૨માં બાકરઅલીના મરણ સુધી પીરાણામાં એમનો રોજો નહોતો. પીરાણા પીરના મૂળ સ્થાપક ઇમામશાહ છે. તેઓ ઇ. સ. ૧૪૪૯માં ઇરાનથી ગુજરાતમાં આવ્યા હતા અને ગીરમથા ગામને ટેકરે રહેતા. તેઓ મોટા ચમત્કાર કરતા, તેથી લોકોની આસ્થા તેમના પર ખૂબ જામેલી. હાલ ખાનદેશ અને ગુજરાતના ઘણા ભાગોમાં એમના સેવકો છે. આ પંથના ધર્મપુસ્તકને ‘શિક્ષાપત્રી’ કહે છે. તેઓ ‘શિવોહમ્’ કે ‘ઇમામ કેવલ’ બોલે છે. શ્રાવણ અને ભાદરવાના કેટલાક હિંદુ તહેવારોમાં હજુ પણ ત્યાં મેળો ભરાય છે. દરેક મહિનાને બીજે અને ચોથે દિવસે આ સંપ્રદાયના લોકો અપવાસ કરે છે. એમના ગાદીવાળા કાકા કહેવાય છે. પીરાણા પંથનો પ્રચાર ઉત્તર ગુજરાત બાજુનાં ગામોમાં હાલ વધ્યો છે.

**વટવાનો રોજો:**—અમદાવાદની દક્ષિણે ૭ માઇલ પર વટવામાં મખદુમ જહાંનિયાં સૈયદ જલાલ બુખારીના પૌત્ર વટવાના પ્રસિદ્ધ સંત સૈયદ બુરહાનુદ્દીન કુતુબે આલમશાહનો આ રોજો છે. રોજા જોડેની મસ્જિદ ખાસ ઉલ્મુલ્ક બશીર સુલતાની ખાજાએ બંધાવ્યાનો લેખ છે.

**બાબા લુલુઇની મસ્જિદ:**—ઈ. સ. ૧૮૭૫ની રેલમાં ઠીક ઠીક નુકસાન પામેલી આ મસ્જિદ સપ્તર્ષિના આરા પાસે આવેલી છે. મહોરમની ર ૭ તારીખે અહીં ઉરસ ભરાય છે.

**શેખ વજીઉદ્દીનનો રોજો:**—ખાનપુરમાં આવેલો આ રોજો શેખવજીઉદ્દીન માટે અમીર સઆદતખાંએ બંધાવવો શરૂ કર્યો અને મુરતઝાખાં નામે પ્રસિદ્ધ સુબા શેખ ફરીદ બુખારીએ પૂરો કર્યો.

**મીર અબુ તુરાબનો રોજો:**—*ઉજ્જડ આશાવલમાં નવું આશાવલ વસાવનાર અબુ તુરાબનો* આ રોજો અકબરશાહના સમયમાં બાંધવામાં આવેલો છે.

આ ઉપરાંત ગંજ ઇનાયતશાહની મસ્જિદ (શાહપુર દરવાજા પાસે), ચંપાકી મસ્જિદ (શાહપુર ચકલામાં), ઔરંગઝેબના માનીતા સરદાર નવાબ સરદારખાંની મસ્જિદ (જમાલપુર), ઔરંગઝેબના માનીતા સુબા નવાબ સુજાતખાંની મસ્જિદ (સલાપોસ રોડથી મીરઝાપુર જતાં), ખરાતી મસ્જિદ (દીલ્હી દરવાજાની અંદર પશ્ચિમે), બાદશાહ સૈયદની મસ્જિદ (દરિયાપુર ચકલાથી ૧૦૦ વાર પૂર્વે), મીરાં સૈયદ અલીની મસ્જિદ (લુણસાવાડામાં), મીયાં મુહમ્મદ હુસેનની મસ્જિદ (દરિયાપુર-ચંદન તળાવડી પાસે), હાજી સાહેબની મસ્જિદ (દરિયાપુરમાં લાલ બાવાના ટેકરા પર), અબ્દુલ રઝાકનો રોજો અને મસ્જિદ (દાનગરવાડથી ખેપડીઆવાડને રસ્તે), પીર દસ્તગીરની મસ્જિદ (ઘીકાંટે-ડાહ્યાભાઈની વાડી પાસે હતી, હાલ નથી.), વાદીશાહ પીરની મસ્જિદ (મીરઝાપુરમાં રૂપમતીની મસ્જિદથી પશ્ચિમે ૧૦૦ વાર છેટે), શાહ અબ્દલરતદની મસ્જિદ (શાહપુર મીલપાસે), શાહ અબદલ વહાબની મસ્જિદ (હાલ નથી, પણ

દધીચિ ઋષિનો આશ્રમ આ જ સ્થળે હતો. અને એ જ સ્થળે સ્વાર્થત્યાગ અને જનસેવાની પવિત્ર ભાવનાના તીર્થ જેવો પૂ. મહાત્મા ગાંધીજીનો આશ્રમ સ્થપાયો હતો. હાલ એ હરિજન આશ્રમ તરીકે ઓળખાય છે. દૂધેશ્વરનો આરો ઈ. સ. ૧૮૭૫ના પુરમાં પડી ગયો. હાલ અહીં અમદાવાદ મ્યુનિસિપાલિટીનું 'દૂધેશ્વર વોટરવર્ક્સ' આવેલું છે.

## ૬. સ્વામિનારાયણનું મંદિર

આ મંદિર ઘીકાંટે આવેલું છે. ઇ. સ. ૧૮૭૮માં, એટલે હઠીસિંહનું મંદિર બંધાયા પછી લગભગ વીસ વર્ષે, શ્રી સ્વામિનારાયણ ઉર્ફે સહજાનંદ સ્વામિએ વચ્ચેતું શિખરબંધી મંદિર બંધાવ્યું. મંદિરની વચમાંની મૂર્તિ નરનારાયણની છે. જમણા હાથ તરફ સ્વામિનારાયણની મૂર્તિ છે અને ડાબા હાથ તરફ રાધાકૃષ્ણની મૂર્તિ છે. એની આસપાસ આવેલી વિશાળ હવેલીનું મકાન સંવત્ ૧૯૦૨માં થયેલું છે. મંદિરના પ્રવેશદ્વાર પર સુંદર ઝરૂખાવાળો મેડો છે. પ્રવેશદ્વારની અને અંદરના મંદિરની પત્થરની કારીગરી બહુ ઝીણવટવાળી નથી પણ વિવિધ રંગથી રંગેલું હોવાથી એ સુંદર લાગે છે. હવેલીમાં થાંભલાના ટેકા વગેરેનું લાકડાનું કામ ઘણી ઝીણી કારીગરીવાળું અને આપણી એ પ્રકારની પ્રાચીન કોતરણીના નમૂના જેવું છે. મંદિરના હાલના મુખ્ય મહંત શાસ્ત્રી સ્વામિ હરિચંદ્રદાસજી છે. મંદિરમાં કાયમ ૩૦૦–૩૫૦ સાધુઓ રહે છે અને કથાવાર્તા તથા ઉપદેશ ચાલે છે. શહેરમાં આ મંદિરનું ઘણું માન છે. બેસતા વર્ષને દિવસે અહીં મોટો અન્નકૂટ ભરાય છે, અને તેજ દિવસે સૌ પ્રથમ અહીં દર્શને આવવાનો અહીંના ઘણા નાગરિકોનો રિવાજ છે.

આ ઉપરાંત સારંગપુરમાં આવેલું રણછોડજીનું મંદિર પણ ખૂબ જાણીતું છે. અને દેવદર્શન માટેનું લોકોનું પ્રિય સ્થાન છે. આ મંદિરની મૂર્તિ અગાઉ સારંગપુર દરવાજા બહાર રાણી શેરીમાં હતી. તે અવ્યવસ્થાના કાળમાં સદાશિવ રામચંદ્રના ભાઇ નથુજીએ આ મંદિર દરવાજાની અંદર બંધાવી તેમાં પધરાવી.

અહીં સારંગપુરમાં જ તળિયાની પોળમાં બહુચરાજીનું મંદિર આવેલું છે. મીરાતે અહમદીના કર્તા (ઇ. સ. ૧૭૬૨) લખે છે કે નવરાત્ર કર્યા પછી એક બાઈ આઠમે પોતાની જીભ કાપીને હવનમાં નાખતી અને પાછી એની જીભ સાજી થઇ જતી. લોકોએ નજરે જોયેલી આ વાત છે. એ બાઇ ઘરડી થઇ ત્યાં સુધી એમ કરતી.

## ૭. ભદ્રકાળીનું મંદિર

ભદ્રના કિલ્લાની સાથે નહિ પણ પાછળથી મરેઠા સમયમાં ભદ્રકાળીનું મંદિર સ્થપાયું. મંદિરનો ઓરડો આઝમશાહના મહેલનો જ એક ભાગ છે. શહેરનું આ ખૂબ પ્રતિષ્ઠિત અને જાહોજલાલીવાળું મંદિર છે. નાના ઓરડામાં આવેલું છે છતાં નવરાત્રની આઠમે કે કાળીચૌદશે ત્યાં નાગરિકોની જબ્બર મેદની જામે છે. શહેરની રક્ષિતા દેવી છે. વારેતહેવારે માતાજીને વિવિધ આભૂષણો ચઢે છે, અને બીજાં મંદિરોની માફક અહીં પણ વીજળીના દીવાઓની શોભા થાય છે. ઘણા સુધરેલા નાગરિકો પણ ભદ્રકાળીમાં ભારે શ્રદ્ધાવાળા છે અને સાથે સાથે એમ પણ કહેવું જોઈએ કે માણેકચોકનાં દાતણવાળાં ને શાકવાળાં કે બીજી વર્ણનાં ઓપુરૂષો વારેવારે ભદ્રકાળીના સમ પણ ખાય છે!

## ૮. ગીતામંદિર

આસ્તોડીઆ દરવાજા બહારથી જમાલપુર જવાને રસ્તે આવેલું છે. ગીતાપ્રચારક વિદ્વાન સ્વામિશ્રી વિદ્યાનંદજીની પ્રેરણાથી સદ્‌ગત શેઠ નરોત્તમદાસ બાપાલાલ સાકરવાલાનાં ધર્મપત્ની ગં. સ્વ.

જયકોરબેન તથા સ્વ. શેઠ મોતીલાલ હીરાભાઇના ટ્રસ્ટે-દરેકે રૂા. ૨૫,૦૦૧ ની ઉદાર સખાવતો કરી મહારાજશ્રીને આ મંદિર બંધાવી આપ્યું. મંદિરના પાયાથી શિખર સુધીની તમામ ઈંટો પ્રજાપતિ ડાહ્યાભાઇ અંબારામ તથા બાલાભાઇ અંબારામે મફત પુરી પાડી છે અને બીજાં અનેક ભાવિક નાગરિકોએ હજારોની સખાવતો એ મંદિર માટે કરી છે. ભગવદ્‌ગીતાની મૂર્તિ હોઇ શકે કે કેમ તે અંગે અનેક ભાંજગડો થયેલી, પણ આખરે તો વિ. સંવત્ ૧૯૯૮ ના માગસર સુદ ૮ ને બુધવારે સવારે ૭-૨૫ કલાકે શ્રી ગીતાજીની મનોહર મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી, અને શહેરમાં અર્જુનના રથવાળો એક ભવ્ય વરઘોડો ફેરવવામાં આવ્યો. મંદિરમાં પ્રાચીન કારીગરીનાં ક્યાંય દર્શન થતાં નથી. એની બાંધણી આધુનિક છે. પરંતુ ભીંત ઉપર આવેલાં મોટાં ચિત્રોથી મંદિર કંઇક આકર્ષક લાગે છે. અનેક ભાવિક યાત્રાળુઓ અમદાવાદ આવે ત્યારે ગીતામંદિરની મુલાકાત અચૂક લે છે.

આ ઉપરાંત શહેરનાં બીજાં સ્થાપત્યોની વાત કરીએ તો ગુજરાત કોલેજનું મકાન પણ એક વખત જોવાલાયક ઇમારતમાં ગણાતું! હાલની બે નવી કોલેજો એલ. ડી. આર્ટ્સ કોલેજ અને એચ. એલ. કોમર્સ કોલેજનાં મકાનો પણ આધુનિક સ્થાપત્યના નમૂના જેવાં છે. એલિસપૂલની સામે ઉભેલા ટાઉનહોલનું સ્થાપત્ય સાવ વિશિષ્ટ છે, પણ એટલા જ ઉપરથી એ સારૂં છે એમ તો ન જ કહેવાય. ટાઉનહોલની બાજુમાં માણેકલાલ જેઠાભાઇ પુસ્તકાલયનું નાનું છતાં સુંદર અને મંદિર જેવું આકર્ષક મકાન રસ્તાના વળાંક ઉપર કોઇ મનોહર પ્રતિમા જેવું ઊભું છે. ઉપરાંત શહેરના નદી પરના બે નવા પૂલ-શાહપુર આગળનો ગાંધીપૂલ અને જમાલપુર આગળનો સરદારપૂલ-હિંદી કોન્ટ્રાક્ટરોને હાથે થયેલાં પૂલનાં કામોના સફળ નમૂનાઓ છે. રાત્રે એ પૂલો 'મરક્યુરી લેમ્પ' વીજળીના ભુરા પ્રકાશના દીવાઓથી ખૂબ શોભે છે. શહેર બહારનાં પરાંઓમાં જવાના સરિયામ માર્ગો તરીકે એ બેઉ પૂલ હવે ખૂબ સગવડ આપે છે. છેવટે શહેરના સાબરમતી પાવર હાઉસ આગળ જે ઉંધા પાડેલા પ્યાલાઓ જેવાં સાત કન્ડેન્સરો આવેલાં છે એ પણ આધુનિક સ્થાપત્યના વિશિષ્ટ નમૂનાઓ છે. શહેરનાં આમ જ્યારે અનેક જોવા લાયક સ્થળોનો ઉલ્લેખ કર્યો છે ત્યારે સ્થાપત્યની દૃષ્ટિએ નહિ પણ શહેરના સામાજિક જીવનની જેમણે સુરત પલટી નાખી એ પૂ. મહાત્મા ગાંધીજીના સાબરમતી આશ્રમના ઉલ્લેખ વિના આ નોંધ અધૂરી જ ગણાય અને એમની જ પ્રેરણાથી થયેલ ગુજરાત વિદ્યાપીઠનું જબ્બર મકાન પણ નોંધપાત્ર લેખાવું જોઇએ. આ ઉપરાંત શહેરમાંના ધનપતિઓનાં કેટલાંક પ્રાચીન મકાનોમાં પણ જૂની ગુજરાતી કલાનાં દર્શન થાય છે. હાજાપટેલની પોળમાં આવેલા એક મકાનની લાકડાની કોતરણી અદ્‌ભુત છે. એવીજ કોતરણી સંખ્યાબંધ જૂનાં મકાનોમાં થાંભલા, ઝરૂખા વગેરેમાં હજી દેખાય છે ખરી પરંતુ અત્યારની સીમેન્ટ કોન્ક્રીટની કલાહીન અને સપાટ આધુનિક ઇમારતો હવે એ બધા જૂના સુંદર નમૂનાઓ પ્રત્યેના આદર અને લોકોની કલારુચિમાં ભારે ઓટ આણી રહી છે. કારીગરો પણ હવે એવા ઘડી શકે તેમ નથી તેમ એની કિંમત પણ કોઇને પોસાય તેવી રહી નથી. હવે પછીનાં ૧૦-૧૫ વર્ષમાં અમદાવાદના આધુનિક સ્થાપત્યની ખુબીઓ ચર્ચી શકાય એટલાં વિપુલ આધુનિક બાંધકામો થશે અને કોન્ક્રીટ યુગનું સ્થાપત્ય નોંધપાત્ર બનશે.

# અમદાવાદનાં પરાં

સાંકડા રસ્તા, અસંખ્ય પોળો, પોળોમાંય પોળો અને તેમાં ખડકીઓ, નાની ગલીકુંચીઓ અને એ બધામાં ઊભરાતી વસતી અને વાહનોની ભીડ એટલે આજનું અમદાવાદ! લુહારની પોળમાં બ્રાહ્મણોય રહેતા હોય અને કડવા શેરીમાં સુથારો ઉભરાતા હોય, અને દેસાઈની પોળમાં દેસાઈ શોધવો મુશ્કેલ પડે એવી મિશ્ર વસતીથી ખદબદતા અમદાવાદના પુરાતન દિદાર કેવા હશે તે કલ્પી શકાય એવું નથી. અહમદશાહ બાદશાહે અમદાવાદ વસાવ્યું ત્યારે એ આવું અવ્યવસ્થિત નહોતું. જુમ્મા મસ્જિદ શહેરના મધ્ય ભાગમાં ગણાતી. ત્યાં મોટું વિશાળ ચોગાન હતું, અને એને ફરતી દુકાનો હતી. તબકાતે અકબરીનો કર્તા લખે છે કે અહમદશાહે શહેર વસાવી એમાં ૩૬૦ પરાં–મહોલ્લા વસાવ્યા. પણ એ તો દરેક મોટા શહેરને 'ચોરાશી ચૌટાં ને બાવન બજાર' હોય છે એ જાતની વાત છે. અહમદશાહના સમયમાં ભદ્રના કિલ્લાની બહાર વસતી વધતી હતી, પણ શહેર બહાર હજુ ઉજ્જડ રહેતું. હિંદુ વસતી આશાવલમાં કે પરાંમાં રહેતી. મહમદ બેગડાએ શહેરને કોટ કર્યો, પછી શહેરની વસતી ઘણી વધી. એના અમીરોએ પોતપોતાના નામે દરિયાપુર, કાળુપુર, સારંગપુર, તાજપુર, જમાલપુર, વગેરે પરાં વસાવ્યાં. શહેરના કોટના બાર દરવાજાના બાર પહોળા અને મોટા રસ્તા માણેકચોકમાં સીધા આવતા હશે એવું અનુમાન કરી શકાય. પ્રેમ દરવાજે અને પાંચકુવા દરવાજે પાછળથી રેલવે નંખાઈ ત્યારે શહેરમાં આવવાની સરળતા માટે પાડેલા છે. એટલે પ્રેમ દરવાજાથી દરિયાપુરમાં આવતો રસ્તો અને સ્ટેશનથી આવતો ગાંધીરોડ પણ નવા કરેલા રસ્તા છે. પરિણામે સાંકડા પણ છે. શહેરમાં જે અનેક નાની મોટી પોળો છે તે મુખ્યત્વે મોગલાઈમાં અને મરેઠા સમયમાં થયેલી જણાય છે. મુહૂર્ત પોળ હાજાપટેલની પોળ, નીશાપોળ જેવી કોઈક પોળોના ઉલ્લેખ બાદશાહી સમયના મળી આવે છે. પણ જ્યારે રાજ્યમાં બિનસલામતી અને ભય વધ્યાં ત્યારે સાંકડી ગલીકુંચીઓવાળી પોળો પાડવાની લોકોને ફરજ પડી અને એ જ પોળો આજે શહેરના વિકાસને રૂંધતી ઊભી છે. આટલી પ્રસ્તાવના પછી શહેરનાં પ્રાચીન પરાંનો ટુંક ઇતિહાસ જોઈએ.

૧ **શાહપુર:** ઔરંગઝેબના સમયમાં મોટા કાજીએ વસાવેલું. અને એને કાજીપુર પણ કહેતા.

૨ **હાજીપુર:** મહમદ બેગડાના અમીર હાજી બહાઉદ્દીન અઝદ ઉલ્મુલ્કે વસાવેલું.

૩ **દરિયાપુર:** બેગડાના અમીર દરિયાખાંએ વસાવેલું. દરિયાખાંનો પ્રસિદ્ધ ઘૂમટ અહીં જ આવેલો છે. કાજીપુરની સીમ દરિયાપુરની સીમને મળી જતી હોવાથી હાલ શાહીબાગનો બધો વિસ્તાર સરકારી દફતરમાં દરિયાપુર–કાજીપુર કહેવાય છે. પ્રાચીન સમયમાં એમાં અગીઆર મસ્જિદો, ચાર દરગાહો અને વીસ હિંદુ મંદિરો હતાં. એમાં મુખ્ય વસતી પાટીદારોની હતી, હાલ પણ દરિયાપુરમાં વધારે વસતી હિંદુઓની જ છે.

૪ **સુલતાનપુર:** મકસદપુર કે જેની જમીનમાં શાહીબાગ થયો તેમાંજ સુલતાનપુર આવેલું કહેવાય છે. એટલે કદાચ મકસદપુર તેજ સુલતાનપુર હશે.

૫ **માહપુર:** ઓલીયા શેખ માહે તો નહિ વસાવ્યું હોય? શેખ માહની કબર કલેકટરના બંગલાની બાજુમાં ભીમનાથ પાસે છે, અને નવા પીરને નામે ઓળખાય છે. રજબ માસમાં એનો ઉરસ થાય છે.

**૬ સારંગપુર :** આ પરૂ બેગડાના અમીર મલિક સારંગે વસાવેલું તેથી સારંગપુર કહેવાય છે સારંગપુર દરવાજો પહેલા શહેરનો પૂર્વ તરફનો મુખ્ય દરવાજો ગણાતો હતો. સારંગપુરમાં રણછોડજીનુ પ્રખ્યાત હિંદુમંદિર ઉપરાંત બીજા ઘણાં હિંદુ મંદિરો છે.

**૭ રાયપુર :** રાયપુર દરવાજેથી રાજપુર જવાય છે એથી કદાચ એનું એનુ નામ પડ્યુ હોય. અમદાવાદનું એ ભૂલેશ્વર છે

**૮ આસ્તોડીઆ :** આસ્તોડીઆ દરવાજા બહાર આસ્તોડીઉ અગર અમોરીઉ નામનું પરૂં હતું તે પરથી એ જિલ્લાને અને દરવાજાને આસ્તોડીઆ કહેતા હશે. રાણી સીપ્રીની પ્રખ્યાત મસ્જિદ અહીં આવેલી છે

**૯ જમાલપુર :** બેગડાના અમીરે વસાવેલુ એમા મુખ્ય વસતી મુસલમાનની છે જગન્નાથજીનું પ્રખ્યાત હિંદુ મંદિર, મ્યુ સ્ટોર હાઉસ, ટ્રાન્સપોર્ટ સર્વિસના ગેરેજ અને વર્કશોપ, કેલિકો મિલ વગેરે જમાલપુરમા આવેલા છે સાબરમતીનો સપ્તર્ષિનો આરો પણ આ પરામા છે હાલ જમાલપુર અને કોચરબ-પાલડીને સાંધતો અને વ્યવહારની અનુકૂળતા કરતો 'સરદાર પૂલ' ત્યા બાંધવામા આવ્યો છે.

**૧૦ જહાંગીરપુર :** ત્યા પુરાણી વસતી છે, જહાગીર બાદશાહે આ વસાવેલું છે. કાળુપુર શાહીબાગ રોડ પર આવેલા સેનિટોરિયમની પાછળ હાલ આવેલુ છે

**૧૧ હૈબતપુર કે સિકંદરપુર :** સુલતાન અહમદના સગા હૈબતખાએ વસાવ્યુ જહાગીરપુર અને અસારવાની વચ્ચે હશે એમ જૈન ગ્રંથો પરથી જણાય છે

**૧૨ અસારવા :** શહેરની બરાબર ઉત્તર પૂર્વમા આવેલુ છે પ્રાચીન આશાવલ તે આ જ એવી લોકમાન્યતા ચાલે છે તે ખોટી છે અમદાવાદ વસ્યા પહેલાનુ એ પ્રાચીન પરૂ છે અષાઢ માસની અમાસે (દિવાસાના દિવસે) ત્યા નીલકંઠ મહાદેવનો મોટો મેળો ભરાય છે બેગડાની વાવ અને દાદાહરીની વાવ બંધાવનાર હરિરનું વસાવેલુ હરિરપુર કે હરિપુર હાલ અસારવામા મળી ગયેલુ છે

**૧૩ સરસપુર :** સૈયદઆ૦ ઉર્ફે સરસપુર અમદાવાદનું સૌથી મોટુ પરૂ છે સરસ હોવાથી સરસપુર કહેવાતુ પણ હાલ તો તે જરાય સરસ નથી ઈ સ ૧૮૫૧ મા એમા ૫૦૦૦ ઘર હતા. એમા મુખ્ય વસતી કણબી અને ભાવસારની હતી ઈ સ ૧૮૪૮ મા એનો હાલનો કોટ કરવામા આવ્યો હતો. મીરાપુર, જમનાપુર, સાહેબપુર, સલીમપુર વગેરે સરસપુર સુધીના પરા હતા

**૧૪ કાળુપુર :** મહમ૦ બેગડાના અમીર આગા હાજી કાળુએ વસાવેલુ જૈન અને વહોરાની વસતી ઘણી હતી અને અત્યારે પણ છે

**૧૫ અજ્જલપુર :** સુલતાન મહમદ બીજાના સાધુવૃત્તિવાળા વજીર અજ્જલખા બબાણીએ વસાવેલુ આ પરૂ સારંગપુરની સહેજ દક્ષિણે હતુ મરાઠાઓની ચડાઈઓ વખતે એ નાશ પામ્યુ

**૧૬ બેગનપુર ઉર્ફે વેગણપુર :** કવિ શામળ ભટનુ આ ગામ ગોમતીપુરની નજીકમા માલુભાઈ મીલની દક્ષિણે બરોબર અડીને હોવુ જોઈએ ગોમતીપુરમા કણબી તથા ભાટની વસતી વિશેષ હતી વેગણપુર અને ગોમતીપુર કોણે વસાવ્યા તે જાણી શકાતું નથી

**૧૭ રાજપુર :** સુલતાન મુઝફ્ફર બીજાની સ્ત્રી અને સુલતાન મહમૂદ ત્રીજાના બાપ લતીફખાની માનુ નામ રાજબાઈ હતુ એની કોઈ રાજકુટુબની સ્ત્રીએ આ પરૂ કદાચ વસાવ્યુ હોય. હાલ પણ એ નામે જ ઓળખાય છે અગાઉ એ શહેર જેટલુ મોટુ હતુ. બીબીજીની પ્રખ્યાત મસ્જિદ આમા

આવેલી છે. એમાં મોટા અમલદારો અને વેપારીઓ રહેતા. સમુદ્રપારનો વેપાર કરનારા શીઆપંથી વોરાઓની મોટી મહોલાતો અહીં હતી. જૈનોની વસતી પણ પુષ્કળ હતી. મોમનાઓનાં ધોતિયાં તથા ખેસ અહીં ઉત્તમ વણાતાં હતાં. આ જ રાજપુરની દક્ષિણે સફદરખાંના મુનિમ કિશોરદાસે વસાવેલુ કિશોરપુર, અને રાજપુરની પાસે જ હીરપુર નામનાં બે પરાં આવેલાં છે.

**૧૮ નવાપુર:** શાહઆલમને રસ્તે નવાપરાના બહુચરાજી જ્યાં છે તે જ આ પરૂં. એની પશ્ચિમે ઇલમપુર નામે જાણીતું થયેલું અને સુલતાન અહમદ અને મુહમ્મદના ઉમરાવ ખુદાવંદખાં મલિક અલીમે વસાવેલું અલીમપુર આવેલું છે. પણ હાલ એ ઉજ્જડ છે. જૈન ગ્રંથોમાં 'ઇલમપુર' ના ઉલ્લેખો બહુ આવે છે એ પરથી એમાં જૈનોની ઠીક ઠીક વસતી હશે એમ માની શકાય.

**૧૯ રસુલાબાદ:** પ્રખ્યાત સંત શાહઆલમ સાહેબે વસાવેલા આ પરામાં એમના વંશના લોકો અને સૈયદો રહેતા હતા. બાદશાહી સમયમાં એની આબાદી સારી હતી. સંતનું ધામ હોવાથી અને સૈયદોનું રાજ્યમાં સારૂં માન હોવાથી એને કોઈ હરકત કરતું નહિ. પરાના કાજી પણ જુદા રહેતા અને રસુલાબાદને કોટ પણ હતો. પરંતુ આજે તો તે જીર્ણ–શીર્ણ થઇ ગયેલો છે. આ ઉપરાંત કાંકરિયું તળાવ બંધાવનાર કુતુબુદ્દીને જેમાં ખામંદ્રોલ કે ઘટામંડળના મહેલો બંધાવ્યા હતા તે ખામંદ્રોલપુર અથવા અત્યારનું દાણીલીમડા, સૈયદ હામીદપુર, સૈયદ રજેવી ખાનપુર, ફીરોઝપુર, હસનપુર, બગલીપુર, એરંદાપુર, બહાઉદ્દીનપુર વગેરે પરાં રસુલાબાદમાં જ ગણાતાં હતાં.

**૨૦ ઇસનપુર:** ચંડોળા તળાવને સામે કિનારે વટવાને રસ્તે ઇસનપુર જવાની સડક જાય છે. બેગડાના અમીર નિઝામુલ્મુલ્ક મલિક ઇસિને વસાવેલા આ પરામાં એની જુમ્મા મસ્જિદ જેવા લાયક છે. ઇસનપુરને ફરતો કોટ હતો. ૧૮ મી સદીમાં આંબા અને રાયણનાં ઝાડ ત્યાં પુષ્કળ હતાં તે તો આંબા રાયણનાં ઝાડની હાલની એની વિપુલતાથી સહેજે સમજાઇ જાય છે.

**૨૧ વાડજ :** જૂનું પરૂં છે. હાલ દસક્રોઇ તાલુકાના ગામ તરીકે ગણાય છે. દૂધેશ્વરની સામી બાજુ નદીકિનારે આવેલું છે. ત્યાંનાં હવા પાણી સારાં ગણાય છે. જૂના અને નવા વાડજની સીમમાં સોસાયટીઓ અને બંગલાઓ હવે મોટા પ્રમાણમાં થઈ ગયા છે એટલે એ હવે સુધરેલા ગામડા જેવું સારું બની જતું હોય એમ લાગે છે. ત્યાંથી થોડે જ દુર ચંદ્રભાગા અને સાબરમતીના સંગમની ઉપરે પૂ. મહાત્મા ગાંધીજીનો પ્રસિદ્ધ આશ્રમ આવેલો છે. ત્યાંથી સવા માઇલ દૂર સાબરમતી સેન્ટ્રલ જેલ, સાબરમતી સ્ટેશન અને અમદાવાદનું ઇલેકટ્રીક પાવર હાઉસ આવેલાં છે. આશ્રમ અને જેલની વચ્ચે આશરે ૧૨૫ પ્લોટોનું 'કેશવનગર' વસી રહ્યું છે.

**૨૨ ઉસમાનપુર:** વટવાના કુતુબે આલમ સાહેબના શિષ્ય સૈયદ ઉસમાને વસાવેલું આ પરૂં ગુજરાત વિદ્યાપીઠ અને વાડજની અધવચાળે આવેલું છે. બાદશાહી સમયમાં એમાં ઘણી વસતી અને હજારેક દુકાનો હતી. એ પરથી એનો વિસ્તાર અને આબાદી સમજી શકાય છે. હરડાં–બેડાં–આંબળાંનો અને ઘીનો વેપાર અહીં ખૂબ ચાલતો હતો. જૈન ગ્રંથોમાં ઉસમાનપુરના ઉલ્લેખો આવે છે એ ઉપરથી એમાં જૈનોની પણ ઠીક ઠીક વસતી હશે એમ ધારી શકાય. હાલ એમાં વસતી ઓછી છે અને પરૂં નાનું થઈ ગયું છે.

**૨૩ નવરંગપુર:** ઔરંગઝેબના સમયમાં સુજાતખાંની સુબાગીરીમાં નવરંગ ખ્વાજે વસાવેલું ખાનપુર દરવાજાની સામે નદી કિનારે આશ્રમ રોડ પરથી કાટખુણે જતા રસ્તા પર આવેલું છે. અમદાવાદથી ધોળકા ધંધુકા જતી રેલવે આ પરાને અડીને જાય છે. એની હદમાં હાલ શ્રીમાળી, સ્વસ્તિક વગેરે મોટી સોસાયટીઓ આવેલી છે. રોનકદાર બંગલાઓથી આ જૂનું ગામ નવું થતું ચાલ્યું છે,

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની એલ. ડી. આર્ટ્સ કોલેજ, એચ. એલ. કોમર્સ કોલેજ તથા હમણાં જ શરૂ થયેલી એમ. જી. સાયન્સ કોલેજ, ફાર્માસ્યુટિકલ કોલેજ વગેરે કોલેજોને લીધે એનું મહત્ત્વ વધ્યું છે. એની પાસેથી થયેલો નવો ધોરી માર્ગ ભવિષ્યના ગુજરાત વિશ્વવિદ્યાલયના ૫૦૦ વીઘાંમાં પથરાનારા વિશ્વવિદ્યાલય નગર તરફ જવાનો મુખ્ય માર્ગ બનશે અને નવરંગપુરની મહત્તા એથી વધશે.

**૨૪ એદલપુર:** અથવા જૈનગ્રંથોમાં 'ઇદલપુર' નામે જાણીતું આ પરૂં પઠાણોએ વસાવેલું અને એમાં જુની વસતી છે. એ કદાચ એલિસપૂલની નજીકમાં હશે. એની પાસે જ અસલનું છદાવાડ અને હાલનું માદલપુર આવેલું છે.

**૨૫ ચંગીસપુર:** અથવા હાલનું મીઠાખળી મહમદ બીજાના ગુલામ ચંગીસખાંએ વસાવેલું. હાલ એની બાજુમાં મહારાષ્ટ્ર સોસાયટી થયેલી છે તેથી એનું ગૌરવ વધ્યું છે. એમાં અસલ વસતી રબારી લોકોની છે.

**૨૬ કોચરબ–પાલડી:** રાજા કર્ણદેવ સોલંકીએ કોછરવાદેવીનું સ્થાપન કરીને વસાવેલું કોચરબ પ્રાચીન સમયમાં અમદાવાદ કરતાં પણ મોટું હતું, " અમદાવાદ અમદાવાદડી, બડા શહેર કોચરબ–પાલડી "—એ લોકોક્તિ એની પ્રાચીન મહત્તાને સમર્થન આપે છે. હાલ તો રોનકદાર આધુનિક સોસાયટીઓના બંગલાઓથી એ કોઇ સુધરેલા ગામડા જેવું બની રહેલું છે.

**૨૭ પ્રિતમનગર:** એલિસબ્રીજમાં આવેલું આ મોટું પરું શહેરની સૌથી પહેલી હાઉસીંગ સોસાયટી છે. શહેરની વસતી જ્યારે ખૂબ ગીચ થવા માંડી ત્યારે શહેર બહાર હાઉસીંગ સોસાયટીઓ બનાવી પરાં બનાવવાની યોજના વિચારનાર ઉત્સાહી સહકારી કાર્યકર શ્રી. પ્રિતમરાય વ્રજરાય દેસાઇની પહેલની કદર કરવા સરદારશ્રીએ આ નામ આપ્યું છે. આજે એ પરું એમના નામથી ઓળખાય છે અને આજે પણ શ્રી. પ્રિતમરાય અનેક સોસાયટીઓ સ્થાપવા પ્રેરણા આપી રહ્યા છે.

**૨૮ મણિનગર:** અમદાવાદ શહેરનું 'ગાર્ડન સબર્બ' ગણાતું આ પરું સ્વ. મણિલાલ રણછોડલાલના સ્મરણાર્થે શ્રી. માણેકલાલ મણિલાલ તથા શ્રી. છોટાલાલ કેશવલાલે મુંબઇ સરકારના કન્સલ્ટીંગ સર્વેઅર મી. એ. ઈ. મિરેકસના પ્લાન પ્રમાણે અને ઉત્તર વિભાગના કમીશ્નર મી. એફ. જી. પ્રાટ તથા કલેકટર મી. જી. ઇ. ચેટફીલ્ડની મદદથી ઈ. સ. ૧૯૧૫માં વસાવ્યું. હાલ શ્રી. માણેકલાલ મણિલાલ રણછોડલાલનો 'પરમાનંદ ભુવન' અને શ્રી. નંદલાલ કેશવલાલનો 'ભારત નિવાસ' બેઉ બંગલા મણિનગરમાં આવેલા છે. સ્વ. મણિલાલના સ્મરણાર્થે શ્રી. માણેકલાલ તથા શ્રી. નંદલાલે પોતાના બંગલાઓ નજીક મણિકર્ણેશ્વર મહાદેવ બંધાવેલું છે. મણિનગરમાં વસતી વધવા લાગી ત્યારે ૧ લી જાન્યુઆરી ૧૯૨૭ ના રોજ મુંબઇના ગવર્નર સર લેસ્લી વિલ્સન તથા દીવાન બહાદુર હરિલાલ દેસાઇભાઇ દેસાઈની મદદથી મણિનગરનું રેલવે સ્ટેશન ખાસ ઉઘાડવામાં આવ્યું હતું. આજે રેલવે અને મ્યુનિસિપલ બસસર્વિસ દ્વારા તે શહેર સાથે જોડાયું છે.

આ ઉપરાંત બીજાં પરાંનાં નામ નીચે પ્રમાણે છે.

શેરપુર ( એમાં કબરસ્તાન છે ), લોધીપુર (ત્યાં જૂની વસતી છે), પનાપુર (ઔરંગઝેબના સુબા મહમદ પનાએ વસાવેલું ), બીબીપુર (બીબીમાએ વસાવેલું), હરહરપુર, રૂપપુર, રસુલપુર, ધાલીબપુર, નુરૂલ્લાપુર ( સરસપુરની બાજુમાં શેખ નુરસુહમદ અમાનતખાંએ બાદશાહ ફર્રુખશિયરના સમયમાં વસાવેલું ), ખીમપુર, નરસીપુર, સરકીવાડ, બરમાપુર કે પરમાપુર ( પ્રેમાપુર તો નહિ? પ્રેમાપુરી માતા છે ત્યાં ? ), તુઘાનપુર ( બેગડાના અમીર તુગાને

વસાવેલું ), કાંગસીવાડો, લાલપુરી, મુઆઝમપુર, મુઆઝામાબાદ ( બધાં જૂની વસતીનાં ), મંઝનપુર ( હજરત શાહઆલમ સાહેબના પૌત્ર સૈયદ મસઉદે દાદાના નામથી વસાવેલું ), બાબીપુર ( સફદરખાં બાબીએ પ્રસિદ્ધ કરેલું ), નવાપુર, ગંજપુર, સુલતાનપુર ( બધાં સૈયદ અબદુર રહીમે વસાવેલાં ), માસુમપુર (અમદાવાદ આગળની લડાઇમાં શહીદ થનાર અને રૂસ્તમ કુલી અને ઇબ્રાહીમ કુલીના ભાઇ મુસુમ કુલીએ વસાવેલું ), મુરાદગંજ ( બાદશાહજાદા મુરાદબક્ષની સૂબાગીરીમાં આબાદ થયેલું ), રહેમતપુર કે વહાલગંજ ( ઔરંગઝેબના સમયમાં વડા કાજી અબદુલ વહાબે વસાવેલું ), જમનાપુર, બેગમપુર ઉર્ફે ખાજાપુર, સૈયદપુર ( આસ્તોડીઆ દરવાજા બહાર સુલતાન મહમદ બીજાના અમીર કિવામ ઉલ્મુલ્ક સૈયદ આતાઉલ્લાએ વસાવેલું ), નેનપુર ( આસ્તોડીઆ દરવાજા બહાર શહેર બહારનું ફોજદારનું થાણું અહીં રહેતું ), બીકોપુર, કંગાલપુર, બહાદુરગંજ, અકરામપુર, મુફાખીરપુર, ફરહપુર ઉર્ફે કાજીપુર ( ઔરંગઝેબના સમયમાં કાજી અબદુલ હરહીખાંએ વસાવેલું. કાજીએ અહિં સારી મસ્જિદ બંધાવી હતી અને ત્યાં રહી ન્યાય કરતા ), નૂરગંજ ( જહાંગીર બાદશાહ શિકારની સહેલગાહમાંથી અમદાવાદ આવ્યા ત્યારે નૂરજહાંને નામે વસાવ્યું ), ખરદોસ્ત પોલિયા, જોરાવરપુર ( જવાંમર્દખાં બાબીએ પોતાના પુત્રના નામથી ફર્રૂખશિયરના વખતમાં આબાદ કરેલું ), નવાવાસ, ખુન્દનપુર ( મલિક ખુન્દને વસાવેલું. શાહઆલમ સાહેબના સેવકો ત્યાં રહેતા, એને ખાદીમ કે ખેદમપુર પણ કહેતા ), બહેરામપુર ( હાલ એ જ નામે જમાલપુર દરવાજા બહાર ઓળખાય છે ), ઝંઝોર ( સપ્તર્ષિના આરા પાસે હતું ), આશાવલ ( જુઓ પ્રકરણ–૧ લું ), કુતુબપુર ( ભગ્ન આશાવલ–જ્યાં વટવાના કુતુબે આલમ સાહેબ રહેતા ), કાસનપુર ( ઔરંગઝેબના સમયમાં મીર કાસીમે નદી પર વસાવેલું ), રાજુપુર ( હજરત શાહઆલમ સાહેબના પૌત્રોએ વસાવેલું ), ખાનપુર ( સાબરમતીની દક્ષિણે, નદી કિનારે ઔરંગઝેબના સમયમાં સૈયદ હસનખાન બખ્ચાએ વસાવેલું ), બીજું ખાનપુર ( ખાનપુર દરવાજાની સામે ), ફિરોઝપુર અને અજદપુર ( અફઘાનોએ વસાવેલાં. વિમળ પ્રબંધનો જૈન કવિ લાવણ્યસમય અહીં જન્મ્યો હતો. ), સલાબતપુર ( સલાબત મુહમ્મદખાં બાબીએ વસાવેલું ), શર્કપુર ( મહમૂદ બીજાના ગુલામ મલિક શર્કે વસાવેલું ), શાદમાનપુર ( મીરઝાં અઝીઝ કોકાના પુત્ર શાદમાનખાંએ વસાવેલું ), ફરિદાબાદ, ઇનાદુલપુર ( જૂના વખતમાં અફઘાનોએ વસાવેલાં ), શેખપુર ( મહમદ બેગડાના પીર ( ગુરૂ ) શેખ અઝીઝુલ્લાના પુત્ર શેખ રહેમતુલ્લાએ વસાવેલું ), સુલતાનપુર ઉર્ફે નીમક માંડવી, કાસીમપુર, નસીરાબાદ, ફત્તેપુર, ( બધાં જૂનાં પરાં ), કમાલુદ્દીનપુર ( કમાલુદ્દીન જવાંમર્દખાં બાબીએ પોતાના પુત્રના નામથી વસાવેલું ), ઐશપુર ઉર્ફે ઇસપુર, રહીમપુર ( જૂના વખતથી આબાદ ), મીરાંપુર (જૈન કાવ્યોમાં આવતું મીરમીરાપુર ? ), ફુરમાનવાડી ( જૈન કાવ્યોમાંની નદીની સામી પારની, 'कुरमाने वाटिका.ई' ), નીઝામપુર ( જૈન કાવ્યોમાં એના ઉલ્લેખો છે ), અહમદપુર ( એક ઠેકાણે 'રાજનગર પાસઈ અહમદપુર ઠામિ ચોમાસું કરઈ' એવું લખાણ છે. અમદાવાદ તો નહિ ? ), વજીરપુર, વગેરે.

ઉપરની યાદીનાં ઘણાં પરાં આજે લુપ્તનામ થઇ ગયાં છે. એમને વસાવનાર એક યા બીજા અમીરો, સરદારો, કાજીઓ, શેખો કે ઘણી વાર ખુદ સૂબાઓ, એમની બેગમો વગેરે હતાં. આજે તો આ પરાં બીજાં મોટાં પરામાં ભળી ગયાં છે અને એમનાં જૂનાં નામ પણ ભૂંસાઇ ગયાં છે.

# અમદાવાદના ઇતિહાસના મહત્ત્વના સીમાસ્તંભો

૧૪૧૧ બાદશાહ અહમદશાહે અમદાવાદ વસાવ્યું. માણેકબુરજ, ગણેશબારી, ભદ્રનો કિલ્લો મુહૂર્તપોળ અને જુમ્મામસ્જિદના પાયા નાખ્યા.
૧૪૨૩ જુમ્મામસ્જિદનું બાંધકામ પૂરું થયું.
૧૪૪૧ શેખ અહમદ ખટ્ટુ જન્નતનશીન થયા અને સરખેજનો રોજો બંધાવવો શરૂ થયો.
૧૪૫૧ કાંકરિયું તળાવ બંધાયું.
૧૪૫૩ દરિયાખાંનો ઘૂમટ બંધાયો.
૧૪૬૫ જૈન કવિ લાવણ્યસમયનો જન્મ.
૧૪૭૫ શાહઆલમ સાહેબ જન્નતનશીન થયા અને રોજો બનાવવો શરૂ થયો.
૧૪૮૫ દાદાહરીની વાવ બંધાઇ.
૧૪૮૬ મહંમદ બેગડાએ અમદાવાદ શહેરનો કિલ્લો બંધાવ્યો.
૧૪૯૫ અડાલજની વાવ બંધાઇ.
૧૫૧૦ ઇટાલીઅન મુસાફર વરથેમા આવ્યો.
૧૫૧૪ સ્પેનીશ મુસાફર બારબોસા આવ્યો. રાણી સીપ્રીની મસ્જિદ બંધાઇ
૧૫૩૫ હુમાયુંએ અમદાવાદ લઇ નવ મહિના રાજ્ય કર્યું. બહાદુરશાહે પાછું લીધું.
૧૫૫૫ અરબીભાષામાં ગુજરાતનો ઇતિહાસ લખનાર હાજી ઉદ્દબીર આવ્યા.
૧૫૬૦ સીદીશાહીદની મસ્જિદ બંધાઇ
૧૫૭૨ અકબર બાદશાહે અમદાવાદ લીધું. મીરઝાં અઝીઝ કોકાને સૂબો બનાવ્યો અને સુલતાનીનો અંત આવ્યો.
૧૫૮૬ સંતદાદુ અને અકબરનો મેળાપ. સુલતાની-ના છેલ્લા વંશજ મુઝફ્ફરશાહે અમદાવાદ લીધું અને સિક્કો પડાવ્યો. અને અકબરે ફરીને લીધું.
૧૬૧૪ ઇસ્ટ ઇન્ડિયા કું.ના પહેલા પ્રતિનિધિ તરીકે થોમસ આવ્યો અને કોઠી નાખી.
૧૬૧૭ ઇંગ્લાંડનો એલચી સર ટોમસ રો આવ્યો.
૧૬૧૮ બાદશાહ જહાંગીર અમદાવાદ આવ્યા. જહાંગીર નામાના મુખપૃષ્ઠ ઉપરનું રાજ્યા-ભિષેકનું ચિત્ર . ચિત્રકાર અબુલ હુસેન નાદીરૂઝમાને અહિં ચીતર્યું. નૂરજહાં–પ્રથમ ઓરતસૂબેદાર તરીકેના સિક્કા પડાવ્યા. ઇંગ્લાંડના રાજા જેમ્સને તા. ૨૦–૨–૧૮ અને ૮–૮–૧૮ ના પત્રો અહીંથી લખાયા અને બ્રિટીશ સામ્રાજ્ય સાથેનો સંબંધ બંધાયો. શાહજહાં ગુજરાતના સૂબા નિમાયા.
૧૬૨૧ બાદશાહ શાહજહાંએ શાહીબાગનો મહેલ બંધાવ્યો અને શાહીબાગ બનાવ્યો.
૧૬૩૩ અમદાવાદમાં એક લાખ રૂપીઆની કિંમતનો શામિયાણો બનાવડાવી સૂબા સીપેરદારખાંએ બાદશાહ શાહજહાંને ભેટ કર્યો.
૧૬૩૬ સૂબા આઝમખાંએ ભદ્રનો મહેલ બંધાવ્યો.
૧૬૩૮ મુસાફર મેન્ડેલ્સ્લો આવ્યો. ધાર્મિક હુલ્લડ થયું. સરસપુરનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર તોડવામાં આવ્યું. બાદશાહ શાહ-જહાંએ ફરી બંધાવી આપવા ફરમાન કર્યું.
૧૬૫૭ શાહજાદા મુરાદે બાદશાહપદ ધારણ કર્યું. સિક્કો પડાવ્યો. ખુતબો વંચાવ્યો. શેઠ શાંતિદાસ ઝવેરી પાસેથી સાડાપાંચ લાખ રૂપિયા લીધા અને ગુજરાત પ્રાંતની જુદી જુદી આણકારી આપવાનું લખી આપ્યું.
૧૬૫૮ બાદશાહ ઔરંગઝેબ ગાદીએ બેઠો અને શાંતિદાસ ઝવેરીને પોશાક બક્ષ્યો.
૧૬૬૪ યુરોપિયન પાસેથી મહેસૂલ ન લેવાનું ફરમાન. મુસાફર ટેવરનિયર આવ્યો.
૧૬૬૬ ફ્રેંચ મુસાફર જીન દ થેવે આવ્યો.
૧૬૮૧ બીનમુસલમાન પ્રજા ઉપર જજીઆવેરો નાખવામાં આવ્યો.
૧૭૦૮ બાલાજી વિશ્વનાથે ચઢાઇ કરી, અમદાવાદ લૂંટયું. રૂ.૧૨૦૦૦૦ આપી સુલેહ કરી.

૧૭૧૪ હિંદુ–મુસલમાનનું મોટું હુલ્લડ
૧૭૧૫ આંટનો વેપાર બંધ થયો.
૧૭૨૫–૨૬ મરાઠાઓની ચઢાઈ. નાણાં આપી પાછા કાઢ્યા.
૧૭૩૧ બાજીરાવ પેશ્વા આવ્યા.
૧૭૩૩ રસુલાબાદનું પુસ્તકાલય લૂંટાયું.
૧૭૩૮ અમદાવાદના હાકેમ અમીનખાન તથા દામાજી ગાયકવાડની સમજૂતી થઇ અને શહેર સંયુક્ત હકૂમત નીચે આવ્યું.
૧૭૪૪ શામળભટ્ટનું અવસાન
૧૭૫૩ અમદાવાદ મરાઠી હકૂમત નીચે આવ્યું.
૧૭૫૭ અમદાવાદની વહેંચણી ગાયકવાડ અને પેશ્વા વચ્ચે થઇ.
૧૭૫૮ મરાઠી સત્તાએ 'હાથીના અંકુશવાળો' સિક્કો અમદાવાદમાં પડાવ્યો.
૧૭૮૦ જનરલ ગોડાર્ડે અમદાવાદ લીધું અને ફત્તેહસિંહરાવ ગાયકવાડને સોંપ્યું.
૧૭૮૧ જેમ્સ ફોર્બસ આવ્યા.
૧૮૦૪ સ્વામિ સહજાનંદ પધાર્યા.
૧૮૦૮ ગાયકવાડની સવારી આવી, અને વારસાઇ મિલ્કતના હક્ક વિષે નિયમ કર્યો અને તેનો લેખ ત્રણ દરવાજા ઉપર પૂર્વાભિમુખી મૂક્યો આજે પણ મોજુદ છે.
૧૮૧૮ ખેડાના કલેક્ટર મી. ડનલોપે અમદાવાદનો કબજો લીધો અને મરાઠી સત્તાનો અંત આવ્યો.
૧૮૧૯ ધરતીકંપ થયો. જુમ્મામસ્જિદના હાલના મિનારા તૂટી ગયા. અફીણનો સટ્ટો શરૂ થયો.
૧૮૨૦ ગીલ્ડર ડીમોઝ્રાની પેઢીએ પહેલો વિલાયતી માલ આણ્યો. નગરશેઠ કુટુંબનું વર્ષાસન રૂા. ૨૧૩૩) ઠરાવ્યું.
૧૮૨૧ ધરતીકંપ ત્રીસ સેકન્ડ સુધી રહ્યો.
૧૮૨૪ શહેરની પહેલી સર્વે (માપણી) થઈ.
૧૮૨૬ પહેલી ગુજરાતી નિશાળ સ્થપાઇ.
૧૮૩૨ શહેરનો કોટ અઢી લાખ રૂપિયા ખર્ચી સમરાવ્યો અને તેનો વહીવટ પ્રજાની કમિટી મારફતે કરી મ્યુનિસિપાલિટીનું પગરણ કર્યું.
૧૮૩૪ શહેર સુધરાઇની શરૂઆત થઇ.
૧૮૪૬ પહેલી અંગ્રેજી શાળા સ્થપાઇ.
૧૮૪૮ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઇ. હઠીસિંહનું મંદિર બંધાવાયું.
૧૮૪૯ ભદ્રના કિલ્લા ઉપર ઘડિયાળ મૂકાયું. 'અમદાવાદ વર્તમાન પત્ર' પહેલું અઠવાડિક શરૂ થયું.
૧૮૫૦ સ્વામિનારાયણ મંદિર બંધાયું.
૧૮૫૧ મગનભાઈ કરમચંદ કન્યાશાળા સ્થપાઈ.
૧૮૫૭ ગુજરાત ટ્રેનિંગ કોલેજ સ્થપાઇ. અમદાવાદ મ્યુનિ. અસ્તિત્વમાં આવી.
૧૮૫૮ પહેલું પુસ્તકાલય હિમાભાઈ ઇન્સ્ટીટ્યુટ ખોલાયું.
૧૮૬૧ શ્રી. રણછોડલાલ છોટાલાલે પહેલી મિલ બાંધી.
૧૮૬૪ અમદાવાદ–મુંબઈ રેલવે શરૂ થઇ.
૧૮૬૮ પ્રચંડ રેલ આવી.
૧૮૭૦ એલિસબ્રીજ ખુલ્લો મુકાયો. અમદાવાદ સીટી મ્યુનિ. બની.
૧૮૭૫ ઉપરવાસની પ્રચંડ રેલોને અંગે રેલવેપુલ અને એલિસબ્રીજ તૂટયા.
૧૮૭૭ સારંગપુર, ઝવેરીવાડ અને મગનભાઇની હવેલીમાં પ્રચંડ આગો લાગી.
૧૮૮૨ પ્રાથમિક કેળવણીનું તંત્રમ્યુનિ.ને સોંપાયું.
૧૮૮૭ મીરઝાપુર રોડ ઉપર શેઠ અંબાલાલ સારાભાઇના મકાનમાં ગુજરાત કોલેજ ઉઘાડવામાં આવી.
૧૮૮૮ ગુજરાત ક્લબ સ્થપાઇ.
શેઠ કરમચંદ પ્રેમચંદે કેલિકો મિલ સ્થાપી.
૧૮૯૦ પહેલી ગટર ખાડિયામાં નખાઇ.
રશિયાના સમ્રાટ ઝાર અમદાવાદ સહેલગાહે આવ્યા.

૧૮૯૭ ગુજરાત કોલેજનું લોર્ડ સેન્ડહર્સ્ટે ઉદ્ઘાટન કર્યું.
૧૮૯૮ શેઠ રણછોડલાલ છોટાલાલનું અવસાન.
૧૮૯૯ કવીશ્વર દલપતરામનું અવસાન.
૧૯૦૨ હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન પ્રમુખ સુરેન્દ્રનાથ બેનરજી; સ્વાગત પ્રમુખ દી. બા. અંબાલાલ સાકરલાલ.
૧૯૦૫ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ, પ્રમુખ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
૧૯૧૩ શ્રી. ચિનુભાઇ માધવલાલ પહેલા બેરોનેટ થયા.
૧૯૧૫ મહાત્મા ગાંધીજી આવ્યા. પહેલા વીજળીના દીવા આવ્યા.
૧૯૧૬ પ્રાંતિક રાજકીય પરિષદ મહમદઅલી ઝીણાના પ્રમુખપદે ભરાઈ.
સત્યાગ્રહ આશ્રમ સ્થપાયો.
૧૯૧૭ રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ સરકારે સંભાળ્યું.
૧૯૧૮ અમદાવાદ મજૂર હડતાળ.
૧૯૧૯ મજૂર મહાજન સંઘ સ્થપાયો.
૧૯૨૦ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ–પ્રમુખ હરગોવિંદદાસ કાંટાવાળા.
કવિવર્ય રવીન્દ્રનાથ ટાગોરનું આગમન.
૧૯૨૧ 'ગુજરાત વિદ્યાપીઠ' સ્થપાઇ.
હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન. પ્રમુખ દેશબંધુ ચિત્તરંજન દાસ. (જેલમાં) હકીમ અજમલખાન.
સ્વાગત પ્રમુખ સરદાર વલ્લભભાઇ પટેલ.
સત્યાગ્રહ, કેળવણીના ક્ષેત્રમાં અસહકારને અંગે સરકારને સહકાર આપવાનું અશક્ય થવાથી મ્યુનિ. બરખાસ્ત થઈ.
સર રમણભાઇ કમિટી ઓફ મેનેજમેન્ટના પ્રમુખ.
૧૯૨૨ ગાંધીજી પકડાયા.
૧૯૨૪ અમદાવાદ મ્યુનિ. ફરીથી શરૂ થઇ. પહેલા રાષ્ટ્રીય પ્રમુખ સરદાર વલ્લભભાઈ.
૧૯૨૭ જળપ્રલય.
૧૯૨૯ લલ્લુભાઇ આશારામ શાહ લૉ કોલેજ ખુલી.
૧૯૩૦ મહાત્માજીનું મહાભિનિષ્ક્રમણ 'દાંડીકુચ' અને સત્યાગ્રહ.
૧૯૩૪ અમદાવાદ મ્યુનિ.એ સો વર્ષ પૂરાં કર્યાનો શતાબ્દિ ઉત્સવ ઊજવ્યો.
૧૯૩૯ 'સરદારપુલ'નું ઉદ્ઘાટન.
૧૯૪૦ 'ગાંધીપુલ'નું ઉદ્ઘાટન.
૧૯૪૧ અમદાવાદમાં વીસમી સદીમાં પહેલું કોમી હુલ્લડ.
૧૯૪૨ લોકક્રાન્તિની લડત : મ્યુનિસિપાલિટી સુપરસીડ થઇ. અજોડ મિલહડતાળ.
૧૯૪૩ અનાજની માપબંધી શરૂ થઈ.
૧૯૪૪ કાપડનો કન્ટ્રોલ.
૧૯૪૬ મ્યુ.ની પુનઃસ્થાપના, બીજું કોમી હુલ્લડ
૧૯૪૭ મોટર સર્વિસ મ્યુ.ના હસ્તક

---

# અમદાવાદના વેપાર–ઉદ્યોગ

હજારો વર્ષ પૂર્વે કુશસ્થલી દ્વારકાથી પણિઓ દરિયાપારના વેપાર ખેડતા એટલી બધી પ્રાચીનતા સુધી ગુજરાતના વેપારનો ઇતિહાસ ન ખેંચીએ તો પણ ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધી સોપારા અને ભરૂચ મોટાં બંદરો હતાં. ઇસવીસનની ત્રીજી સદીના આરંભમાં ટોલેમી માંગરોળ, વેરાવળ અને પોરબંદરને પ્રથમ પંક્તિનાં બંદર ગણાવે છે. ત્યારે ગુજરાતીઓ હિંદી મહાસાગર અને રાતા

સમુદ્ર ઉપર લગભગ આખા પૂર્વ ગોળાર્ધમાં ઘૂમતા અને ચીન, ઇરાન, આફ્રિકા અને મલાયાનાં બંદરો સુધી પોતાનો માલ પહોંચાડતા. યુરોપની પ્રજા જ્યારે રૂને ઓળખતી પણ નહોતી ત્યારે હિંદ ઉત્તમ સુતરાઉ કાપડ એ દેશોમાં નિકાસ કરતું હતું. ૧૫ વારનો ઢાકાની મલમલનો તાકો માંડ પાંચ તોલા વજનનો થતો તે જોઈ પરદેશીઓ મોંમાં આંગળાં ઘાલી જતા. દસમી સદીમાં અણહીલપુરપાટણનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો ત્યારે સોપારાને બદલે ખંભાતની અગત્ય વધતી જતી હતી. અણહીલપુર-પાટણથી ભરૂચ અને ખંભાત જવાના મહામાર્ગ ઉપર આવેલું આશાપલ્લી તે વખતે વેપારીઓથી ઊભરાતું સમૃદ્ધ શહેર હતું. બારમી સદીના અંત સુધી કર્ણાવતી ગુજરાતના વેપારઉદ્યોગનું મોટું કેન્દ્ર હતું. સ્વતંત્ર બાદશાહીમાં કર્ણાવતી અમદાવાદ થયું ત્યારે પણ અમદાવાદે પોતાની એ પ્રાચીન મહત્તાને આંચ આવવા દીધી નથી. ઈંગ્લેન્ડને સાગરની રાણીનું માનભર્યું પદ એના બહોળા નૌકાનયનને લીધે મળ્યું તે પહેલાં તો ગુજરાત જ એ પદ શોભાવતું હતું. ફીરંગીઓના ૪૦૦ વહાણના કાફલાને બહાદુરશાહના નૌકાદળે કિનારેથી જ પાછો હઠાવી દીધો હતો. મોગલાઇમાં ગુજરાતનું નૌકાબળ ઘટયું હતું, પણ વેપાર તો ધીખતો હતો. અબુલફઝલે અમદાવાદને 'દુનિયાનું બજાર' કહ્યું છે. પરદેશી મુસાફર હેરીસ લખે છે કે અમદાવાદના વાણીઆના આડતીઆ એશિયાના દરેક ભાગમાં તેમ જ ઇસ્તંબુલ ( Constantinople ) માં પણ રહેતા અને આથી હુંડિયામણ સરળ અને ફાયદાકારક હતું. એશિયાની કોઇ પણ પ્રજા કે કોઇ પણ માલ અમદાવાદમાં ન દેખાય એમ નહોતું.

## મખમલ, મશરૂ અને કિનખાબની ખ્યાતિ

વાસ્કો–ડી–ગામા કાલીકટમાં ઉતર્યો તે અગાઉ વર્ષોથી અમદાવાદનાં સાટીન, મખમલ, મશરૂ અને કિનખાબે યુરોપનાં બજારોમાં પોતાનું થાણું જમાવી દીધું હતું. અમદાવાદના રેશમી અને કિનખાબના માલનાં સારાં નાણાં ઉપજતાં. યુરોપના સર્વશ્રેષ્ઠ રેશમી કાપડના સ્થળ ઇટાલિયન શહેર વેનિસમાં પણ અમદાવાદી કિનખાબ અને મખમલ પહેલી પસંદગી પામતાં. એ હકીકતના સમર્થનમાં ઇ. સ. ૧૬૯૫ માં જેમીલી કેરીરીએ લખેલું એક વાક્ય ઉપયોગી થઇ પડે છે. એણે લખ્યું છે કે, 'અમદાવાદ ઉદ્યોગનું કેન્દ્ર હતું, હિન્દમાં મોટામાં મોટું શહેર હતું અને એના કિનખાબ વેનિસના માલથી કોઇપણ રીતે ઉતરતા નહોતા.' અમદાવાદના રેશમી કાપડની પ્રશંસા તો કેટલાય પરદેશી મુસાફરોએ કરી છે. ૧૭મી સદીમાં જ અમદાવાદ આવેલા મુસાફરો મેન્ડેલ્સ્લો, ટેવરનિયર, થેવેનો, અને ટૉમસ હર્બર્ટે અમદાવાદની બહુમૂલ્ય કાપડકળાની પ્રશંસા કરી છે. આફ્રિકામાં તો એ સુવર્ણના બદલામાં વેચાતાં. એડન માટે ખંભાત બંદરેથી એટલો બધો માલ ચડતો કે માલનાં નાણાં ચૂકવતાં વેપારીઓ ગભરાઈ જતા. અમદાવાદને કોઇ કુદરતી ભૂમિલાભ નહિ અને ખંભાત બંદર બાવન માઇલ જેટલું દૂર છતાં દસ દસ દિવસે સુગંધી પદાર્થો, તેજાના, ગળી અને કાપડ તેમ જ બીજી ઘણી ઉત્પન્નનાં ભરેલાં બસો બસો ગાડાં ખંભાત જતાં. ત્યાંથી નાનાં વહાણો મારફતે માલ ઘોઘે પહોંચાડવામાં આવતો, અને ત્યાંથી પછી બીજાં બંદરોએ ચડતો. બધો માલ ખંભાતથી ચડતો એટલે ખંભાતી તરીકે ઓળખાતો, અને અમદાવાદ ખંભાતના મહારાજ્યનું પાટનગર મનાતું. એક ગાડા દીઠ પંદર આના જેટલી જકાત રહેતી. સ્વતંત્ર બાદશાહીના સમયમાં અને મોગલાઇ કાળમાં અમદાવાદમાં કયા ઉદ્યોગ ચાલતા તે જરા વિગતે જોઇએ.

અમદાવાદ ત્રણ તાર પર જીવતું હતું—સુતર, રેશમ અને કસબ. અમદાવાદમાં ઘેર ઘેર સુતરના અને રેશમના રેંટિયા અને ફાળકા હતા. સુતર બહુ ઝીણું કંતાતું નહિ અને ઢાકાની માફક ઝીણી મલમલ અહીં વણાતી નહિ તેમ છતાં ઠીક ઠીક ઝીણું કાપડ બાદશાહને નજર કરાયાના દાખલા છે.

છીંટ વગેરેના કામમાં આવે તથા ધોતિયાં, ચેપાકાં, છાયલ, છીદરી, પલંગપોસ, ચાદરો એવું કાપડ અહીં વિશેષ વણાતું. જો કે ઇ. સ. ૧૮૫૦માં ગીલ્ડર ડીસોઝાએ વિલાયતની સૂતર પહેલવહેલું અહીં દાખલ કર્યું તે પછી રેશમી કિનારની ઝીણી ધોતી વગેરે અહીં વણાતાં હતાં. બાસ્તા તથા ખાદી ઢેડ લોકો વણતા. મોમના લોકો પહેરે છે તે કાળા અલાપચા તથા મુગાસાડી પણ અમદાવાદમાં વણાતાં હતાં. અલાપચામાં વળી ભાત પણ છપાતી હતી. જાડા સુતરમાંથી શેતરંજીઓ અને જાજમ બનાવવામાં આવતાં. અમદાવાદી શેતરંજીઓ એવી ટકાઉ થતી કે ત્રીસ વર્ષ ચાલતી.

## બાદશાહ શાહજહાં આફરીન આફરીન બોલી ઉઠયા

આમ સુતરાઉ કાપડમાં અમદાવાદનો નંબર પાછળ હતો. પણ રેશમી કાપડમાં એની હરીફાઇ કરે એવો બીજો કોઈ દેશ ત્યારે તો નહોતો. અહીંનું રેશમી કાપડ જેવું ટકાઉ, કુમાશવાળું અને ચળકાટવાળું બનતું એવું અમદાવાદથી ચારપાંચ ગાઉ દૂરના ગામમાં પણ બનતું નહોતું. રેશમી કાપડ અને મખમલ પર જરી કસબનું કામ અપૂર્વ કારીગરીવાળું થતું. બુટ્ટા અને ફૂલપત્તીઓની ભાત પાડેલો કિનખાબ જોઈ પરદેશીઓ તાજ્જુબ થઇ જતા. યુરોપના રાજાઓ પોતાની રાણીઓને ભેટ આપવા અમદાવાદનો કિનખાબ મંગાવતા. બહારથી રેશમ મંગાવી તાણીઆ લોકો વેચતા. રેશમ છણવાનું કામ મુખ્યત્વે કણબણો કરતી. રેશમની બાંધણી બાંધનારી સ્ત્રીઓ અમદાવાદમાં એના ધણી કરતાંય કેટલીક વખત વધારે કમાણી કરતી. રેશમી કાપડ વણાઈ ગયા પછી હરિપુરમાં ચંદન-તલાવડી પાસે ભંડેરીપુરમાં કેટલાક કૂવા હતા તેનાજ પાણીથી ધોવાતું. આ પાણી રેશમને એટલું માફક આવતું હતું કે એનાથી રેશમમાં અસાધારણ કુમાશ અને ચળકાટ આવતાં. આ કુવા રેશમી કાપડ ધોવા માટે જ વપરાતા હતા અને હિંદવિખ્યાત હતા! કિનખાબનું કાપડ કાંકરિયા પાસે આવેલા કુવાઓના પાણીથી ધોવામાં આવતું હતું. કિનખાબને જાણે એ પાણી સિવાય રુચતું જ નહિ! રેશમી કાપડ તૈયાર થતાં સુધીમાં ૧૧ કારીગરોના હાથ નીચેથી પસાર થતું અને મશરૂ ૩૬ પામેથી. આ ઉપરથી કેટલાં કુટુંબો તેનાથી પોષાતાં હશે એનો ખ્યાલ આવે છે. મશરૂની જુદી જુદી સોળ જાતો થતી, અને ૩૦૦ વેપારીઓ મશરૂનો વેપાર ખેડતા. કિનખાબની પણ ૧૨ રૂપિયે ગજથી માંડીને ૨૫૦ રૂપિયે ગજ સુધીની લગભગ સોળેક જાતો થતી. બાદશાહી સમયમાં કિનખાબની ૫૦૦ થી ૬૦૦ સાળો અમદાવાદમાં હતી—અને ૭૦ થી ૭૫ કિનખાબવાળા હતા. અમદાવાદનો કિનખાબ ઇ.સ. ૧૮૫૨ સુધી મુંબઇ, વડોદરા, પૂના, ગ્વાલીઅર, સિંધ, રજપૂતાના, મેવાડ, અરબસ્તાન, ચીન, ઇરાન વગેરે પ્રદેશોમાં ખૂબ ખપતો. રેશમી માલમાં અમદાવાદનાં મશરૂ, પાંચપટા, ગજીઆણી, શાળાં, અતલસ ખૂબ વખણાતાં. શાહઆલમના રોજાની એક સુંદર જાળીની ભાત અતલસમાં નંખાતી અને તે 'શાહઆલમ જાળી' નું અતલસ ખૂબ વખણાતું. રેશમી કે સુતરાઉ કાપડના રંગ, ધોલાઇ કે કુંદી પણ અમદાવાદ જેવાં હિંદમાં બીજે ક્યાંય થતાં નહિ. ગજીઆણી તો કુંદી કરીને આજસુધી અમદાવાદના ભાવસાર લોકો બનાવતા હતા. કિનખાબ ઉપરાંત મખમલનું કામ પણ અમદાવાદમાં સારું થતું. વિખ્યાત કલાપ્રેમી અને કલાપારખુ મોગલ બાદશાહ શાહજહાંએ એની જિંદગીમાં એક જ નાચીજ નજરાણા પર આંખ ઠેરવીને 'આફરીન, આફરીન' ના ઉદ્‌ગારો કાઢ્યા હતા! એ નજરાણું ગરવી ગુજરાતના તે વખતના સૂબા તરફથી બાદશાહ સલામતની ખિદમતમાં પેશ થયેલો એક મખમલનો જરીભરેલો શામિયાણો હતો! એક લાખની કિંમતનો એ અતિ મનોહર મખમલી શામિયાણો અમદાવાદ શહેરની કારીગરીનો ઉત્તમ પુરાવો હતો અને કલાપારખુ બાદશાહ એની પર નજર ઠેરવતાં જ 'આફરીન' પોકારી ઉઠ્યા હતા. અહમદશાહ બાદશાહના નૌરોઝ વખતે (હી. સં. ૧૦૬૫માં) ગજ જરકશના માપનો

કસબભરેલો મખમલનો શામિયાણો બાંધ્યો હતો તે અમદાવાદમાં બનાવેલો હતો. અહીંના મખમલી ગાલીચા બેંગલોરના ગાલીચા કરતાં કોઇ રીતે ઊતરતા બનતા નહોતા. શાહપુરમાં બિલાડીવાળાનું કારખાનું હતું. એમના ગાલીચા અમેરિકા સુધી જતા.

આ ઉપરાંત અમદાવાદમાં તારકસબ, કસબી તોઇ, મોળિયાં, વરખ, તારાટીપકી, ગ્રીક, વગેરે જરી કામ પણ ઘણું બનતું.

અમદાવાદની સમૃદ્ધિ એની ઉત્કૃષ્ટ કાપડકળાને લીધેજ હતી એમ કહેવામાં જો કે અતિશયોક્તિ નથી, છતાં બીજા ઉદ્યોગો ન ચાલતા એવો પણ એનો અર્થ નથી. એ ઉદ્યોગો આ ઉદ્યોગ પાસે ગૌણ હતા. રેશમનું કામ અમદાવાદમાં એટલું બધું વ્યાપક હતું કે રેશમ ફાળકા ઉપર ઉતારવાની ક્રિયા તો અર્ધી વસતી કરતી! લગભગ દરેકે દરેક ઘરમાં તે વખતે રેશમ સરખું કરવાનો ગૃહઉદ્યોગ ચાલતો હતો અને સ્ત્રીઓ એ કામ કરતી, કારીગરો તેની મજૂરી ચૂકવતા. એ ઉપરથી સમજી શકાય તેમ છે કે રેશમી કાપડની લાખો રૂપિયાની તે વખતની આવક આખી વસતીના ખૂબ મોટા ભાગમાં વહેંચાતી આવતી અને તેથી સમૃદ્ધિ બાહુ અપ્રમાણ વહેંચાયેલી નહોતી. છતાં દેશપરદેશના વેપાર ખેડનારા સાહસવીરોને લીધે અમદાવાદમાં તેની સમૃદ્ધિના મધ્યાહ્નકાળે એક વખત ૧૦૦ કોટિધ્વજ (કરોડપતિ) શાહુકારો હતા એવો ઉલ્લેખ છે. એ અમદાવાદના વેપારી સમાજનું ગૌરવ છે.

## પિત્તળનાં વાસણો, કોતરકામ અને કાગળ

વળી સરખેજના રોજામાં પિત્તળની જાળીનું જે કામ છે એવી કારીગરી પણ અમદાવાદમાં થતી હતી. ગાગરબેડાં, નગર સોહામણી તાંબાકુંડીઓ, પાનદાનીઓ, લોટા વગેરે સુંદર ઘાટનાં અહીં થતાં હતાં. તાંબા પિત્તળનાં વાસણોના ગુજરાતના ઘાટ જેવા સુંદર ઘાટ બીજે ક્યાંય જોવા મળશે નહિ. લાકડાની કોતરણીનું કામ કરનારા અનેક કારીગરો જૂના વખતમાં અહીં હતા. ઇ. સ. ૧૮૫૦ સુધી સાહેબખાની, ખંભાતી, મુરાદશાહી, આશીઆ વગેરે જાતના કાગળો બનાવનાર લગભગ ૮૦૦ માણસો અમદાવાદમાં હતા. કાગળના ઉદ્યોગ માટે અમદાવાદ લાંબા વખતથી જાણીતું હતું. વળી અમદાવાદ મોટું વેપારનું કેન્દ્ર હોવાથી બીજા ઘણા છૂટક ઉદ્યોગો પણ અહીં ચાલતા હતા.

ઔરંગઝેબના મરણ પછી પણ અર્ધીએક સદી સુધી આ બધા ઉદ્યોગો સોળે કળાએ વિકસેલા હતા. પણ ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા થતા ગયા એટલે પ્રજાનાં સુખશાંતિ પણ ઘટવા લાગ્યાં. અને શાંતિ વિના ધંધામાં બરકત આવે જ ક્યાંથી? ધર્માંધ મોગલ બાદશાહો હિંદુ મુસલમાનની જકાતમાં પણ ભેદ રાખતા થયા. હિંદુ ૫ ટકા ભરે અને મુસલમાન ૨½ ટકા એવી સ્થિતિ હતી! અને મરેઠી રાજ્યમાં દાણ જકાત અને લાંચનું જોર એટલું બધું વધ્યું હતું કે જકાતવેરાથી માલની કિંમતમાં ૨૦ ટકા વધારો થઈ જતો હતો! વળી વેપારના હક્કવાળા જ માલ વેચતા અને ગેમાગમા પૈસા પડાવતા. આ ઉપરાંત સરકારી અને ખાનગી લાગાનો બોજો માલ ઉપર પડતો. આવાં કારણોને લઇને અમદાવાદના એ પ્રાચીન ઉદ્યોગો નરમ પડવા લાગ્યા.

ઇ. સ. ૧૮૧૮ પછી અંગ્રેજો આવ્યા અને વેપાર-ઉદ્યોગ કંઇક થાળે પડવા લાગ્યો. મરેઠી રાજ્યમાં જીવનની જરૂરિયાતની વસ્તુઓ ઉપર ૧૫ ટકા જકાત હતી તે કાઢી નાખી ૨½ ટકા કરી. પણ આ વખતે હિંદના ઉદ્યોગને યુરોપની ઔદ્યોગિક ક્રાન્તિની હરીફાઇ કરવાની હતી. યંત્રોની મદદથી ઉત્પન્ન થતા અઢળક કાપડ ઉત્પાદનની સામે હિંદ ટક્કર ઝીલી શક્યું નહિ. એટલું જ નહિ પણ કંપની સરકારે ઉત્તમ પ્રકારનું કાપડ જેવું કે ઢાકાની મલમલ વગેરે બનાવનાર કારીગરો પાસેથી વધારે કડક

ઉત્પન્ન માટે જુલ્મ કરવા માંડયો અને એ ધંધાઓ ત્યારથી પડી ભાંગ્યા. વળી કંપની સરકાર કંઇ દિલથી હિંદના ઉદ્યોગનું ભલું કરવા ઓછી જ આવી હતી! એનો હેતુ તો ખુલ્લી રીતે ઇંગ્લેંડના વેપારને વધારવાનો હતો અને એટલા માટે હિંદના વેપારની જડ કાઢી નાંખવાની પણ કંપનીને જરૂર જણાઇ હતી. ઈ. સ. ૧૮૪૦માં મળેલી 'સિલેકટ કમિટી' આગળ મી. માર્ટીને ઉચ્ચારેલા શબ્દો જોવા જેવા છે: "આ સદીમાં આપણે હિંદુસ્તાનને આપણો માલ, ગરમ હોઝિયરી વગેરે વગર જકાતે, અને આપણો સુતરાઉ માલ ૨½ ટકા જકાતે સ્વીકારવાનું ફરમાવી શકયા છીએ. વળી ૧૦ ટકાથી માંડી ૨૦, ૩૦, ૫૦, ૫૦૦, ૧૦૦૦ ટકા જેટલી જકાત હિંદમાં ઉત્પન્ન થયેલી વસ્તુઓ પર નાખીને એમની ઉત્પત્તિને રોકી શકયા છીએ." નિર્બંધ વેપાર ના બહાના હેઠળ કંપની સરકાર આવી મેલી રમત હિંદના વેપાર સાથે રમતી હતી. આખા હિંદ માટે જે સાચું હતું તે અમદાવાદ માટે પણ સાચું હતું.

## મિલઉદ્યોગની સ્થાપના અને વિકાસ

આમ બીજાં પચીસેક વર્ષ ગબડી ગયાં. અમદાવાદના ભાગ્યમાં એક વાર ફરીથી પાછી એની પ્રાચીન મહત્તા પ્રાપ્ત કરવાનું લખાયું હતું અને એક વખતે ચોરાશી બંદરનો વાવટો ગુજરાતમાં અને અમદાવાદનાં બજારોમાં ફરકતો હતો, એવી જ મહત્તા પ્રાપ્ત કરવાની હતી. જાણે અમદાવાદની ભૂમિમાં જ એ ગુણ હોય તેમ ઈ. સ. ૧૮૬૧ માં સાહસવીર શ્રી. રણછોડલાલ છોટાલાલે શાહપુરમાં પહેલવહેલી સ્પીનીંગ મિલ શરૂ કરી. એમાં એમને ભારે સફળતા મળી એટલે ટપોટપ નવી મિલો ઊભી થઈ અને અર્ધી સદીમાં તો અમદાવાદ પાછું જામી ગયું. ઓરડામાંની લક્ષ્મી ઉંબરામાં આવી! અને ઈ. સ. ૧૮૧૮ માં અમદાવાદની વસતી જે ૮૦ હજારની થઈ ગઇ હતી તે વેપારધંધાને લીધે વધીને ઇ. સ. ૧૯૩૧ સુધીમાં તો સાડાત્રણ લાખની થઈ ગઇ. ઇ. સ. ૧૯૦૫ ની સાલ સુધીમાં અમદાવાદમાં ૩૩ મિલોના પાયા નંખાઈ ચૂકયા હતા અને ધમધોકાર કાપડ વણાતું હતું. ૧૯૦૫–૬માં લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા કરવાનું જાહેર કર્યું તેથી બંગાળમાં અને આખા દેશમાં બ્રિટીશ વિરોધી ભારે આંદોલન ફેલાઇ વળ્યું. બ્રિટીશ સત્તાને એના વેપારના મર્મસ્થળમાં ઘા કરવાનો ઉપાય તે દિવસે હિંદીઓને પહેલો સૂઝયો અને ૧૯૦૬થી ૧૯૦૮ના ગાળામાં બંગભંગ સામેના પ્રતિકાર રૂપે બ્રિટીશ કાપડ બહિષ્કારની ચળવળ ઉપડી. તેમાં સ્વદેશી કાપડને ખૂબ જ ઉત્તેજન મળ્યું. અમદાવાદની મિલોને વિશાળ બજારો સાંપડવા માંડયાં અને મિલો વધતી ચાલી. ૧૯૧૭થી મહાત્મા ગાંધીજીએ સ્વદેશી ઉપર ભાર મૂકવા માંડયો તેથી સ્વદેશી મિલ કાપડને વધુ પ્રોત્સાહન મળ્યું અને અમદાવાદ 'હિંદનું માન્ચેસ્ટર' બની રહ્યું.

અમદાવાદના મિલ ઉદ્યોગને ખીલવાની પૂરેપૂરી તક મળી. કેલિકો, ન્યુબિલી, અંબિકા, અરવિંદ, લાલ મિલ, જેવી મિલોએ તો એવું સુંદર કાપડ ઉત્પન્ન કરવા માંડયું કે વિલાયતી કાપડની બોલબાલા બંધ થઈ ગઇ. એટલું જ નહિ પણ એ મિલોનો માલ પરદેશી બજારોમાં ધૂમ વેચાવા માંડયો. આમ બે રેંટિયાવાળા—શ્રી. રણછોડલાલ છોટાલાલ અને પૂ. મહાત્મા ગાંધીજી—એ અમદાવાદના આર્થિક અને સામાજિક જીવનની સૂરત પલટી નાંખી. અમદાવાદના મિલ-ઉદ્યોગનો ઇતિહાસ તો આપણે જુદા પ્રકરણમાં વિગતવાર જોઈશું, પરંતુ બીજા ઉદ્યોગોનો સહેજ પરિચય આ પ્રકરણમાં જ કરી લેવો ઉચિત થશે.

## શહેરના અન્ય ઉદ્યોગો

જેમ સૂર્ય જેવા એક મહા ગ્રહના પ્રકાશે નભોમંડળમાં ચંદ્રતારકાદિ અન્ય ઉપગ્રહો પ્રકાશે છે તેમ અમદાવાદના મિલઉદ્યોગને લીધે અનેક નાનામોટા ઉદ્યોગ ખીલ્યા છે. એમાં સૌ પ્રથમ આપણે 'મશીનરી સ્પેર પાર્ટસ' નો ઉદ્યોગ જોઇશું. મશીનરી સ્પેર પાર્ટસ બનાવનારાં કારખાનાં અહીં કોડીબંધ છે. એમાંનાં મોટા ભાગનાં કારખાનાં લુહારો ચલાવે છે. એમાં ત્રણચાર ખરેખર મોટાં કહી શકાય એવાં છે. તેનો વિગતે ઇતિહાસ જોઇશું. આવું એક કારખાનું ધીકાંટે–ગેંદીના

ખાંચામાં પૂંજાભાઇ વનમાળીદાસ એન્ડ સન્સનું છે. સ્વ. પૂંજાભાઇએ સંવત ૧૯૪૯ માં સિવવાના સંચા રીપેર કરવાની દુકાન મુંબઇમાં કરેલી. પછી ઇ. સ. ૧૯૨૨ માં અમદાવાદ આવી ટેક્ષટાઇલ મશીનરી સ્પેર પાર્ટસ બનાવવાનું આ કારખાનું નાખ્યું. અમદાવાદમાં સૌ પ્રથમ 'ડાયમન્ડ બાયોસ્કોપ' સિનેમા (ઇ. સ. ૧૯૧૬) નાખનાર પણ તેઓ હતા. હાલનું એલ. એન. ટૉકીઝ પણ એમના પુત્ર શ્રી. હરિભાઇ પૂંજાભાઇનું છે. એમના કારખાનામાં બનતા સ્પેર પાર્ટસ અસલ બનાવટના જેવા જ ફીનીશવાળા હોય છે. લગભગ ૧૫૦ જેટલા કામદારો એમના કારખાનામાં કામ કરે છે. માત્ર સ્પેર પાર્ટસ જ બનાવતાં હોય એવાં હિંદનાં મોટાં કારખાનાંઓમાં આ કારખાનાનું સ્થાન આગળ પડતું છે.

આવું જ બીજું કારખાનું દૂધેશ્વર રોડ પર ઇશ્વરદાસ હરજીવનદાસ પંચાલનું છે. એમના કારખાનામાં પણ ટેક્ષટાઇલ મશીનરી સ્પેર પાર્ટસ બને છે. પણ મુખ્યત્વે તેઓ સ્પીનીંગ વીવીંગના સ્પેર પાર્ટસ બનાવે છે. ઉપરાંત સ્પીનીંગ વીવીંગનાં મશીન–કટ ચક્રો તથા વ્હીલ્સ પણ એમના કારખાનામાં બને છે. પરંતુ છેલ્લા વિશ્વયુદ્ધમાં જ્યારે પરદેશથી મોટાં મશીનો આવતાં બંધ થયાં ત્યારે બ્લીચીંગ, ડાઇંગ, પ્રિન્ટીંગ વગેરેના પ્લાન્ટસ બનાવવાની સૌ પ્રથમ શરૂઆત અમદાવાદ ખાતે એમણે કરી. આજે એમના કારખાનામાં બનેલાં બ્લીચીંગ, ડાઇંગ અને પ્રિન્ટીંગનાં મશીનો હિંદભરની મોટી મિલોમાં વપરાય છે અને વર્ષોથી સારું કામ આપી રહ્યાં છે. વળી છેલ્લાં ચાર વર્ષથી શ્રી. મોહનલાલ ઇશ્વરદાસે રબર પ્રોડકટસનો ઉદ્યોગ શરૂ કર્યો છે. અને ટેક્ષટાઇલમાં ઉપયોગી અનેક નાનીમોટી વસ્તુઓ જેવી કે પ્રિન્ટીંગમાં વપરાતા રબર રોલર્સ, એબોનાઇટ રોલર્સ, ટ્રાલીઓ માટેનાં નક્કર ટાયર્સ, સાયકલનાં પેડલ, હેન્ડલના મુઠા, રબર વાલ્વઝ વગેરે એમના કારખાનામાં બનાવવામાં આવે છે. રબરનો ઉદ્યોગ આપણે ત્યાં વિકસવા લાગ્યો છે અને આ તથા આવા બીજા પ્રયત્નો થતા રહે તો રબરની ચીજો માટે આપણે માત્ર પરદેશ તરફ જ મીટ માંડવી પડે છે તે ટળે.

આવો જ એક બીજો ગર્વ લેવા જેવો ઉદ્યોગ દરિયાપુરમાં આવેલા પંચાલ મંગળદાસ જેઠાભાઇ મિસ્ત્રીના કારખાનામાં ચાલે છે. ઇ. સ. ૧૯૦૬માં જ્યારે એમણે કારખાનું નાખ્યું ત્યારે તો તેઓ માત્ર પિત્તળના ભરતરના મિલ–મશીનરીના દાગીના બનાવતા હતા. પણ ઇ. સ. ૧૯૨૮માં અમદાવાદમાં ખેતીવાડી પ્રદર્શન ભરાયું હતું. તેમાં એક ઓઇલ એન્જીન પણ નમૂના રૂપે આવેલું. તે વખતે મુંબઇના ગવર્નર સર લેસ્લી વિલ્સન અને એગ્રીકલ્ચરલ એન્જિનિયર શ્રી. ભાઇલાલભાઇ પટેલ પ્રદર્શન જોતા જોતા એ ઓઇલ એન્જિન આગળ થંભી ગયા. એની બનાવટ, ફીનીશ અને છેવટે ચાલુ કરીને એનું કામ પણ એમણે જોયું ત્યારે તેઓ આશ્ચર્યચકિત થઇ ગયા, અને એ એન્જિન દેશી બનાવટનું છે એમ માની પણ ન શકયા. એ એન્જિનના બનાવનાર મંગળદાસ મિસ્ત્રી હતા. હરિપુરા કોન્ગ્રેસ વખતે વિઠ્ઠલનગરને એમના જ એન્જિને પાણી પૂરું પાડ્યું હતું. ખેતીવાડી પ્રદર્શનમાં મૂકેલા એન્જિને એમને સુવર્ણચંદ્રક અપાવ્યો હતો. આજે પણ ઇંગ્લીશ બનાવટને પણ ટક્કર મારે એવાં ૧૦, ૧૬ અને ૩૦ હોર્સ પાવરનાં અનેક ઓઇલ એન્જિનો એમના કારખાનામાં બને છે.

આ ઉપરાંત કાંકરીઆ રોડ પર આવેલું શ્રી. અરદેશર વાડીઆનું કારખાનું (એના હાલના માલિક મોહનલાલ દામોદરદાસ છે) કાપડનો પનો સરખો કરવાનાં સ્ટેન્ટરીંગ મશીનો બનાવે છે. દૂધેશ્વર રોડ પરનું વિકટોરીઆ આયર્ન વર્કસ, નરોડા રોડ પર આવેલું સી. સી. રણછોડલાલનું કારખાનું વગેરેમાં પણ ટેક્ષટાઇલ મશીનરી સ્પેર પાર્ટસ મોટા જથામાં બનાવવામાં આવે છે. મિલ –ઉદ્યોગને આશ્રયે ઠીકઠીક વિકસેલો આ ઉદ્યોગ છે. આ કારખાનાંઓ ભવિષ્યમાં મશીનો તેમ જ ઘર-

વપરાશની લોખંડની ચીજો જેવી કે એરણો, હથોડીઓ, કાનસો, સમાણીઓ, સાણસીઓ, સાયકલો, વગેરે બનાવતાં શીખે તો હિંદનો ઉદ્યોગ પગભર બની શકે. હમણાં જ વિલાયત જઈ આવેલા અને ત્યાંનાં લોખંડનાં કારખાનાંઓ જોઈ આવેલા એક મિત્ર કહેતા હતા કે 'લોખંડનો ઉદ્યોગ તો આપણા દેશના કારીગરોના બાપનો જ છે. માત્ર આપણે થોડા વધુ વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા બનીએ અને માલને ઉત્તમ બનાવવાના પ્રયત્નો સતત જારી રાખીએ તો વિલાયતી માલની ખોલતી બંધ કરી દઇએ. આપણી પાસે બધું છે, માત્ર ધંધાને ઉત્કૃષ્ટ કરવા જરૂરી એવાં ખંત અને ઉત્સાહની મૂડી નથી.'

આવો જ એક બીજો ઉદ્યોગ અહીં ખીલ્યો છે તે સ્ટાર્ચનો. નરોડા પર 'અનિલ સ્ટાર્ચ પ્રોડકટસ' આવેલું છે. જાણીતા મિલમાલિક શ્રી. કસ્તુરભાઇ શેઠની પ્રેરણાથી ઈ. સ. ૧૯૩૯માં શ્રી. ચિનુભાઇ મણિલાલ શેઠે એ કારખાનાનો આરંભ કર્યો. વિટામિન્સની વાતો કરતી વખતે સ્ટાર્ચ વિષે આપણે ઘણું બોલીએ છીએ. એ સ્ટાર્ચ કાર્બન ડાયોક્સાઈડ અને પાણી સાથે સૂર્યકિરણોની મદદથી પેદા થાય છે. શાકભાજી, ફળ અને ધાન્યમાં સ્ટાર્ચ ઘણા પ્રમાણમાં હોય છે. ધાન્યમાંથી સ્ટાર્ચ છૂટો પાડવાનો ઉદ્યોગ છેક ઇ. સ. પૂર્વે ૮૦૦ થી જાણીતો છે. પરંતુ ટેક્ષટાઇલમાં એનો બહોળો ઉપયોગ થવા માંડયો ત્યાર પછી ઔદ્યોગિક પાયા પર સ્ટાર્ચનો ઉદ્યોગ ૧૬ મી સદીમાં હોલેન્ડમાં શરૂ થયો. ત્યારે તો ઘઉંમાંથી સ્ટાર્ચ કાઢવામાં આવતો હતો. પરંતુ યુ. એસ. એ. માં મકાઈની ઉત્પન્ન ખૂબ થતી હોવાથી એમણે મકાઇમાંથી સ્ટાર્ચ કાઢવા માંડયો. ટેક્ષટાઇલમાં ૧૯૩૦થી એ વપરાવા લાગ્યો.

સાઇઝીંગ, ફીનીશીંગમાં સ્ટાર્ચનો ઉપયોગ એટલા બહોળા પ્રમાણમાં થવા લાગ્યો કે ઇ. સ. ૧૯૪૧માં અમેરિકામાં એની વાર્ષિક વપરાશ ૧૨ લાખ ટન હતી. સ્ટાર્ચના ઉદ્યોગનું આવું ઉજળું ભાવિ જોઇ હિંદુસ્તાનમાં પણ બિરલા બાઇઓએ રંગુનમાં ઇન્ડીઅન સ્ટાર્ચનું કારખાનું શરુ કર્યું. પાછળથી એ પડી ભાંગ્યું. લડાઇ પછી હિંદમાં હિંદુસ્તાન કલર એન્ડ કેમીકલ્સ તથા રામપુર સ્ટાર્ચ પ્રોડકટસ નામની બે મોટી ફેકટરીઓ નીકળી. આજે તો હિંદમાં માત્ર સ્ટાર્ચ બનાવનારી જ ૨૮ ફેકટરીઓ છે.

અમદાવાદમાં સ્ટાર્ચ બનાવવાનું માત્ર એક જ કારખાનું છે તે 'અનિલ સ્ટાર્ચ પ્રોડકટસ.' તેઓ મકાઇમાંથી સ્ટાર્ચ બનાવે છે. મકાઈમાં સ્ટાર્ચ ઉપરાંત બીજાં પણ તત્ત્વો હોય છે. તેને પણ છૂટાં પાડવામાં આવે છે. સૌથી ઉપરનું પડ (husk) છોડું હોય છે, તેની નીચે ગ્લુટન, તેની નીચે પ્રોટીન અને ગ્લુટનનું મિશ્રણ, તેની નીચે સ્ટાર્ચ અને છેક નીચે ઓઇલ જર્મ હોય છે. સ્ટાર્ચ કાઢતી વખતે આ બધાં તત્ત્વોનાં જુદાં રૂપાન્તરો થઇ જાય છે અને એમાંથી જૂદી જૂદી વસ્તુઓ બને છે. સ્ટાર્ચનું રૂપાંતર કરતાં મોડીફાઈડ સ્ટાર્ચીઝ જેવા કે ડેક્ષ્ટ્રીન્સ, ડેક્ષ્ટ્રીન્સનું રૂપાંતર કરતાં ગ્લુકોઝ અને તેનું રૂપાંતર કરતાં ડેક્ષ્ટ્રોસ વગેરે બને છે. સ્ટાર્ચ સિવાયનાં બીજાં સત્ત્વોમાંથી મેઝ ઓઇલ (મકાઇનું તેલ) જે સાબૂ બનાવવામાં તથા પેઇન્ટસ, વૉર્નીશ વગેરેમાં સ્ટેન્ડ ઓઇલ તરીકે વપરાય છે. ખોળ તથા ચુલું ઢોરને ખાવા માટે વપરાય છે. ગ્લુટન નીકળે છે તેમાં શરીરનો બાંધો મજબૂત કરવાનો ઉત્તમ ગુણ હોય છે તેથી એમાંથી 'ગ્લુટન મીલ' બનાવવામાં આવે છે. જે માણસને ખોરાક તરીકે ઉપયોગમાં આવે છે. આ ઉપરાંત એમને ત્યાં રોજનો લગભગ ૧૦ ટન જેટલો સલ્ફ્યુરિક એસિડ પણ બનાવવામાં આવે છે. વળી પેનીસીલીન જેવું ઉપયોગી ઇન્જેકશન બનાવવાની શોધખોળ પણ કુશળ કેમીસ્ટોને હાથે એમના કારખાનામાં ચાલુ છે. એલમ, હાઇડ્રોક્લોરિક, નાઇટ્રીક, ફેરીએલમ, એલ્યુમિનિયમ સલ્ફેટ, સુપર ફોસ્ફેટ વગેરે છએક મહિનામાં એમના કારખાનામાં તૈયાર થતાં હશે એવી એમની ગણતરી છે. ગ્લુટનમાંથી નવી જાતનું પ્લેસ્ટિક પણ બનવાની વકી છે. સ્ટાર્ચના ઉદ્યોગનું ભાવિ આ બધું જોતાં ખૂબ ઉજ્જવળ છે. આવા ઉદ્યોગો વધુ પ્રમાણમાં ખીલે એ આપણે જોવાનું છે,

અંગ્રેજીમાં એક કહેવત છે કે '*Necessity is the mother of invention*' જરૂરિયાત શોધખોળની જનેતા છે. છેલ્લા મહાયુદ્ધમાં જ્યારે આપણા દેશના ઉદ્યોગને જરૂરી એવી ઘણી વસ્તુઓ પરદેશથી આવતી બંધ થઈ એટલે એ વસ્તુઓ અહીં જ પેદા કરી લેવાના પ્રયત્નો થયા છે. એવા પ્રયત્નોમાંથી જ બોબીન અને પીકર્સ બનાવવાનો ઉદ્યોગ અહીં ખીલ્યો છે. બોબીન મૂળ જાપાનથી આવતાં. પણ લડાઈમાં એ આવતાં બંધ થયાં. અને મિલોમાં બોબીન પુષ્કળ જોઈએ. પછી હળદરવાના લાકડામાંથી બોબીન બનાવવાનું શરૂ થયું અને એ બોબીનોએ ઘણું સારૂં કામ આપ્યું. તે પહેલાં તો ખબરેય નહોતી કે હળદરવાનું લાકડું બોબીન માટે આટલું કામિયાબ નીવડશે. આજે બોબીનનાં કોડીબંધ કારખાનાં અમદાવાદમાં ચાલે છે. બિલાડીના ટોપની માફક આ કારખાનાં ગત યુદ્ધ વખતે રોજ ને રોજ એટલી સંખ્યામાં ફૂટી નીકળવા માંડયાં હતાં કે સરકારને પછી પરમીટ સિવાય કારખાનું ન કરવાનો કાયદો કરવો પડયો !

પીકર્સનું પણ એમ જ છે. પીકર્સ ચામડામાંથી બને છે, એટલે એનાં કારખાનાં મુખ્યત્વે શહેરની વચમાં કરવા દેવામાં આવતાં નથી. અમદાવાદમાં પીકર્સ બનાવનારાં વીસ કારખાનાં છે. એમાં સૌથી મોટું કારખાનું ડી. સી. કરાકાનું ' પીકર્સ લિમિટેડ ' છે.

આ ઉદ્યોગો ઉપરાંત પાણીની ચકલીઓ, ટાંકીના નળ, ચાકીઓ તથા એને લગતી અસંખ્ય નાનીમોટી વસ્તુઓ બનાવવાનાં, ઈમારતી ઉપયોગનું લોખંડ, ભરતર, પિત્તળ વગેરેનો નાનો મોટો માલ બનાવવાનાં, સુતરના દડાદડી તથા રીબનો અને કિનારીનાં કેટલાંક કારખાનાં અમદાવાદમાં ઉદ્યોગ તરીકે ચાલે છે.

હિંદમાં જ્યારે વિલાયતી છીંટ આવતી નહોતી ત્યારે છેક બાદશાહી જમાનામાં અહીંના છીપાઓ અને ભાવસારો લાકડાનાં બીબાંથી એક બે રંગમાં હાથ વતી સુતરાઉ કાપડ ઉપર છીંટ છાપતા હતા. આખા હિંદમાં આવી છીંટ બનાવવાનો ઉદ્યોગ ચાલતો હતો. પણ તેનો ફેલાવો કરનાર ગુજરાતીઓ હતા એમ ઇતિહાસકારો કહે છે એટલે અમદાવાદમાં છીંટના સારા કારીગરો હોય એમાં તો નવાઈ જ નહિ. અંગ્રેજી રાજ્યનો અમલ જામતાં વિલાયતથી અને જાપાનથી વિવિધ રંગમાં યંત્રદ્વારા છાપેલી ઊડીને આંખે વળગે એવી છીંટ આવવા માંડી એટલે આપણો દેશી છીંટનો હાથઉદ્યોગ પડતી દશા પામ્યો. છેક છેવટે ઈ. સ. ૧૮૭૮માં આપણી કેલિકો મિલ ખાસ છીંટ બનાવવા માટે જ સ્થપાઈ. છીંટ છાપવાનું કોરું સફેદ કાપડ કેલીકટથી બહુ ચડતું. એ ઉપરથી અંગ્રેજોએ એને કેલિકો કહ્યું. કેલિકો મિલના એવા નામવિધાનની પાછળ પણ કદાચ આ જ કારણ હશે. હાલ કેલિકો મિલની છીંટ ખૂબ જ ઉંચા પ્રકારની હોય છે. છીંટની ફીનીશ, રંગમેળ, ભાત વગેરે સુંદર અને મનોહર હોય છે. છેલ્લા યુદ્ધ વખતે જ્યારે પરદેશી છીંટ આવતી બંધ થઈ ત્યારે છીંટ છાપવાનાં મશીનો અને છીંટ પણ આપણે ત્યાં ખડોળા પ્રમાણમાં ઉત્પન્ન કરવા પડયાં છે, ત્રાંબાના પ્રિન્ટીંગ રોલ કોતરનારા કારીગરો અને કંપનીઓ પણ હવે તો અહીં છે. ઘણી ખરી મોટી મિલોમાં આજે છીંટ અને છાપેલી સાડીઓ—ધોતીઓ, લ્હેરિયાં, ચુંદડીઓ વગેરે છપાય છે. શહેરમાં અનેક નાનામોટા છીપાઓ આ ધંધો કરે છે. પણ મિલ સિવાય છીંટ છાપવાનું એટલા જ મોટા પ્રમાણમાં કોઈ કામ કરતું હોય તો તે તાજપુર પાંચપીપળીમાં આવેલું મેમુદજી અલીજીનું કારખાનું છે. આજથી ચાળીશ બેંતાળીશ વર્ષ પર બહુ નાના પાયા પર આ કારખાનાની એમણે શરૂઆત કરેલી. શરૂમાં કેલિકો મિલના મનસુખરામ સાહેબે એમને સુતર રંગવા આપી પ્રોત્સાહન આપ્યું– અને કામ સંતોષકારક થતાં વધારે કામ પણ આપવા માંડ્યું.

પછી તો બીજી ઘણી મિલોનું સૂતર રંગવાનું કામ એમને મળવા લાગ્યું– અને મેમુદજીની કુનેહ, કાર્યશક્તિ અને કામ પાછળની ચીવટથી કારખાનાનો સારો વિકાસ થયો. ધીરે ધીરે એમણે છેલ્લી ઢબનાં ડાઈંગ, પ્રિન્ટીંગનાં મશીનો આણ્યાં. સૂતર એક સરખું રંગાય એ માટે છેલ્લી ઢબનાં હેન્ડ ડાઈંગ મશીનો એમણે ગોઠવ્યાં છે. એટલે ફાસ્ટ ટુ બ્લીચ ઇન્ડેન્થ્રીન રંગોમાં સૂતર એકસરખું રંગાય છે. સૂતરને મર્સરાઇઝ પણ કરવામાં આવે છે. છાપકામ માટે હેન્ડ પ્રિન્ટરો ગોઠવ્યાં છે–અને એકથી સોળ રંગનાં આકર્ષક છાપકામ એમના કારખાનામાં બને છે. ખાખી, પોપલીન, ક્રેપ, ટસર, મલમલ વગેરે બધી જાતના કાપડ ઉપરનું છાપકામ એમને ત્યાં બને છે. ઘણી મિલોની સાડીઓ તથા છીંટ છાપવાના કોન્ટ્રાક્ટ તેઓને મળેલા છે. કાપડને કેલેન્ડર કરવાનું પણ એમને ત્યાં બને છે.

આજે છાપેલું કાપડ પહેરવાનો શોખ અમદાવાદમાં ખૂબ વધી પડયો છે. એથી અને સરકારે છપાઇના બાંધી આપેલા ભાવો ખૂબ નફાકારક હોવાથી છીપાઓ અને મિલો પણ છાપેલું કાપડ ઢગલાબંધ બહાર પાડે છે. છૂટક દુકાનદારોને અને સામાન્ય પ્રજાજનને છાપવા માટેનું કેલિકો–સફેદ કાપડ–અત્યારે પૂરતા પ્રમાણમાં મળતું નથી એટલા પૂરતો નાના છીપાઓના ધંધાને ધક્કો પણ લાગ્યો હતો; છતાં યુદ્ધસમયમાં અમદાવાદમાં ચાલતાં ૬૦૦ થી ૭૦૦ છીપાઓનાં નાનાંમોટાં કારખાનાં ખૂબ કમાયાં છે. હજી કેટલાકની કારીગરી, ભાતની વિવિધતા વગેરે અજોડ હોય છે. જો આ ઉદ્યોગને પદ્ધતિસર વિકસાવવામાં આવે અને એના ખાસ ટેકનીકીઅનો તૈયાર કરવામાં આવે તો વિલાયતી છીંટનું બજાર આપણે જરૂર બંધ કરી દઈ શકીએ. યંત્રદ્વારા છપાઇના ઉદ્યોગ ઉપરાંત હાથછપાઇની અસલ કારીગરીને પણ ઉત્તેજન મળવું જોઇએ અને તે ધંધાને પણ વ્યવસ્થિત બનાવી તેનો લાભ લેવાવો જોઇએ છે.

---

## અમદાવાદમાં કેળવણીવિકાસ

ભારતવર્ષ પ્રાચીન કાળથી જ્ઞાન અને સંસ્કૃતિનું કેન્દ્ર મનાતું આવ્યું છે. તક્ષશિલા અને નૈમિષારણ્યનાં વિદ્યાપીઠો તો બહુ જાણીતાં હતાં. હજાર હજાર વિદ્યાર્થીઓને શિક્ષણ આપનાર કુલપતિ ગુરુ શિષ્યોને પુત્રવત્ પાળતા અને શિષ્યો પણ ગુરુને પિતા સમાન ગણી એમની છત્રછાયામાં બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યોપાર્જન કરતા. એ તો ઘણી પ્રાચીન વાત થઇ. પણ છેક અંગ્રેજી રાજ્ય અમલ પહેલાં સુધી હિંદુસ્તાનનાં ગામડાં સુદ્ધાંમાં શિક્ષણનું કામ ખૂબ ખંતથી ચાલતું હતું. રાષ્ટ્રઘડતર કરનાર વિદ્યાગુરુઓની એને ખોટ નહોતી. તો પછી અમદાવાદ જેવા શહેરમાં તો કેળવણીની સગવડ હોય જ ને? મુસલમાની રાજ્ય અમલમાં પણ અમદાવાદમાં મદ્રેસાઓ પુષ્કળ હતી, કયાંક મસ્જિદમાં કે કયાંક ખાનગી મકાનમાં તો ઉસમાનપુર જેવા મોટા પરામાં ખાસ મકાનમાં મદ્રેસાઓ ચાલતી. ઉર્દૂ રાજભાષા હોવાથી નાગરબ્રાહ્મણો અને બ્રહ્મક્ષત્રિયો પણ હોંશથી ફારસીનો અભ્યાસ કરતા. ફારસીનો અભ્યાસ આવશ્યક પણ મનાતો. કેટલાક નાગરોને તો સંસ્કૃત કરતાં યે ફારસી વધારે સારું આવડતું! પણ એટલું ચોક્કસ છે કે પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ એકે કેળવણી સરકાર મારફતે નહોતી અપાતી. ખાનગી સંસ્થાઓ કોઇ ગૃહસ્થોની ઉદાર સખાવતોની મદદથી નિશાળો ચલાવતી. મરેઠા

સમય સુધી તો પ્રાથમિક કેળવણી માટે પંડ્યાજીની ધૂળિયા નિશાળો હતી. કોઇક મંદિરની ઓસરીમાં કે કોઇક જીર્ણ પડતર મકાનમાં કે ધર્મશાળામાં આ ધૂળિયા નિશાળો બેસતી. વિદ્યાર્થીઓ ભોંય પર બેસતા અને મહેતાજીના ઉચ્ચાસન માટે માટીની બનાવેલી અને લીંપેલી એક ઓટલી રહેતી. ઓટલીની બાજુમાં ગોખમાં વિદ્યાદેવી સરસ્વતીની છબિ કે પ્રતિમા હોય. સરસ્વતીની પ્રાર્થના પછી જ નિશાળનું કામકાજ શરૂ થતું. લાકડાની પાટી પર ભીની ધૂળ પાથરી વતરણા વડે–લાકડાની સળીથી વિદ્યાર્થીઓ આંક કે બારાખડી લખતાં શીખતા. એ નિશાળો હાલની માફક નહોતી. ત્યારે તો 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ'નો કાયદો હતો. પંડ્યાજી મારતા પણ વિદ્યાર્થી પરત્વે એમનું મમત્વ બહુ. ચામડાની ત્રણ ત્રણ સેરોવાળો ત્રિજટાળો એ જ નિશાળનો કાયદો હતો. અને ત્યાં કંઇ ફી પણ નહોતી લેવાતી. ફીમાં પંડ્યાના પોષણ માટે શું વ્યવસ્થા હતી તેનો નીચેના કાવ્યમાંથી ખ્યાલ આવે તેમ છે.

"પંડ્યાજીના પોષણ માટે, પાકાં સીધાં નિત્ય આવી પડે, દાણાની મૂઠી દરરોજ, લાવી નિશાળ અડે;
છૂટીએ પૈસો ને સીધું, વાંધા વગર હતું મળતું, મોટાંનો સુત નિશાળે આવ્યે, ભાગ્ય ભલું ગુરુનું ભળતું;
નિજ સુત નિશાળમાં બેસતાં, નિશાળ ગરણું મનગમતું, શક્તિ પ્રમાણે ઠરાવીને સૌ, દામ દઇ ગુરુને નમતું;
ઇંધનની આપત્તિ ન મળે, દૂધ દહીં આવીને મળતાં, ફળ કેરી રાયણ સીતાફળ, મળતાં ઝટ ઝાડે ફળતાં;
અમુક ભણતરે એક રૂપિયો, હસતે મુખ આગળ ધરતાં."

બધા શિષ્યો દાણાની મૂઠી મૂઠી લેતા આવતા. ખેડૂતનો દીકરો ઝાઝું ધાન્ય આપતો. કુંભારના દીકરા બાર મહિને મહેતાજીના છાપરા માટે નળિયાં આપતા અને વૈશ્યના દીકરા મહેતાજી માટે કપડાંલત્તાં ને મરીમસાલાની જોગવાઈ કરતા. ઉપરાંત વારતહેવારે કે શ્રાદ્ધસમચરીએ મહેતાજીને જમવાનાં તેડાં તો હોય જ. શ્રીમંતનો છોકરો વાજતે ગાજતે નિશાળે બેસવા આવે ત્યારે મહેતાજીને સારો તડાકો પડતો અને નિશાળિયાંને પણ 'ખાંડના ખડિયા ને ધાણીચણાં' મળતાં લહેર લહેર થઇ જતી. નવો બાળવિદ્યાર્થી સરસ્વતીને પ્રણામ કરી ગુરુના આશીર્વાદ માગતો અને ગુરુજી આશીર્વાદ આપતાં નવા શિષ્યની પાટી પર 'ભલે' લખાવતા. આજે એ પ્રાચીન રિવાજના અવશેષમાં નિશાળે મૂકતાં ગુરુવારનું મુહૂર્ત જોવા જેટલું રહ્યું છે.

## ૨૦૦ વર્ષ સંસ્કૃતિનો પ્રવાહ મંદ પડ્યો

મહેતાજીની આ નિશાળે આંક, લેખાં, નામું, પત્રવ્યવહાર, ચીઠ્ઠી–પત્ર, કરાર, દસ્તાવેજ, વગેરેનું વ્યવહારોપયોગી જ્ઞાન વૈશ્ય અને બ્રાહ્મણેતર કોમના વિદ્યાર્થીઓ મેળવી લેતા. બ્રાહ્મણક્ષત્રિયનાં બાળકો સંધ્યા, સારસ્વતસ્તોત્ર, અને થોડુંઘણું કર્મકાંડ તથા 'ટીપણું' જોતાં આવડે એટલું જ્યોતિષ જાણી સંતોષ માનતા. લોકો તરફથી ચાલતી આ સાચી લોકશાળાઓ હતી. એમને કશી વહીવટી દખલ કે કોઇનો અંકુશ નહોતો. થોડોક ઉત્સાહી વર્ગ ઉજ્જન, મિથિલા કે કાશી જઈ ઉચ્ચ અભ્યાસ કરતો; બાકી તો સાહિત્ય અને સંસ્કૃતિનો પ્રવાહ મંદ પડ્યો હતો. ઇ. સ. ૧૬૦૦થી ૧૮૦૦ના ગાળામાં જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો જ ઓછાં થઇ ગયાં હતાં. જીવનની સલામતી નહિ, પ્રજા અજ્ઞાન, વહેમ અને અનિષ્ટ સામાજિક રૂઢિઓમાં ડૂબવા માંડી હતી. ભાટચારણો અને કથાકારો જ્ઞાન અને ધર્મનો પ્રચાર કરવા રામાયણ મહાભારતમાંથી ભાવપૂર્ણ અને પ્રબોધક પ્રસંગોને કથામાં ગૂંથી નીતિ અને ધર્મના સંસ્કાર પ્રજા પર પાડવા પ્રયત્ન કરતા. વળી માત્ર જ્ઞાનની ઉપાસનામાં પડ્યા રહેનાર 'વેદિયા' પણ હતા અને પ્રેમાનંદે એવા પંડિત પુરાણીઓની ઠેકડી ઉડાવેલી એ વાત તો ખૂબ જાણીતી છે! અંગ્રેજોનો અમલ શરૂ થયો તે આગમચ અયોધ્યાના છપૈયા ગામના રહીશ સહજાનંદ સ્વામિએ



કલામય કાપડ માટે
'રૂસ્તમ'
અજોડ છે.
રૂસ્તમ
મીલ્સ લી.
દુધેશ્વર રોડ, અમદાવાદ
પ્રભાત

ગુજરાતમાં કાઠી, ધારાળા, રાજપૂત અને બીજી પછાત કોમોની રહેણીકરણી બદલી એમને સન્માર્ગે પ્રેરી હતી. અજ્ઞાન અને વહેમના એ જમાનામાં સહજાનંદનું કાર્ય પ્રચંડ અને ક્રાન્તિકારી હતું. એમના જ સ્થાપેલા સ્વામિનારાયણ સંપ્રદાયે આપણને બ્રહ્માનંદ, પ્રેમાનંદ, મુક્તાનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ જેવા પ્રતાપી ભક્તશિષ્યો અને કવિઓ આપેલા છે. તેમનું લખાણ નીતિતત્ત્વ અને ભક્તિભાવથી ઊભરાતું એટલે લોકો પર એમનો પ્રભાવ જબ્બર પડતો. શેલુકર સૂબાએ એમને ખૂબ કનડગત કરેલી પણ તેથી સ્વામિશ્રી સહજાનંદનું કાર્ય કંઇ અટકે એમ નહોતું.

## સરકારી નિશાળોનો આરંભ

આ સંજોગોમાં ઇ. સ. ૧૮૧૮માં અમદાવાદના ભદ્રના કિલ્લા ઉપર અંગ્રેજોનો યુનિયન જેક ફરક્યો. એમણે તો આ દેશમાં 'ઘોર અંધારું' જોયું. રાજ્ય કરવું હોય તો પ્રજા પણ જાગૃત તો જોઇએ જ ને? એમને થોડા કારકુનો, થોડાક અમલદારો પણ તૈયાર કરવા હતા. પણ અહીં તો 'વ્યવસ્થિત' પ્રાથમિક કેળવણીનાં ય ઠેકાણાં નહોતાં. કંપની સરકાર વીસે વર્ષે લંડનની પાર્લામેન્ટ સમક્ષ પટાની મુદત વધારવા જતી ત્યારે પોતે હિંદના વેપારમાંથી જે નફો મેળવે તેનો થોડો ભાગ એ દેશના લોકોની કેળવણી પાછળ ખરચવાનો આદેશ મળતો. પણ કંપની સરકારને તો વેપાર અને નફા સિવાય કશા તરફ ધ્યાન જ ક્યાં હતું? આખરે ઇ. સ. ૧૮૨૭માં બે સરકારી ગુજરાતી નિશાળો અહીં પહેલવહેલી મંગલાચરણ રૂપે ઉઘડી.

અમદાવાદની પ્રથમ વ્યવસ્થિત પ્રાથમિક શાળા તા. ૮ મી જાન્યુઆરી ૧૮૨૭ ને દિવસે ખૂલી અને તે અમદાવાદની નં. ૧ ની નિશાળ ગણાઈ. એ અમદાવાદ નં. ૧ ની શાળાનો વિકાસ થઇને આજે તે પાંચકૂવા ઈંગ્લીશ સીનેમા પાસે આવેલી શેઠ લાલભાઈ દલપતભાઇ મ્યુ. ખાડીઆ શાળા નં. ૧ તરીકે સુંદર રીતે ચાલી રહી છે. હાલ તેમાં ૫૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ૧૫ શિક્ષકો છે અને હેડમાસ્તર તરીકે શ્રી. મૂળશંકર પ્રાણશંકર જોશી છે. તે પછી વીસ વર્ષે બીજી બે સરકારી ગુજરાતી નિશાળો વધી! આ ૪ નિશાળોમાં થઇને તે વખતે માત્ર ૬૦૦ બાળકો ભણતાં.

ઈ. સ. ૧૮૫૩માં કંપનીને છેલ્લો ચાર્ટર કરી આપતાં બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સ વૂડે હિંદની કેળવણી અંગે એક ઐતિહાસિક ખરીતો હિંદી સરકારને લખી મોકલ્યો. ત્યારથી કેળવણી ખાતું કંપની પાસેથી ગયું અને કેળવણી માટે જુદું 'એજ્યુકેશનલ બોર્ડ' નીમવામાં આવ્યું. એ ખરીતામાં ઈલાકાનાં શહેરોમાં યુનિવર્સિટીઓ સ્થાપવી, શિક્ષકોને તાલીમ આપવાની ટ્રેનિંગ કોલેજો ઉઘાડવી, ચાલુ સરકારી નિશાળો અને કોલેજો નિભાવવી, નવી મિડલ સ્કૂલો ઉઘાડવી, અને ખાનગી શાળાઓને મદદરૂપે થતા ખર્ચ કરતાં વધુમાં વધુ અર્ધી ગ્રાન્ટ આપવી વગેરે બાબતો સૂચવવામાં આવી. પણ સરકારની કેળવણી વિષયક આ રીતિનીતિનો કશો સફળ અમલ થયો નહિ. માધ્યમિક શાળાઓ સરકારી સૂચનો પ્રમાણે ખાનગી સાહસોથી જ વધી અને પ્રાથમિક કેળવણીની જવાબદારી પણ દેશમાં સ્થાનિક સ્વરાજનો પાયો નંખાયા પછી મ્યુનિસિપાલિટીઓને શિરે આવી ત્યારથી બરોબર વ્યવસ્થિત વિકાસ પામી.

## ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો કીમતી ફાળો

અમદાવાદને સદ્ભાગ્યે છેક ઈ. સ. ૧૮૪૮ ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે ઉદારચરિત અને હિંદીઓ પ્રત્યે સાચા મમતવાળા એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે 'અધિક વધારનારી વિદ્યાના અભ્યાસની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની' 'હિંદને લાભ અને પ્રભુ જીસસ ક્રાઇસ્ટની કીર્તિમાં

વધારો કરવા' સ્થાપના કરી અને 'દ્વિજ દલપતરામે દિલથી આશિષ દીધી.' ગુજરાતમાં વ્યાપેલાં અજ્ઞાન, વહેમ, કુરિવાજો અને દરિદ્રતાનાં ઘોર અંધારાં ઉલેચવા ગુ. વ. સોસાયટીએ અનેક દિશામાં પ્રયત્નો આદરી દીધા. જ્યારે એક પણ સારી નિશાળ, પુસ્તકાલય, કે વર્તમાનપત્ર નહોતું ત્યારે સોસાયટીએ એ બધું એક સામટું શરૂ કર્યું. ઈ. સ. ૧૮૪૭ માં ૪ વ્યવસ્થિત શાળાઓ હતી તે પછી ઈ. સ. ૧૮૫૬ માં શ્રી. મગનલાલ વખતચંદ લખે છે: "આ શહેરમાં ગુજરાતી નિશાળો ૩૨ છે. તેમાં ૩૫૦૦ને આશરે છોકરાં ભણે છે. ઉપરાંત સરકારી ગુજરાતી નિશાળો ૪, તેમાં આશરે ૬૦૦ છોકરા છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની નિશાળ ૧ તેમાં ૯૨ છોકરા તથા ૧૮ છોડીઓ છે. એ પ્રમાણે ગુજરાતી નિશાળો ૩૮ છે. તથા એક અંગ્રેજી નિશાળ છે." શરૂઆતમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની નિશાળમાં છોકરાછોકરીઓ સાથે ભણતાં. પણ શહેરમાં બીજી સારી નિશાળો ચાલુ થતાં સોસાયટીએ ૧૮૫૬માં પોતાની નિશાળ બંધ કરી. પણ ઈ. સ. ૧૮૫૮માં શેઠ હઠીસિંહનાં પત્ની 'સખાવતે બહાદુર' શેઠાણી હરકુંવરના આશ્રય હેઠળ પહેલી કન્યાશાળા કાળુપુર ટંકશાળમાં સ્થપાઈ અને એને નિભાવવાનો તમામ ખર્ચ પોતે આપવાનો કહી એનો વહીવટ પાછળથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સોંપ્યો. આ વખતે છેક ૧૮૨૪ થી શરૂ થયેલી તુળજારામ સખારામની અંગ્રેજી શાળા તો ચાલતી જ હતી. અને બીજી માધ્યમિક શાળાઓ વધતી જતી હતી. એ જ અરસામાં (૧૮૫૨માં) શાહુકાર શેઠ મગનલાલ કરમચંદે રૂપીઆ વીસ હજાર ખરચીને સરકાર મારફતે રાયપુરમાં એક કન્યાશાળા સ્થાપી. આથી ઉચ્ચ ન્યાતોની છોકરીઓને શિક્ષણ મેળવવાની સગવડ મળી. આ કન્યાશાળા હજી પણ રાયપુરમાં સારી ચાલે છે. આ વખતે સરકારી અંગ્રેજી નિશાળ માત્ર એક જ હતી. તે પછી ઈ. સ. ૧૮૭૭–૭૮માં સરકારી નિશાળો કુલ ૨૩ થઈ, એમાં એક હાઈસ્કૂલ, ત્રણ એંગ્લો–વર્નાક્યુલર સ્કૂલ, નવ ગુજરાતી નિશાળો, (એમાં એક છોકરીઓ માટેની), ત્રણ ઉર્દૂ નિશાળો, અને ચાર રાત્રિશાળાઓ હતી, એક પુરુષની અને એક સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજ હતી. આ ઉપરાંત શ્રી. રત્નમણિરાવ 'ગુજરાતનું પાટનગર'માં લખે છે કે બીજી "ખાનગી શાળાઓ ૭ હતી. એમાં એક હાઈસ્કૂલ, એક એંગ્લો–વર્નાક્યુલર સ્કૂલ, બે છોકરાઓની ગુજરાતી નિશાળો, બે છોકરીઓની ગુજરાતી શાળાઓ હતી."

૧૮૭૭–૭૮માં કુલ ૨૫ સરકારી સંસ્થાઓમાં થઈને જ ૩૦૦૦ બાળકો શિક્ષણ લેતાં થયાં. અન્ય પંડ્યાજીની નિશાળો અને તેમાં ભણતાં બાળકોની સંખ્યા તો જુદી જ.

બાળકોને કેવી રીતે પદ્ધતિસર ભણાવવું તેની તાલીમ આપવા માટે અમદાવાદમાં ઈ. સ. ૧૮૫૫–૫૬ માં જોરદાર પ્રયત્નો શરૂ થયા. શહેરના આગેવાન ગૃહસ્થો શેઠ મગનભાઈ કરમચંદ અને શેઠાણી હરકુંવરબાના અથાગ પરિશ્રમ તેમ ઉઘરાણાંમાં પોતાનો પણ સક્રિય સાથ આપી સરકારે ઘીકાંટા પાસે શેઠ ડાહ્યાભાઈની વાડીમાં સૌ પ્રથમ નોરમલ સ્કૂલ (ટ્રેનિંગ કૉલેજ) ની સ્થાપના કરી. સરકારી હાઈસ્કૂલના તે વખતના હેડમાસ્તર મી. કર્ટીએ પણ તેમાં ઘણો જ પરિશ્રમ લીધો હતો.

## ટ્રેનિંગ કૉલેજ : મહીપતરામનું વિદેશગમન

૧૮૫૩ના ઈંગ્લાંડની સરકારના ખરીતાથી બોર્ડ ઓફ એજ્યુકેશન સ્થપાયું હતું તે પણ ૧૮૫૬માં બંધ પડ્યું, અને મુંબાઈ સરકારે એક જુદું કેળવણી ખાતું સ્થાપ્યું. મુંબાઈ ઇલાકામાં પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પર આ ખાતું દેખરેખ રાખતું. મોટાં શહેરોમાં હાઈસ્કૂલો નીકળવા લાગેલી. પણ પ્રાથમિક શિક્ષણ માટે સારા ટ્રેઈન્ડ–તાલીમ પામેલા–શિક્ષકોની મોટી ખોટ હતી. આ પરિસ્થિતિમાં તે વખતના કેળવણી ખાતાના વડાએ ખાતાના એકાદ બાહોશ શિક્ષકને ઈંગ્લાંડ મોકલવાનો વિચાર કર્યો. 'કરણઘેલો'ના કર્તા નંદશંકર ઉપર એમની નજર ઠરી–પણ એ વાત એમના

વૃદ્ધ પિતાને કહેતાં 'પિતાએ રોવા માંડ્યું અને હું તને વિખૂરો નહિ મૂકું" એમ કહ્યું એટલે નંદશંકરે ઇંગ્લાંડ જવાની અશક્તિ જાહેર કરી! આ વખતે હોપ વાંચનમાળાના કામકાજ અંગે 'બૂક કમિટી' ના સભ્ય મહીપતરામ રૂપરામ નીલકંઠ અમદાવાદ આવેલા. હોપસાહેબ ઘણી વાર ઇંગ્લાંડની નોરમલ સ્કૂલો વિશે મહીપતરામને વાત કરતા, અને કહેતા, "ત્યાંનો સુધારો અહીં આણવો જોઇએ." અને "તમારા ખર્ચનો બંદોબસ્ત હું કરીશ" કહીને મહીપતરામને ઇંગ્લાંડ જવા પ્રેરણા કરી. કેળવણીનો પ્રચાર વધેલો છતાં પરદેશગમનને જ્ઞાતિ સાંખી લે એવી પરિસ્થિતિ હજુ પેદા થઇ નહોતી. ન્યાત બહાર મૂકવાનો ત્રાસ એવો ભારે હતો કે ભલભલા વીર પુરુષો પણ હિંમત હારી બેસે. પણ મહીપતરામને સદ્‌ભાગ્યે તો 'અડગનિશ્ચયવાળાં અને પતિપરાયણ' પત્ની મળ્યાં હતાં. એટલે ૧૮૬૦ના માર્ચની ૨૭મી તારીખે પાર્વતીકુંવરે બંધાવેલું એક મહિનો ચાલે તેટલું ભાથું અને એક ઔદિચ્ય બ્રાહ્મણ લઇને મહીપતરામ ઇંગ્લાંડ ઉપડયા અને અનેક અવનવા અનુભવો લઇ આવ્યા. બાર બાર વર્ષ સુધી તો એમનાં "સગાં વહાલાં" અને નાત જોડે જમવા-જમાડવાનો તથા બીજો સંસાર વહેવાર બંધ રહ્યો. તથાપિ પાર્વતીકુંવર એટલાં દૃઢ મનનાં અને સમજુ હતાં કે એથી જરા પણ ખેદ કરતાં નહિ. ઉલટું મહીપતરામને તેઓ ધૈર્ય આપતાં. મહીપતરામ લખે છે. "એના છોકરાને કન્યા મળશે નહિ, દીકરીઓ અવતરશે તેને કોઇ લેશે નહિ, એનાં છોકરાં રઝળશે......પગથી માથા સુધી ઝાળ ઊઠે એવી બોલીથી, ગાળથી અને ભાણેજાંદિક સગાંનાં રડવાથી પણ આ સતીનું ધૈર્ય ચળ્યું નહિ." નાગરી જેવી શિષ્ટ નાતમાં જ જો આ પરિસ્થિતિ હતી તો બીજી પછાત કોમોનું તો કહેવું જ શું? વિલાયત જઇ આવ્યા પછી મહીપતરામને ઘણું વેઠવું પડેલું. વહુ પિયેરમાં પણ ન જઇ શકતી. કોઇ એમને ત્યાં નોકર ન રહેતું. મહીપતરામ સૂરતમાં બહાર નીકળતા ત્યારે લોકો એમને જોવા અને ઠેકડી કરવા બારી-બારણાંએ ડોકિયાં કરતાં અને આંગળીઓ કરી બોલતા, "આ વિલાયત જઈ આવ્યા! વાહ! જુવોને શીકલ તો વિલાયત જવા જેવી જ છે ને! જાણે વિલાયતી વાંદરું!" આ થતી આપણા કેળવણી લેવા જનારની ભૂંડી દશા.

પરંતુ કેળવણીની સંસ્થાઓ અને પદ્ધતિઓનો અભ્યાસ કરી તેઓ ત્યાંથી કાર્ય સિદ્ધ કરી ૧૮૬૧માં અમદાવાદ પાછા આવ્યા ત્યારે સરકારે તો તેમનું બહુમાન જ કર્યું—એ રીતે કે હજી સુધી કહેવાતા "નોરમલ ક્લાસ" નું નામ "ટ્રેનિંગ કોલેજ" રાખ્યું અને એ શિક્ષકોને તાલીમ આપવાની પહેલી ટ્રેનિંગ કોલેજના હેડ માસ્તર તરીકે સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠને જ નીમ્યા. સ્વ. કમળાશંકર પ્રાણશંકર પણ આ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષક હતા. આવા પ્રાણવાન શિક્ષકો મળવાથી ટ્રેનિંગ કોલેજ વિકાસ પામતી ગઇ. ત્યારપછી પાંચ વર્ષે ઇ. સ. ૧૮૬૮ માં મુંબઇના શેઠ પ્રેમચંદ રાયચંદે ટ્રેનિંગ કોલેજ બંધાવવા માટે ઉદાર મદદ આપી, તેમાં ઉમેરો કરી સરકારે હાલની રાયખડમાં આવેલી "પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ" નું વિશાળ મકાન બંધાવ્યું.

એ મકાનની અંદર હાલ પણ શેઠ પ્રેમચંદ રાયચંદ, રા. બ. મહીપતરામ રૂપરામ નીલકંઠ, ઇત્યાદિ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલોના ફોટા છે, એટલું જ નહિ પણ, પહેલું વર્ષ (ફર્સ્ટયર), બીજું વર્ષ (સેકન્ડયર) અને ત્રીજું વર્ષ (થર્ડયર) પૈકી છેક ઉપલા વર્ષમાં શિક્ષણ, ભાષા, ડ્રોઇંગ, સંગીત એ વિષયોમાં પહેલા નંબરે પાસ થનારાઓને દર વર્ષે અનુક્રમે હોપમેડલ અને કમળાશંકર પી. ત્રિવેદીનો સુવર્ણચંદ્રક (શિક્ષણ માટે), અંજારીઆ સુવર્ણચંદ્રક અને મહીપતરામ રૌપ્યચંદ્રક (ભાષા માટે) અને 'જાયસ પ્રાઇઝ' (સંગીત તેમજ ડ્રોઇંગ બંને માટે જુદું જુદું) અપાય છે. નીચા વર્ષમાં પહેલા નંબરે પાસ થનારને રા. ૧૭નું ચેટફીલ્ડ પ્રાઈઝ પણ અપાય છે.

સારાએ ગુજરાત તેમ ઇલાકાભરના ગુજરાતી શિક્ષકોની તાલીમના આ કેન્દ્રમાંથી હજારો શિક્ષકો તૈયાર થઇને બહાર પડ્યા છે, અને હજુ સુધીના પ્રજાઘડતરમાં તેમ તેને રાષ્ટ્રીય રંગે રંગવામાં તેમણે પૂરો ફાળો આપ્યો છે. હાલ એ સંસ્થાના પ્રિન્સિપાલ તરીકે શ્રી. ટી. એમ. ધોધારી છે. સ્ત્રીશિક્ષિકાઓને તાલીમ આપવા માટે ૧૮૭૦માં ફીમેલ નોરમલ સ્કૂલની સ્થાપના થઇ. ૧૮૭૪માં તે નામ બદલાઈને "ફીમેલ ટ્રેનિંગ કૉલેજ" રખાયું અને તેનાં પહેલાં લેડી સુપરીન્ટેન્ડન્ટ તરીકે એક યુરોપિયન બાઈ મીસ મીચલ નિમાયાં. મીસ મીચલ અને રા. રેવાશંકર અંબારામ ભટ્ટ એ બે શિક્ષકો અને માત્ર ૬ શિક્ષિકા–વિદ્યાર્થિનીઓ એટલાથી એ ફીમેલ ટ્રેનિંગ કૉલેજની શરૂઆત કરવામાં આવી. તેનું મકાન તે વખતે લાખાપટેલની પોળના મોઢે મુન્શીના ડેલાવાળું રખાયું હતું.

શહેરના સુપ્રસિદ્ધ આગેવાન શેઠશ્રી બેચરદાસ અંબાઇદાસ લસ્કરીએ પોતાની પુત્રી મહાલક્ષ્મીના સ્મરણાર્થે ફીમેલ ટ્રેનિંગ કૉલેજનું મકાન બાંધવા સારી રકમની બક્ષિસ આપી. ૧૮૭૪માં એ મકાનનો પાયો નંખાયો, અને ૧૮૭૫ના જુલાઈમાં કૉલેજ હાલના "મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન" ના મકાનમાં ચાલુ થઇ. હાલ એ સંસ્થાનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ તરીકે મીસ પોલ છે.

અસલથી આ બન્ને ટ્રેનિંગ કૉલેજોનો વહીવટ સરકારને હસ્તક જ છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટી તરફથી પણ ૧૯૪૨માં 'અમદાવાદ મ્યુ. પ્રાયમરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ' સ્થાપવામાં આવી હતી. તેમાં પુરુષ, સ્ત્રી અને ઊર્દુ વિભાગના સંવાદી વર્ગો યોજવામાં આવ્યા હતા. આ કૉલેજ થોડા મહિના ચાલી અને ૧૯૪૨ના ઑગસ્ટમાં 'ચલે જાઓ' ની લડતના આંદોલન સમયે બંધ થઈ. મેનેજમેન્ટ કમિટીના સમયમાં તે ખૂલી નહિ પણ ૧૯૪૫માં પાછી શરૂ થઇ પણ માત્ર ઊર્દુ ટ્રેનિંગ સ્કૂલ તરીકે ચાલી રહી છે.

આ પછી ઇ. સ. ૧૮૮૨થી પ્રાથમિક કેળવણીનો વહીવટ સ્થાનિક મ્યુનિસિપાલિટીને શિરે આવી પડ્યો. તે પછી ઈ. સ. ૧૮૮૬માં આયરિશ પ્રેસબિટેરીઅન મિશને મિશન હાઇસ્કૂલ કાઢી.

ઇ. સ. ૧૮૮૬ પછી અંગ્રેજી નિશાળો વધવા માંડી. પણ એમ થવાને જે ભૂમિકા તૈયાર થવાની જરૂર હતી તેનું બયાન પણ રસિક છે. ઇ. સ. ૧૮૧૩માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને પટ્ટી કરી આપતી વખતે પાર્લામેન્ટરી કમિટીમાં એક સિદ્ધાંત ગ્રાહ્ય થયો કે હિંદીઓને કેળવણી આપવી એ સરકારનું કર્તવ્ય છે. તે પછી અનેક ચર્ચાઓને અંતે લૉર્ડ બેન્ટિકે એવો નિર્ણય આપ્યો કે હિંદીઓને યુરોપીય સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવું. પાર્લામેન્ટ તરફથી મુકરર થયેલું નાણું હિંદીઓને અંગ્રેજી કેળવણી આપવામાં ખર્ચવું. આથી અંગ્રેજીનો પ્રચાર વધ્યો. વળી રાજભાષા પણ અંગ્રેજી એટલે અંગ્રેજીનો અભ્યાસ આવશ્યક મનાવા લાગ્યો. પણ એ ભાષાથી મોટો વર્ગ જે વંચિત રહ્યો તે એમ માનતો કે શિક્ષિત વર્ગ અશિક્ષિત વર્ગને પોતાના જ્ઞાનનો લાભ આપશે– પણ તે આશા નિષ્ફળ ગઇ હતી. ઊલટું અંગ્રેજી શીખેલો વર્ગ જનસમુદાયથી અમુક રીતે અક્કડ અને અતડો થઇને રહ્યો ! સામાન્ય વર્ગને ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, તર્કશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, સંસ્કૃત વગેરે વિષયો અંગ્રેજીમાં શીખવા કઠિન થઇ પડ્યા– એટલે એ કેળવણીનો લાભ તો બહુ જ ઓછો લેવાયો. લોકોમાં એવી ઊહાપોહ ચાલી કે શિક્ષણનું માધ્યમ (medium of instruction) માતૃભાષા રાખવું. અહીં જે મિશનરીઓ આવતા તે પણ આ માતૃભાષાદ્વારા શિક્ષણના હિમાયતીઓ હતા. ભાષાસાહિત્યમાં કોશ અને વ્યાકરણ જેવા ગ્રંથો પહેલવહેલા તો આપણને એ મિશનરીઓએ જ આપ્યા છે. એ મિશનરીઓએ પણ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની વાતને ટેકો આપ્યો– પરંતુ દેશી ભાષાઓનું

સાહિત્ય નિર્માલ્ય અને વહેમપ્રચૂર છે એવી દલીલો આગળ કરી હિંદના વહીવટકર્તાઓમાંના એક મી. મેકોલેએ ઈ. સ. ૧૮૩૫ માં ઝેરી કેળવણીની પ્રથા ઘુસાડી દીધી. એનાં સારાં કરતાં વિશેષ માઠાં ફળ તો હજુ સુધી આપણે ચાખ્યાં છે અને હજ કયાં સુધી ચાખવાનાં બાકી છે એ કોણ જાણે! પણ અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ આપવાના એના દુરાગ્રહનાં કડવાં ફળ પણ છેક ૧૯૩૭ માં માધ્યમિક કેળવણીમાં માતૃભાષા દ્વારા શિક્ષણનો કાયદો થયો ત્યાં સુધી ભોગવ્યાં છે. આજે પણ કૉલેજને માટે શિક્ષણનું માધ્યમ શું રાખવું એ પ્રશ્ન ખૂબ ચર્ચાય છે અને પ્રાદેશિક ભાષાવાર વિશ્વવિદ્યાલયો થતાં તે ઉકેલાશે એવી આશા પડે છે. પણ અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણનું એક ઉઘાડું અનિષ્ટ કેળવણીનો અતિ અલ્પ ફેલાવો થયો તે છે અને તેમાંય તે વખતે મેકોલેએ જે શબ્દો ઉચ્ચાર્યા હતા કે આ અંગ્રેજી કેળવણી લેનાર હિંદીઓ "Indian in blood and colour, but English in tastes, in opinions, in morals, and in intellect" એ પણ પહેલાં ૮૦–૧૦૦ વરસમાં કયાં સાવ સાચા નથી પડ્યા?

આમ છતાં દેશી ભાષાઓનું સાહિત્ય ખીલવવા અને મેકોલેનું મહેણું ટાળવા હિંદીઓએ પ્રયત્નો કર્યા જ કર્યા છે. કેળવણીમાં જરૂરી પાઠ્યપુસ્તકોનો તો અહીં સદંતર અભાવ હતો. અરે છેક ઇ. સ. ૧૮૬૭માં સર જોસેફ વાન સોમરન ટેલરનું ગુજરાતી ભાષાનું વ્યાકરણ બહાર પડયું ત્યાં સુધી ગુજરાતીમાં બીજો વ્યાકરણ ગ્રંથ પણ નહોતો એ ઓછી આશ્ચર્યની અને દુઃખની વાત છે? ટેલરના વ્યાકરણ માટે મી. હાવર્ડે અને ગુ. વ. સોસાયટીએ દરેકે ટેલરને રૂ. ૫૦૦નું પારિતોષિક આપેલું. 'રાસમાળા'નું સંશોધન કરતાં ફોર્બસ સાહેબને ગુજરાતી ભાષાનાં બળ અને સંસ્કારિતાનો પૂરો ખ્યાલ આવી ગયો હતો. એટલે એક સારી ભાષા આમ અંધકારમાં દટાઇ ન રહે પણ એ ભાષાનું અને એના સાહિત્યનું સંવર્ધન થાય, શુદ્ધિ થાય અને ઉન્નતિ થાય એવી એમની હૃદયની ઇચ્છા હતી. અને એ જ હેતુ માટે એમણે વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી હતી. એટલે ગુજરાતીમાં પાઠ્યપુસ્તકોની આવશ્યકતા ઊભી થઇ ત્યારે અહીં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ એ કામ જેવું અને જેટલું આખા ગુજરાત માટે કર્યું છે તેવું અને તેટલું કદાચ બીજી કોઈ સંસ્થાએ નથી કર્યું એ અમદાવાદ માટે ખરેખર ગૌરવનો વિષય ગણાય. મુંબઇમાં 'હિંદ નિશાળ પુસ્તક મંડળી' હતી તે ગ્રંથો રચાવી, ભાષાંતર કરાવી બક્ષિસો આપતી. અહીં ગુ. વ. સોસાયટીએ એવું જ કાર્ય શરૂ કર્યું. ઇનામી નિબંધો લખાવવા માંડ્યા, અને સારાં અંગ્રેજી પુસ્તકોનાં ભાષાંતર તથા મૌલિક ગ્રંથો લખાવવાની પ્રેરણા કરી. પણ પાંચસો પાંચસો રૂપિયા આપતાં પણ સારાં ભાષાંતરો કરનાર આગળ આવતા નહિ. વળી પ્રેસની માથાકૂટ. શિલાપ્રેસો ચાલતાં. પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવાનું કામ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનું હતું. પણ ૧૮૫૩ના ચાર્લ્સ વૂડ સાહેબના ખરીતાથી કંપનીએ એ કામ બોર્ડ ઓફ એજ્યુકેશનને સોંપ્યું અને બોર્ડના પ્રમુખ તરીકે મી. થિયોડર સી. હોપ નિમાઇને આવ્યા. એમણે 'હોપ વાંચનમાળા'ઓ તૈયાર કરાવી. એમાં કવિ દલપતરામની સેવાઓ મુખ્ય હતી. આ વખતે ગદ્યમાં ઈતિહાસ–ભૂગોળનાં સામાન્ય પુસ્તકો સિવાય બીજું ગદ્ય પણ નહિ એટલે ગુ. વ. સોસાયટીએ ચાર શિલાપ્રેસો ખરીદી સરકારી પાઠ્ય પુસ્તકો સસ્તે દરે છાપી આપવાનું માથે લીધું. બીજી તરફ સોસાયટીએ "લોકોના વહેમ જાય, ને વિદ્યા ભણવા તરફ ચિત્ત લાગે, લોકોની આંખ્યો ઉઘડે, કે વિદ્યા તે શું છે, પથરા છે, ઢેખાળા છે, છે શું?" એ હેતુથી ૧૮૫૫માં 'બુધ્ધિપ્રકાશ' પખવાડિક શરૂ કર્યું. તે અગાઉ ગુ. વ. સો. નું 'વરતમાન' તો શરૂ થઇ જ ગયું હતું. લોકો વાંચન તરફ અભિમુખ થતા જતા હતા. એ 'બુધ્ધિપ્રકાશ'માં 'કુમારિલ ભટ્ટ પ્રબંધ' જેવા ગંભીર નિબંધોથી માંડી 'સ્મશાનમાં ઉકરડી નોંતરવા વિશે', 'મૂછાભાઇ દા ને પાણી,' ને છેવટે 'ટોપરાની શેવ' સુધીના

ક્ષેપો આવતા. વિજ્ઞાનમાં તો એવી ભૂંડી દશા હતી કે ' બુધ્ધિપ્રકાશ ' ના મુખપૃષ્ટ ઉપર ' જળયંત્ર બંબો ' નું ચિત્ર આવેલું અને લોકોને એ નવીન વસ્તુથી અચંબો થયેલો ! છતાં જનતા આવા અનેક પ્રયત્નોથી કેળવાયે જતી હતી. નિશાળની કેળવણી સાથે ભૂત, પિશાચ વગેરેના વહેમ કે ' ગળામાંથી શાળીગરામ કાઢવા વિષે ' ના જાદુની નવાઇ દૂર થવા લાગ્યાં હતાં. અમદાવાદમાં પુસ્તકાલયની ખોટ હતી તે પણ ગુ. વ. સોસાયટીએ પોતાની સ્થાપનાની શરૂઆતમાં જ ' નેટિવ લાયબ્રેરી ' શરૂ કરીને પૂરી હતી. એ જ લાયબ્રેરીનું ઇ. સ. ૧૮૫૮માં નગરશેઠ હીમાભાઇ વખતચંદે રૂા. ૭૦૦૦ આપ્યાથી ભદ્રમાં હીમાભાઇ ' ઇન્સ્ટીટયુટ ' થયું.

## મ્યુ. પ્રાથમિક કેળવણી : છેલ્લી પચ્ચીસી

અમદાવાદમાં વ્યવસ્થિત પ્રાથમિક કેળવણી આપતી પહેલી શાળાની શરૂઆત ઇ. સ. ૧૮૨૭ના જાન્યુઆરીની ૮મી તારીખે થઇ અને ત્યાર પછી ખાનગી પ્રાથમિક શાળાઓ વધી એ આપણે જોયું. ઇ. સ. ૧૮૮૨ સુધી આવી રીતે ખાનગી અને સરકારી પ્રયાસથી પ્રાથમિક કેળવણીનું કાર્ય ચાલ્યા બાદ અમદાવાદ મ્યુનિસિપાલિટીને તે કાર્ય સોંપવામાં આવ્યું અને અમદાવાદમાં પ્રાથમિક કેળવણી સુવ્યવસ્થિત થઇ વિકાસ પામવાનાં બીજ ત્યારે નંખાયાં.

ઇ. સ. ૧૮૮૨ થી ૧૯૨૨ સુધીનાં ૪૦ વર્ષોમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક કેળવણીની દિશામાં બહુ નોંધપાત્ર ગણાય તેવી પ્રગતિ કરી નહોતી, છતાં શહેરના વિકાસ અને કેળવણી આપતી શાળાઓના પદ્ધતિસરના સંચાલનને પ્રતાપે વિદ્યાર્થીઓની અને શાળાઓની સંખ્યા તો તે સમય દરમ્યાન ધીમે ધીમે વધી હતી. મ્યુનિસિપાલિટીને પ્રાથમિક કેળવણીનો વહીવટ સોંપાયો તેવામાં રા. બા. મહીપતરામ રૂપરામ નીલકંઠ અને પ્રો. આબાજી કાથવટે જેવા ચેરમેનોની રાહબરી હેઠળ એ તંત્ર સંગીન રીતે વિકાસ સાધતું હોવાના દાખલા મળે છે. પણ પ્રારંભિક સમયનો ચોક્કસ ખ્યાલ આપતા તેમજ આંકડા આપતા દસ્તાવેજો કે ફાઇલો ઉપલબ્ધ થયાં નથી. ૧૯૦૨ થી ૧૯૧૧ના ગાળામાં પ્રાથમિક કેળવણીની પદ્ધતિમાં ફેરફારો થઇ ગયા અને તે મ્યુ. એ સ્વીકાર્યા હતા. ૧૯૧૦–૧૧ માં ૫૮૦૦ વિદ્યાર્થીઓ મ્યુ. હસ્તક પ્રાથમિક શિક્ષણ લેતા હતા. ૧૯૧૪–૧૫ માં ૪૧ પ્રાથમિક શાળાઓમાં ૭૮૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા. આ બધા સમય દરમ્યાન પ્રાથમિક કેળવણીનું તંત્ર એક સ્કૂલ્સ કમિટીને હસ્તક હતું.

આને સુવ્યવસ્થિત બનાવવાના હેતુથી અમદાવાદ મ્યુ. એ ઇ. સ. ૧૯૨૦માં "પ્રાથમિક શાળાઓના સુપરીન્ટેન્ડન્ટ" ની એક નવી જગા કાઢી અને ૩૦ મી જુન ૧૯૨૦ ના રોજ સરકારી ડેપ્યુટી તરીકે કાર્ય કરતા શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ "સ્કૂલ કમિટીના સેક્રેટરી અને પ્રાથમિક શાળાઓના સુપરીન્ટેન્ડન્ટ" તરીકે ચાર્જ લીધો.

૧૯૨૦–૨૧માં ૮૭૭૬ વિદ્યાર્થીઓ મ્યુ. પ્રાથમિક શાળાઓમાં ભણતા હતા. તે વખતે દેશભરમાં અસહકારનો જુવાળ પુરજોસમાં ચડ્યો. અમદાવાદ મ્યુ.એ બહુમતીથી ઠરાવ કર્યો કે કેળવણીની બાબતમાં સરકાર તરફથી મળતી નાણાંની ગ્રાન્ટનો અસ્વીકાર કરવો. મ્યુ.ની શાળાઓનું ઇન્સ્પેક્શન સરકારી કેળવણી ખાતાના અમલદારોને કરવા દેવું નહિ, અને અમદાવાદ મ્યુ. ની શાળાઓના શિક્ષકોને સરકારી કેળવણી ખાતાના કાબૂમાંથી મુક્ત કરી તેમને સંપૂર્ણ રીતે મ્યુ.ના આશ્રિત નોકરો બનાવવા. સરકાર અને મ્યુ. વચ્ચે આ બાબત બહુ ઘાંચુ ચાલ્યું અને એનું પરિણામ એ



હાથી છાપ
GUARANTEED FI
TOUCH 100
5
TOLAS
ELEPHANT
M/S KIRTILAL JESINGLAL & Co
BOMBAY
૧ તોલાની
૧૦૦ ટચની
ચોરસ
લગડીઓ
તૈયાર મળશે
૫ તોલાની
૧૦૦ ટચની
ચોરસ
લગડીઓ
તૈયાર મળશે
૧ થી ૫ તોલા સુધીની
શુધ્ધ સોનાની લગડીઓ
ચોકસી
કીરતિલાલ જેસીંગલાલ એન્ડ કું.

આવ્યું કે ૯ મી ફેબ્રુઆરી ૧૯૨૨ થી મ્યુ. ને સરકારે બરતરફ કરી. અને રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠના પ્રમુખપદે કમિટી ઓફ મેનેજમેન્ટ નિમાઇ.

આ સમયે અમદાવાદ મ્યુ. માં રાષ્ટ્રવાદી તત્ત્વોનું જોર જામતું જતું હતું, અને મ્યુ. બરતરફ થતાં રાષ્ટ્રવાદીઓને પ્રજાની શકિતનો પરચો સરકારને બતાવવાની તક મળી. શ્રી. વલ્લભભાઇ પટેલની આગેવાની હેઠળ શ્રી. બળવંતરાય ઠાકોર અને બીજા સહકાર્યકરોએ પ્રજાકીય કેળવણી મંડળ સ્થાપી સંખ્યાબંધ પ્રાયમિક શાળાઓ લત્તે લત્તે ઉઘાડી દીધી અને સરકાર પાસેથી એક પાઇ પણ લીધા વિના પ્રજાના સહકાર અને નાણાંકીય મદદથી સ્વતંત્ર રાષ્ટ્રીય કેળવણી આપવી શરૂ કરી. મ્યુ.ની શાળાઓના ૨૦૦ જેટલા શિક્ષકો એમાં જોડાઇ ગયા અને મ્યુ. ની બરતરફી પહેલાં મ્યુ. શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦૦૦૦ ની થઇ હતી તે ઘટીને ૨૨૦૦ની થઇ ગઈ. શહેરની પ્રજાનો વિશ્વાસ ધરાવતા પ્રજાકીય કેળવણી મંડળનો ૧॥ થી ૨ લાખ રૂપિયાનો ખર્ચ પ્રજા પૂરો કરી આપતી.

પ્રાથમિક શાળાઓના મ્યુ. સુપરીન્ટેન્ડન્ટ તરીકે કામ કામ કરતા શ્રી. પ્રાણલાલ કી. દેસાઇને સરકારે મુંબઇની એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં નીમ્યા. આ પ્રસંગ કટોકટીનો હતો. પૈસા કે પ્રતિષ્ઠા બેમાંથી એકની પસંદગી કરવાની હતી. રાષ્ટ્રપ્રેમથી રંગાએલા શ્રી. પી. કે. દેસાઇએ તરત જ નિશ્ચય કરી ૧૯૦૪થી હજુ સુધીની લાંબી સરકારી નોકરીને તિલાંજલિ આપી દીધી અને કાયમને માટે સ્થાનિક સ્વરાજ્યની સેવાને સ્વીકારી લીધી.

પ્રજાકીય કેળવણી મંડળમાં શ્રી. અંબાલાલ માણેકલાલ મહેતા તેના સુપરીન્ટેન્ડન્ટ તરીકે કાર્ય કરતા હતા.

આટલા વિહંગાવલોકન પછી ૧૯૨૨ થી ૧૯૪૭નાં પચીસ વર્ષો પર પથરાયેલા મ્યુ. પ્રાથમિક શિક્ષણના જ્વલંત વિકાસ ઉપર કંઇક વિગતે નજર નાખીએ. આ પચ્ચીસીમાં શાળાઓની સંખ્યા ૩॥ ગણી થઇ છે, વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ ૮ ગણી, શિક્ષકોની સંખ્યા લગભગ ૫ ગણી અને ખર્ચનું પ્રમાણ મોંઘવારી ભથ્થાને લીધે લગભગ ૧૨ ગણું થયું છે.

**૧૯૨૨–૨૩ માં** ૬૨ શાળાઓ હતી. અને તેમાં ૨૬૫ શિક્ષકો હતા. એમાંની ૧૪ શાળાઓ માટે જ મ્યુ. મકાનો હતાં.

તા. ૧–૧૦–૨૨ થી સરકારની મંજૂરીથી મ્યુ. શાળાઓમાંથી ફી કાઢી નાખવામાં આવી. તા. ૧–૧૨–૨૨ થી પાણીનો અર્ધો આનો પણ કાઢી નાખવામાં આવ્યો.

આ વર્ષમાં ૧૮૧ શિક્ષકો રાજીનામાં આપીને પ્રજાકીય કેળવણી મંડળમાં ગયા હતા. એટલે એમની ખાલી પડેલી તેમજ બીજી મળી કુલ ૧૮૭ જગાઓ સ્કૂલકમિટીએ કમી કરી.

પ્રથમ ૧૦૦૦૦ બાળકો મ્યુ. શાળાઓમાં ભણતા હતા તે ઘટીને એકદમ ૨૨૦૦ થઇ ગયા. પણ શાળાઓના શિક્ષકોને બાળકો ઉઘરાવી લાવવાનું દબાણ થતું હોવાથી વર્ષને અંતે નીચલા વર્ણના બાળકોની ભરતીથી એ સંખ્યા ૫૨૦૦ ની થઇ. કુલ ખર્ચ રૂા. ૧૮૨,૭૨૫ થયો.

**૧૯૨૩–૨૪ :** ડા. પ્રાંજપેના પ્રયાસથી ઇ. સ. ૧૯૨૩ માં પ્રાથમિક કેળવણીનો નવો કાયદો મુંબઇની ધારાસભામાં પસાર થયો. આથી પ્રાથમિક કેળવણી જે હજુ સુધી સરકાર હસ્તક હતી તે લોકલબોર્ડો અને મ્યુનિસિપાલિટીઓને સોંપી દેવાનું ઠરાવવામાં આવ્યું.

આ વર્ષમાં શહેરમાં ૬૩ શાળાઓ, ૨૯૫ શિક્ષકો અને ૬૫૨૬ વિદ્યાર્થીઓ હતા. કમિટી ઓફ મેનેજમેન્ટ જે નવા શિક્ષકોને એકદમ કાયમ કરી દીધા હતા તેમને ઠરાવ કરી પાછા હંગામી બનાવી દેવામાં આવ્યા.

તા. ૮-૨-૨૪ થી કમિટી ઓફ મેનેજમેન્ટ ઊઠી ગઈ અને તા. ૯-૨-૨૪ થી નવી સ્કૂલબોર્ડ અસ્તિત્વમાં આવી. તેમાં ચેરમેન તરીકે શ્રી. બળવંતરાય પ. ઠાકોર ચુંટાયા.

સરકારે શાળાઓનાં મકાનો માટે રૂા. ૪ લાખની ગ્રાન્ટ આપેલી. મ્યુ.એ પણ આ વર્ષથી દરવર્ષે મ્યુ. શાળાઓનાં મકાનો માટે રૂા. ૧ લાખ અલગ કાઢવા માંડયા. વર્ષનો કુલ ખર્ચ રૂા. ૨,૨૩,૯૫૮ થયો.

**૧૯૨૪-૨૫ :** આ વર્ષે સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુ. પ્રમુખ તરીકે હતા.

પ્રજાકીય કેળવણી મંડળની શાળાઓ અને શિક્ષકોને મ્યુ.માં ભેળવી દેવાયાં તેથી વર્ષને અંતે શાળાઓની સંખ્યા ૮૯ અને શિક્ષકોની ૫૯૯ થઈ. આ મંડળની ૪૪ શાળાઓને તા. ૧૬-૯-૨૪થી મ્યુ.માં લઇ લેવાયાથી લત્તાઓમાં બેવડાઈ જતી શાળાઓ કાઢી નાખવામાં આવી. વિદ્યાર્થીઓની સંખ્યા ૧૪૫૦૯ પર પહોંચી.

પ્ર. કે. મંડળની શાળાઓ અને શિક્ષકો સંબંધી સરકાર સાથે સંતોષકારક સમાધાન થયું. મ્યુ.માંથી પ્ર. કે. મંડળમાં ગયેલા શિક્ષકોની વચલી મુદત પગાર કપાતે રજા તરીકે ગણાઈ. આ વર્ષમાં કન્યાશાળાઓમાં કાંતણકામ દાખલ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો. તે માટે કેટલાક શિક્ષકોને પ્રથમથી તાલીમ આપવામાં આવી.

મ્યુ. વિદ્યાર્થીઓ માટે શારીરિક કેળવણી અંગે આ વર્ષમાં એક પેટા સમિતિ પહેલીવાર નિમાઇ હતી. આ વર્ષમાં કુલ ખર્ચ રૂા. ૩,૯૧,૭૪૮ ખર્ચ થયું હતું. તેમા રૂા. ૧,૯૭,૧૨૧ સરકારી ગ્રાન્ટના અને રૂા. ૧૬૦૦ લો. બો. ની ગ્રાન્ટના મળ્યા હતા.

**૧૯૨૫-૨૬ :** હજુ સુધી પ્રાથમિક કેળવણીનું તંત્ર ૧૯૦૧ના ડિસ્ટ્રીક્ટ મ્યુ. એકટ મુજબ ચાલતું હતું. તેનું આ છેલ્લું વર્ષ હતું. હવે આ વર્ષથી ડો. પ્રાંજપેના ૧૯૨૩ના પ્રાયમરી એકટ મુજબની લગભગ મ્યુ. ની સ્વતંત્ર સત્તાઓવાળું નવું સ્કૂલ બોર્ડ અસ્તિત્વમાં આવ્યું.

તા. ૧-૪-૨૫ના રોજ આ કાયદા મુજબ નવું સ્કૂલબોર્ડ ચુંટાયું. તેમાં ચેરમેન તરીકે શ્રી. બળવંતરાય પ. ઠાકોર અને વાઇસ ચેરમેન તરીકે શ્રી. કાળીદાસ જશકરણ ઝવેરી ચુંટાયા. કુલ ૧૧ સભ્યોવાળા આ સ્કૂલબોર્ડમાં ૨ સભ્યો સરકારે નીમેલા હતા. નવા કાયદા મુજબ "પ્રાથમિક શાળાઓના સુપરીન્ટેન્ડન્ટ" નો હોદ્દો બદલાઇને "એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર" થયો અને એ મુજબ શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ પહેલા એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર થયા.

આ વર્ષમાં શાળાઓ ૯૦, શિક્ષકો ૬૦૪ અને વિદ્યાર્થીઓ ૧૪૯૨૬ હતા. કુલ ખર્ચ રૂા. ૪,૩૦,૬૯૬ થયું.

સ્કૂલબોર્ડે અમદાવાદ શહેરમાં મફત ફરજિયાત પ્રા. શિક્ષણ દાખલ કરવા માટેનો ઠરાવ કરી તેની વિગતો વગેરે મંજૂરી માટે ૭-૭-૨૫ના દિવસે મોકલી આપી. આ કાર્ય ૧૯૨૬ના એપ્રિલથી શરૂ કરવાનો સ્કૂલબોર્ડનો ઇરાદો હતો. પણ ત્યાં સુધીમાં સરકારની મંજૂરી જ આવી નહિ. આની મંજૂરી ૧૯૪૨ સુધી આવી નહોતી એ હકીકત જૂની સરકારની શિક્ષણનીતિ પર સરસ પ્રકાશ પાડે છે. ૧૯૨૪માં પેન્શન અને પ્રોવીડન્ટફંડની યોજના મોકલેલી તેની મંજૂરી પણ સરકાર તરફથી હજુ સુધી આવી ન હતી.

આ વર્ષ દરમ્યાન પ્રા. કેળવણી મંડળને એના વર્ષ દરમ્યાનના ખર્ચની રૂા. ૧,૫૦,૦૦૦ ગ્રાન્ટ આપવામાં આવી હતી.

**૧૯૨૬-૨૭ :** શાળાઓ કે શિક્ષકોની સંખ્યામાં નોંધપાત્ર ફેરફાર ન થયો પણ વિદ્યાર્થીઓ ૧૫૧૫૫ થયાં.

અમદાવાદ નં. ૧ તરીકે ઓળખાતી તા. ૧-૧-૧૮૨૭ ના રોજ સ્થપાએલી મ્યુ. ખાડીઆ શાળા નં. ૧ નું મકાન શ્રી. કસ્તુરભાઈ તથા તેમના બે ભાઈઓએ તેમના સ્વ. પિતાશ્રી લાલભાઇ દલપતભાઈના સ્મરણાર્થે રૂા. ૫૪૫૦૦ ખર્ચી બંધાવેલું તે આ વર્ષમાં ખુલ્લું મુકાયું. એ વખતે એ શાળામાં શ્રી. છોટાલાલ હઠીસીંગ શાહ હેડમાસ્તર હતા. શારીરિક કેળવણી અંગેની પેટા સમિતિની ભલામણોને અનુસરી શ્રી. જે. વી. પુરાણી અને શ્રી. કે. એન. પાઠકને કવાયત અને વ્યાયામશિક્ષકો તરીકેની તાલીમ મ્યુ. શિક્ષકોને આપવા માટે ૬ માસ માટે નીમવામાં આવ્યા.

પહેલી જ વખત મ્યુ. શાળાના વિદ્યાર્થીઓની રમતગમતોની હરીફાઇઓ ૧૩ મી માર્ચ ૧૯૨૭ ના રોજ યોજાઈ.

હેડમાસ્તરો અને પહેલા આસિ. શિક્ષકોને હાજરી એલાવન્સ મળે તેવી પક્ષાપક્ષીની સરકારી પગારની યોજના નાપસંદ કરી તેને બદલે મ્યુ. એ નીચે મુજબની ગ્રેડોવાળી પગાર-યોજના સરકારી મંજૂરી માટે મોકલી હતી.

અનટ્રેઇન્ડ ૨૫—½—૩૫;
પહેલું વર્ષ ૩૦—½—૩૫—૧—૫૦;
બીજું વર્ષ ૩૫—૧—૫૫—૨—૬૫;
ત્રીજું વર્ષ ૪૦—૧—૫૦—૨—૮૦;

આ યોજના ઘડવામાં મ્યુ. પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ, સ્કૂલબોર્ડના ચેરમેન સ્વ. બલુભાઇ ઠાકોર અને શ્રી. પ્રાણલાલ કી. દેસાઇનો મુખ્ય ફાળો હતો.

આખરે એ યોજના મંજૂર થઇને આવી. અને પાછલી પૂરેપૂરી સર્વીસના વધારા ઉમેરતાં જે પગાર થાય તે પગારથી દરેક શિક્ષકને નવી ગ્રેડમાં મૂકી ૧ લી માર્ચ ૧૯૨૩ થી આ યોજનાનો અમલ કરવાની મંજૂરી આવી.

કુલ ખર્ચ રૂા. ૫,૫૫,૬૫૦ થયું. તેમાં રૂા. ૧,૯૩,૧૩૯ સરકારી ગ્રાન્ટના અને રૂા. ૧૬૦૦ લો. બો. ની ગ્રાન્ટના મળ્યા. વર્ષ દરમિયાન રૂા. ૭૫૦૦૦ મ્યુ. શાળાઓનાં બાંધકામ પાછળ ખર્ચાયા.

ભાઈશંકર નાનાભાઇ લાયબ્રેરી અને દાદાભાઇ નવરોજી લાયબ્રેરી એ બંનેનો સ્વતંત્ર વહીવટ આ વર્ષથી સ્કૂલબોર્ડે સંભાળી લીધો, જે હજુ પણ ચાલુ છે.

**૧૯૨૭—૨૮ :** શાળાઓ ૯૨, શિક્ષકો ૬૧૩ અને વિદ્યાર્થીઓ ૧૬૧૯૧ હતા. મ્યુ.ની માલિકીનાં શાળાનાં મકાનો ૧૮ હતાં. કુલ ખર્ચ રૂા. ૫,૯૩,૭૭૪ થયું હતું. તેમાં રૂા. ૧,૮૭,૧૦૦ સરકારી ગ્રાન્ટના અને રૂા. ૧૫૬૫ લોકલ બોર્ડની ગ્રાન્ટના મળ્યા.

૨૭-૧-૨૮ના રોજ નવી સ્કૂલબોર્ડ ચુંટાઇ. શ્રી. બળવંતરાય પ. ઠાકોર ફરીથી ચેરમેન તરીકે અને લેડી વિદ્યાગૌરી નીલકંઠ વાઇસ ચેરમેન તરીકે ચુંટાયાં.

અતિવૃષ્ટિને લીધે ૧ મ્યુ. શાળાનું મકાન અને ૧૨ થી વધુ મ્યુ. શાળાનાં ભાડાનાં મકાનો પડી ગયાં. જેથી બીજી વ્યવસ્થા થાય ત્યાંસુધીને માટે પહેલી જ વખત શીફ્ટ સીસ્ટમ દાખલ કરવામાં આવી અને જે શાળાઓનાં મકાનો સુરક્ષિત હતાં તેમાં એ શીફ્ટની વ્યવસ્થા કરવામાં આવી.

**૧૯૨૮—૨૯ :** શાળાઓ ૯૬, શિક્ષકો ૬૧૪ અને વિદ્યાર્થીઓ ૧૬૯૮૪ હતા. કુલ ખર્ચ રૂા. ૪,૯૨,૨૬૭ આવ્યું. તેમાં ૨,૭૨,૪૯૫ રૂા. સરકારી ગ્રાન્ટના અને રૂા. ૧૭૦૧ લો. બોર્ડની ગ્રાન્ટના મળ્યા. વસતીના પ્રમાણમાં એકંદરે કેળવણીનું પ્રમાણ ૬.૨ ટકા હતું. મુસ્લિમ વસતીના પ્રમાણમાં તેમનું એ પ્રમાણ ૭.૨ ટકા હતું.

પહેલી જ વખત આ વર્ષથી મ્યુ. શાળાઓના વિદ્યાર્થીઓની શારીરિક તપાસનું કાર્ય શરૂ કરવામાં આવ્યું. શ્રી. લક્ષ્મીશંકર શાસ્ત્રી, મીસ આઈઝેક અને શ્રી. હરિલાલ રાવલને રૂા. ૭૫ ) ના ઓનરેરિયમથી મ્યુ. ડૉકટરો તરીકે લેવામાં આવ્યા. પહેલી જ વાર મ્યુ. શાળાઓમાં અંગ્રેજી શિક્ષણના વર્ગો શરૂ કરવાની પ્રથા દાખલ થઇ, અને ૩ મ્યુ. શાળાઓમાં આવા અંગ્રેજી વર્ગો શરૂ કરવામાં આવ્યા.

**૧૯૨૯–૩૦ :** શાળાઓ ૧૦૧, શિક્ષકો ૬૫૬ અને વિદ્યાર્થીઓ ૧૭૯૫૮.હતા. કુલ ખર્ચ રૂા. ૫,૩૪,૦૮૭ થયું. તેમાં સરકારી ગ્રાન્ટ રૂા. ૨,૫૨,૧૦૨ મળી અને લો. બોર્ડની ગ્રાન્ટ રૂા. ૧૬૧૭ મળી. પ્રાથમિક શિક્ષકો, પાણી પાનાર, તેડાગરો, સીવણ શિક્ષિકાઓ, સંગીત શિક્ષકો ઈત્યાદિના "શિક્ષકપગાર"-ના ખર્ચના રૂા. ૨,૯૫,૬૭૦ થયા હતા.

શહેરની વસતીના પ્રમાણમાં મુસ્લિમ વસતી ૧૯ ટકા હતી. પણ ભણતાં બાળકોમાં મુસ્લિમ વિદ્યાર્થીઓનું પ્રમાણ ૨૭.૭ ટકા હતું.

આ વર્ષે વધુ ૫ મ્યુ. કન્યાશાળાઓમાં અંગ્રેજી શિક્ષણ શરૂ કરવામાં આવ્યું હતું.

**૧૯૩૦–૩૧ :** શાળાઓ ૧૦૮, શિક્ષકો ૬૯૦, અને વિદ્યાર્થીઓ ૧૯૫૫૭ થયા. કુલ ખર્ચ રૂા. ૬,૧૧,૪૧૮ થયું. તેમાં રૂા. ૩,૧૪,૩૯૩ શિક્ષકપગારનું ખર્ચ થયું. સરકારી ગ્રાન્ટ રૂા. ૧,૭૪,૫૧૨ અને લો. બો. ગ્રાન્ટ રૂા. ૧૭૪૮ મળી.

મ્યુ. તરફથી ગ્રાન્ટ લેતી શાળાઓમાં ૩૦૦૦ અને મજૂર શાળાઓમાં ૨૦૦૦ મળી કુલ અમદાવાદમાં ૨૫૦૦૦ બાળકો પ્રાથમિક શિક્ષણનો લાભ લેતાં હતાં. ખરી રીતે વસતીના પ્રમાણમાં ૪૦૦૦૦ વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાઓમાં ભણતા હોવા જોઇએ.

૧ લી ઓકટોબર ૧૯૩૦ ના રોજ શ્રી. સરલાદેવી અંબાલાલ સારાભાઇના હસ્તે મ્યુનિસિપલ ગર્લ્સ હાઇસ્કૂલ ખુલ્લી મૂકવામાં આવી. તેમાં પહેલાં ઓનરરી લેડી સુપરીન્ટેન્ડન્ટ તરીકે લેડી વિદ્યાગૌરી નીલકંઠે થોડો સમય કામ કર્યું હતું.

૧ લી ડીસેમ્બર ૧૯૩૦ ના દિવસે શ્રી. તારાબેન મોડકના હસ્તે મ્યુનિસિપલ બાલમંદિર ખુલ્લું મુકાયું. એ બાલમંદિરનાં પહેલાં આચાર્ય તરીકે શ્રી. મણિબેન હરનારાયણ મુકાયાં.

રાજકીય નેતાઓની ધરપકડને લીધે મ્યુનિસિપલ શાળાઓ ૧૦ દિવસ બંધ રહી. તેથી સરકારે સ્કૂલબોર્ડને મળતી ગ્રાન્ટ બંધ કરી સજા કરી.

ચેરમેન શ્રી. બલુભાઇ ઠાકોર જેલમાં હોઇ પૂરતી હાજરીના અભાવે 'ડીસક્વોલીફાય' થવાથી તેમની જગાએ માર્ચ-એપ્રિલ ૧૯૩૧ માં ચેરમેન તરીકે લેડી વિદ્યાગૌરી નીલકંઠ ચુંટાયાં હતાં.

**૧૯૩૧–૩૨ :** ચેરમેન તરીકે લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને વાઇસ ચેરમેન તરીકે શ્રી. રમણિકલાલ કૃષ્ણલાલ શેરદલાલ હતા. શાળાઓ ૧૧૧, શિક્ષકો ૭૨૧ અને વિદ્યાર્થીઓ ૨૦૯૫૯ હતા. કુલ ખર્ચ રૂા. ૫,૩૩,૫૧૧ થયો. તેમાંથી લોકલબોર્ડની ગ્રાન્ટના માત્ર રૂા. ૧૭૧૨ મળ્યા હતા. સરકારી ગ્રાન્ટ આ વર્ષમાં અટકેલી હોવાથી બધું ખર્ચ મ્યુ. એ જ કરવું પડ્યું હતું. તેમાં શિક્ષકપગારનું ખર્ચ રૂા. ૩,૨૪,૧૩૫ થયું હતું.

૧૫૭૪૩ છોકરાંની શારીરિક તપાસ થઇ હતી. તેમાં ૭૧૭૭ બાળકો તદ્દન તંદુરસ્ત અને સ્વચ્છ માલમ પડ્યાં, બાકીનાંની કંઈ કંઇ અપૂર્ણતાઓ હતી તે સંબંધી વાલીઓને ખબર આપવામાં આવી.

**૧૯૩૨–૩૩ :** શાળાઓ ૧૧૯, શિક્ષકો ૭૬૩ અને વિદ્યાર્થીઓ ૨૨૬૬૮ હતા. ૧૯૩૧ની વસતીગણતરી મુજબ શહેરની વસતી ૨,૭૦,૭૭૫ ને બદલે વધીને ૩,૮૨,૭૬૮ થઇ. જેથી બાળકોની સંખ્યા વધવા છતાં આ વર્ષે માત્ર ૫.૯ ટકા પ્રમાણ આવ્યું. કુલ ખર્ચ રૂા. ૫,૬૨,૪૮૫ થયું. તેમાં લો.

બોર્ડની ગ્રાન્ટના રૂા. ૨૩૭૩ મળ્યા. સરકારી ગ્રાન્ટ આ વર્ષે પણ મળી નહોતી. ૧૩મી ડીસેમ્બર '૩૨ થી ૨૦મી ડીસેમ્બર '૩૨ સુધી અમદાવાદ મ્યુનિસિપલ પ્રાથમિક શિક્ષકમંડળ તરફથી એક કેળવણી સપ્તાહ ઊજવવામાં આવ્યું અને મ્યુ. ખાડીઆ શાળા નં. ૬ માં એક નમૂનેદાર કેળવણી પ્રદર્શન પણ ભરવામાં આવ્યું.

**૧૯૩૩–૩૪ :** શ્રી. ગટુભાઈ ગોપીલાલ ધ્રુવે રાજીનામું આપ્યું ને તેમની જગાએ જેલમાંથી છૂટી આવેલા શ્રી. બળવંતરાય પ. ઠાકોર સ્કૂલબોર્ડમાં ચુંટાયા.

શાળાઓ ૧૨૦, શિક્ષકો ૮૦૦ અને વિદ્યાર્થીઓ ૨૩૫૫૦ હતા.

કુલ ખર્ચ રૂા. ૬,૧૬,૭૫૪ આવ્યું તેમાં શિક્ષકપગારનું ખર્ચ રૂા. ૩,૬૫,૫૬૯ સુધી પહોંચ્યું. આ વર્ષે પણ સરકારી ગ્રાન્ટ મળી નહતી.

મ્યુ. શિક્ષકોના પેન્શનની યોજના મંજૂરી માટે મોકલેલી તેનો સને ૧૯૨૫ થી અમલ કરવાની મંજૂરી સરકારે આપી. મ્યુ. પ્રમુખ તરીકે પણ આ વર્ષે શ્રી. બલુભાઇ ઠાકોર ચુંટાયા હતા.

મેનીનજાઇટીસને લીધે માર્ચ–એપ્રિલમાં ૧॥ માસ સુધી શાળાઓ બંધ રહી.

**૧૯૩૪–૩૫ :** શાળાઓ ૧૩૫, શિક્ષકો ૮૫૦ અને વિદ્યાર્થીઓ ૨૫૨૫૩ હતા. કુલ ખર્ચ રૂા. ૬,૧૯,૪૯૮ આવ્યું. સરકારી ગ્રાન્ટ મળી નહતી. શિક્ષકપગારના રૂા. ૩,૯૧,૩૦૨ થયા.

આ યાદગાર વર્ષમાં અમદાવાદ મ્યુ. ની શતાબ્દિ પૂરભભકાથી ઊજવવામાં આવી. "રૂડી શતાબ્દિ ઊજવાય, મ્યુનિસિપાલિટીની" ગાતાં ગાતાં પ્રાથમિક શાળાઓનાં ૨૫૦૦૦ બાળકો પોતપોતાની શાળાઓના વાવટા અને શિક્ષકો સાથે શહેર ગજાવતાં ગજાવતાં સાબરમતીની રેતીમાં આવી ગોઠવાયાં. મ્યુ. પ્રમુખ શ્રી. બળવંતરાય પ. ઠાકોરે તેમને સંબોધી પ્રેરક પ્રવચન કર્યું. કાર્યક્રમ પત્યા પછી એ જ રીતે બાળકો શાળાઓમાં પાછાં આવ્યાં ને ત્યાં મીઠાઇઓ વહેંચાઇ.

સ્કૂલબોર્ડના એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ અને ગુ. વ. સોસાઈટીના આસિ. સેક્રેટરી શ્રી. હરિલાલ પારેખને એક સ્મારકગ્રંથ રચવાનું કાર્ય સોંપાયું અને તેમણે એ માંગલિક પ્રસંગે "અમદાવાદ મ્યુનિસિપાલિટી શતાબ્દિ સ્મારક ગ્રંથ" બહાર પાડ્યો.

**૧૯૩૫–૩૬ :** શાળાઓ ૧૪૨ થઇ. તેમાં મ્યુ. માલિકીનાં શાળાઓનાં ખાસ બાંધેલાં મકાનોની સંખ્યા માત્ર ૨૧ની હતી. પહેલી જ વાર આ વર્ષે મ્યુ. શાળાઓનાં ભાડાંની રકમ રૂા. એક લાખ ઉપર ગઇ હતી.

શિક્ષકો ૯૦૪ હતા અને વિદ્યાર્થીઓ ૨૬૮૨૪ હતા. વસતીના પ્રમાણમાં વિદ્યાર્થીઓનું પ્રમાણ ૭ ટકા હતું.

કુલ ખર્ચ ૭,૨૪,૩૭૨ રૂા. થયું. તેમાં શિક્ષકપગારનું ખર્ચ ૪,૧૩,૮૦૪ રૂા. થયું. સરકારી ગ્રાન્ટ આ વર્ષે પણ મળી નહોતી.

**૧૯૩૬–૩૭ :** શાળાઓ ૧૫૧ થઇ તેમાં શિક્ષકો ૯૮૨ અને વિદ્યાર્થીઓ ૨૮૫૬૬ હતા. ખર્ચ રૂા૦ ૭,૭૨,૮૦૮ રૂા. થયું. તેમાં શિક્ષકપગારના રૂા. ૪,૪૨,૮૦૧ થયા. આ વર્ષે પણ સરકારી ગ્રાન્ટ મળી નહિ. એટલે ચાર વર્ષોથી અટકેલી ગ્રાન્ટ મેળવવા માટે સરકાર પર દાવો માંડવાનું નક્કી કરવામાં આવ્યું. આ વર્ષે ૨૦૬૦૧ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ થઇ.

તા. ૧૮–૩–૩૭ ના રોજ નવી સ્કૂલબોર્ડ ચુંટાઇ, તેમાં ચેરમેન તરીકે શ્રી. બલુભાઇ પ. ઠાકોર અને વાઇસ ચેરમેન તરીકે શ્રી. સફદરહુસેન બુખારી ચુંટાયા. સ્કૂલબોર્ડના ૧૨ સભ્યોમાંથી ૩ સભ્યો સરકારે નીમેલા હતા.

**૧૯૩૭–૩૮ :** વર્ષ દરમિયાન ૧૦ નવી શાળાઓ ખૂલતાં કુલ સંખ્યા ૧૬૧ થઇ અને શિક્ષકો ૧૧૨૬ વિદ્યાર્થીઓ ૩૦૮૯૨ થયા. કુલ ખર્ચ ૮,૩૬,૪૭૬ રૂા. થયું.

શ્રી. બલુભાઇ ઠાકોર અને ડૉ. હરિપ્રસાદ દેસાઇના પ્રયત્નથી મ્યુ. માં વ્યાયામ શિક્ષણની પ્રવૃત્તિનો સંગીન પાયો નંખાયો. શરૂઆતમાં શ્રી. છોટુભાઈ બાલકૃષ્ણ પુરાણીને ઓર્ગેનાઈઝર તરીકે અને શ્રી. રાવજીભાઇ ચતુરભાઇ પટેલને વ્યાયામ પ્રવૃત્તિના મુખ્ય તરીકે નીમ્યા.

જ્યારે આ પ્રવૃત્તિનું કાર્ય ચાલતું હતું, ત્યારે ૧–૪–૩૭ ના રોજ કાંકરીઆ વ્યાયામ વિદ્યાલય ખુલ્લું મૂકવામાં આવ્યું. ૭ માસનું એક સત્ર લેખે પુરૂષ શિક્ષકો–શિક્ષિકાઓ ને મુસ્લિમ શિક્ષકો અને શિક્ષિકાઓ અહીં તાલીમ લઇ જાય છે ને ત્યારબાદ તેમને શિક્ષક વિભાગમાં ઉત્તીર્ણ થયાનું સર્ટીફીકેટ આપવામાં આવે છે.

ઇ. સ. ૧૯૨૦ થી મ્યુ. સ્કૂલબોર્ડની શાળાઓના વડા તરીકે કાર્ય કરતા સ્કૂલબોર્ડના એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ તા. ૧૦ મી મેથી નિવૃત્ત થયા. સ્કૂલબોર્ડ સ્ટાફ, મ્યુ. નોકરમંડળ, મ્યુ. પ્રા. શિક્ષકમંડળ અને શહેરીઓ તરફથી મળી જુદા જુદા ૨૦ સમારંભો તેમના માનમાં યોજાયા. મ્યુ. સ્કૂલબોર્ડ ઓફિસમાં તેમનું તૈલચિત્ર આચાર્ય આનંદશંકર ધ્રુવના હસ્તે ખુલ્લું મુકાયું. મ્યુ. શિક્ષકમંડળે 'શ્રી. પ્રાણલાલ કી. દેસાઇ સન્માન અંક' બહાર પાડ્યો, અને લગભગ રૂા. ૫૦૦૦ "શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ સ્કોલરશીપ" ફંડ માટે મ્યુ. સ્કૂલબોર્ડને આપ્યા જે સ્કોલરશીપ હજુ પણ ચાલુ છે.

તેમની જગાએ સિનિયર સુપરવાઇઝર શ્રી. ડાહ્યાભાઈ ભલાભાઇ પટેલની એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર તરીકે તા. ૧૧–૫–૩૭ થી નિમણુક કરવામાં આવી.

**૧૯૩૮–૩૯ :** ૨૭ નવી શાળાઓ ખૂલતાં શાળાઓ ૧૮૮ તેમાં મ્યુ. મકાનોવાળી શાળાઓ માત્ર ૨૯ હતી. ખાસ વિષયોના શિક્ષકો સહિત આ. શાળાઓમાં ૧૧૪૫ શિક્ષકો હતા. ૩૩૩૯૦ વિદ્યાર્થીઓ હતા. વસતીના પ્રમાણમાં ભણતા વિદ્યાર્થીનું પ્રમાણ ૭·૯ ટકા હતું.

૧૫–૬–૩૮ ના રોજ મુંબઇ ઇલાકાના વડા પ્રધાન શ્રી. બાળગંગાધર ખેરે કાંકરીઆ મ્યુ. વ્યાયામ વિદ્યાલયનું ઉદ્‌ઘાટન કર્યું. આ વખતે વ્યાયામ વિદ્યાલયના પ્રિન્સિપાલ તરીકે શ્રી. હરિસિંહ છોટુસિંહ ઠાકોર હતા.

પહેલી જ વખત અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષકમંડળ તરફથી રેંટિયા બારસની ભવ્ય ઊજવણી યોજાઇ. મ્યુ. શાળાઓનાં ૫૦૦૦ બાળક–બાળાઓનો સમૂહવ્યાયામ લાલદરવાજાના મેદાનમાં થયો. "આવી સોનલ વરણી બારસ, વરસે એક જ આવે જો" જેવા ગરબા, ધ્વજવંદન ઇત્યાદિ પણ યોજાયું. આ વખતે મ્યુ. પ્રમુખ તરીકે શ્રી. મણિલાલ ચતુરભાઈ શાહ, સ્કૂલબોર્ડના ચેરમેન તરીકે શ્રી. બલુભાઈ ઠાકોર, એડ. ઓફીસર તરીકે શ્રી. ડાહ્યાભાઇ ભ. પટેલ અને વ્યાયામ વિદ્યાલયના પ્રિન્સિપાલ તરીકે શ્રી. હરિસિંહ છોટુસિંહ ઠાકોર હતા.

૧૯૩૮ થી નવો કાયદો અમલમાં આવ્યો. તેથી સ્કૂલબોર્ડમાં સરકારી સભ્યો નીમવાની પ્રથા બંધ થઈ. અમદાવાદ મ્યુ.ની એડમિનિસ્ટ્રેટિવ ઓફીસર નીમવાની સ્વતંત્રતા ચાલુ રહી. એ સત્તા મુજબ

અમદાવાદ મ્યુ.એ પોતાના ચાલુ એ. ઓ. શ્રી. ડાહ્યાભાઇ પટેલને એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર તરીકે નીમ્યા.

સને ૧૯૩૧ થી અટકેલી ગ્રાન્ટનું પ્રજાકીય સરકાર સાથે સમાધાન થયું. અને એ પેટે મ્યુ. સ્કૂલબોર્ડને સરકારે ૧૧ લાખ રૂપીઆ આપ્યા. એ રકમ મ્યુ. શાળાઓનાં મકાનો બાંધવા માટે અલગ રાખવામાં આવી.

મ્યુ. શાળાઓનાં ભાડાં પેટે આ વર્ષે રૂ. ૧,૨૫૦૦૦ ખર્ચ થયું.

કુલ ખર્ચ ૮,૦૦,૯૦૮ રૂ. થયું. તેમાં શિક્ષકપગારનું ખર્ચ ૪,૯૨,૯૪૪ રૂ. થયું. સરકારી ગ્રાન્ટના ૧,૯૨,૮૪૯ રૂ. મળ્યા અને લોકલબોર્ડની ગ્રાન્ટના રૂ. ૩૬૦૬ મળ્યા.

૧૯૨૦થી સતત સ્કૂલબોર્ડમાં નોંધપાત્ર કાર્ય કરી અમદાવાદની પ્રાથમિક કેળવણીને સુંદર રીતે વિકસાવનાર સ્કૂલબોર્ડના ચેરમેન, મ્યુ. ના ઉપપ્રમુખ અને મુંબઇ ધારાસભાના સભ્ય તેમ જ યુનિવર્સિટીના સભ્ય શ્રી. બળવંતરાય પ. ઠાકોરનું તા. ૨૧–૧–૩૯ ના રોજ અવસાન થયું. અનેક સંસ્થાઓએ સ્વર્ગસ્થને અંજલિ આપી. મ્યુ. સ્કૂલબોર્ડમાં તેમનું તૈલચિત્ર મૂકવામાં આવ્યું.

પહેલી જ વાર અમદાવાદ મ્યુ. સ્કાઉટ એસોસીએશનની સ્થાપના થઇ. ૧૭ નવી પ્રૌઢશાળાઓ ઉઘડી. ખાડીઆ નં. ૨ અને નં ૩ નાં મકાનો રૂ. ૮૦૦૦૦ ના ખર્ચે મ્યુ.એ ખરીદી લીધાં. ૧૧–૨–૩૯ થી શ્રી. જીવણલાલ હરિપ્રસાદ દીવાન સ્કૂલબોર્ડના ચેરમેન થયા.

**૧૯૩૯–૪૦ :** વર્ષ દરમ્યાન ૩૪ શાળાઓ નવી ખૂલતાં શાળાઓની સંખ્યા ૨૨૨ થઇ તેમાં મ્યુ. મકાનોવાળી શાળાઓ ૩૪ હતી. શિક્ષકો ૧૩૨૪ હતા. અને વિદ્યાર્થીઓ ૩૭૪૭૨ થયા. કુલ ખર્ચ રૂ. ૯,૩૫,૮૧૫ થયું. શિક્ષકપગારની રકમ પાંચ લાખ ઉપર થઇ તે ખાતે રૂ. ૫,૩૯,૬૭૦ ખર્ચાયા સરકારી ગ્રાન્ટ ૩,૨૦,૨૦૦ રૂ. મળી અને લો. બો. ની ગ્રાન્ટના ૧૧૪ રૂ. મળ્યા.

પહેલી જ વખત કેટલીક મ્યુ. શાળાઓમાં હિંદુસ્તાની ભાષાનો વિષય દાખલ કરવામાં આવ્યો.

આ વર્ષે ૬૪૮૦ વિદ્યાર્થીઓનો સમૂહવ્યાયામ લાલદરવાજાના મેદાન પર યોજાયો. (ઓકટોબર–૧૯૩૯) ૨૦૦૧૮ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ થઇ.

**૧૯૪૦–૪૧ :** શાળાઓ ૨૩૨ થઈ કુલ શિક્ષકો ૧૩૮૨ અને વિદ્યાર્થીઓ ૩૯૪૪૩ હતા. કુલ ખર્ચ રૂ. ૧૦,૧૩,૭૯૬ થયું. શિક્ષકપગાર ખાતે રૂ. ૬,૧૪,૦૪૩ થયા. સરકારી ગ્રાન્ટ ૧,૭૦,૨૩૩ રૂ. મળી.

આ વર્ષે ૨૩૨૩૬ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ થઇ.

૨૧–૨–૪૧ના રોજ નવું સ્કૂલબોર્ડ અસ્તિત્વમાં આવ્યું. તેમાં ચેરમેન તરીકે શ્રી. જીવણલાલ હરિપ્રસાદ દીવાન અને વાઈસ ચેરમેન તરીકે શ્રી. નવીનચંદ્ર મુ. દેસાઈ ચુંટાયા.

ટ્રેનિંગ કોલેજમાં જનારાઓએ હજીસુધી પોતાના જ ખાનગી ખર્ચે ત્યાં જવું પડતું હતું. આ વર્ષથી સરકારે એવા સ્કોલરોને 'ડયુટી પે' આપીને મોકલવાનું નક્કી કર્યું.

**૧૯૪૧–૪૨ :** શાળાઓ ૨૩૯, કુલ શિક્ષકો-ખાસ વિષયોના શિક્ષકો સહિત ૧૪૧૫, અને રાત્રિ-શાળાઓ સહિત ૪૦૭૪૩ વિદ્યાર્થી હતા, કુલ ખર્ચ ૧૦,૪૦,૭૬૧ થયું. તેમાં સરકારી ગ્રાન્ટના રૂ. ૧,૫૦,૬૭૫ મળ્યા.

૨૨૨૦૬ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ આ વર્ષે થઇ.

આ વર્ષથી દરેક મ્યુ. નોકરને માસિક રૂ. ૩ મોંઘવારી ભથ્થું આપવાની શરૂઆત કરવામાં આવી.

**૧૯૪૨–૪૩ :** જુન ૧૯૪૨ થી મ્યુ. એ પોતાની અમદાવાદ મ્યુ. પ્રાયમરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજ ખા. શાળા. નં. ૬ માં ખોલી પરંતુ ઓગસ્ટમાં આંદોલન ઉપડતાં તેનું કામ વિંખાઇ ગયું અને ૧૯૪૯થી કોલેજ બંધ થઈ ગઇ.

૯ મી ઓગસ્ટે રાષ્ટ્રીય નેતાઓની એકાએક ધરપકડો પછી વાતાવરણ એકદમ ઉગ્ર બન્યું. દરેક સ્થળે સરકાર સામે બહિષ્કાર પોકારાયો. શાળાઓમાં હડતાળ પડી. મ્યુ. સ્કૂલબોર્ડના સિનિયર સુપરવાઈઝર ડૉ કનૈયાલાલ છોટુભાઇ પુરાણી અને બીજા લગભગ સવાસો મ્યુ. શિક્ષકોએ પણ મ્યુ. શાળાઓનો બહિષ્કાર પોકાર્યો.

૨૧ મી સપ્ટેમ્બર ૧૯૪૨ના રોજ સરકારે મ્યુ. સહિત સ્કૂલબોર્ડને સુપરસીડ કરી અને તેને સ્થાને શ્રી. દોલતરામ ઉ. શાહ, શ્રી. એ. એ. કાદરી અને મીસ દીનબાઈ કામા એ ત્રણની મેનેજમેન્ટ ઓફ સ્કૂલ્સ કમિટી નીમી. કમિટીએ પોતાના ચેરમેન તરીકે શ્રી. દોલતરામ ઉ. શાહને ચૂંટી કાઢયા. ઓક્ટોબરમાં સ્કૂલ કમિટીની પહેલીજ મીટીંગમાં એ. ઓ. શ્રી. ડાહ્યાભાઇ પટેલ ગેરહાજર રહ્યા. તેથી સ્કૂલ કમિટીએ તેમને ડીસમીસ કર્યા અને સરકારમાં લખાણ કર્યું.

નવા એડ. ઓફિસર તરીકે કમિટીએ ઉત્તર વિભાગના આસિ. એજ્યુ. ઇન્સ્પેક્ટર શ્રી. એ. ખાનને નીમ્યા. સિનિયર સુપરવાઇઝર શ્રી. પુરાણીની જગ્યાએ અમદાવાદ જિલ્લાના એક ડેપ્યુટી શ્રી. એન. પી. કુરેશીને નીમ્યા કેટલીક શાળાઓ બંધ કરી દેવાતાં સંખ્યા ઘટીને ૨૧૨ થઈ અને શિક્ષકો ૨૫૦ ઘટયા તેથી તેમની સંખ્યા ૧૧૬૬ અને વિદ્યાર્થીઓ ૩૦૦૦થી વધુ ઘટીને સંખ્યા ૩૬૮૮૨ રહી.

લગભગ ૧૨મી નવેમ્બરથી મ્યુ. શાળાઓ ઘણીખરી ચાલુ થઇ ગઈ હતી પણ તેમાં હાજરી બહુ નહોતી રહેતી. વર્ષ દરમ્યાન ખર્ચ રૂ. ૧૦,૮૮,૪૭૬ થયું હતું.

દોલતરામ કમિટીએ મ્યુ. પ્રાથમિક શાળાઓના રાષ્ટ્રવાદી સ્વરૂપને સખત હાથે 'સુધારવા' માંડયું.

**૧૯૪૩–૪૪ :** દોલતરામ કમિટીનો વહીવટ આ વર્ષે ચાલુ જ હતો અને નવ શાળાઓ બંધ કરાતાં શાળાઓ ૨૦૩, શિક્ષકો ૧૨૩૨ અને વિદ્યાર્થીઓ ૩૪૩૪૫ રહ્યા. કુલ ખર્ચ રૂ. ૧૧,૦૦,૬૪૨ થયું. તેમાં સરકારી ગ્રાન્ટના રૂ. ૧,૯૯,૪૮૫ મળ્યા.

આ વર્ષમાં માત્ર ૧૪૧૪૫ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ થઇ શકી હતી.

આ વર્ષની શરૂઆતમાં એડ. ઓફિસર મી. ખાનની દક્ષિણ વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરીકે બદલી થતાં તેઓ વિદાય થયા ને સ્કૂલ કમિટીએ તેમની જગાએ મી. એન. પી. કુરેશીને એડ. ઓફિસર તરીકે નીમ્યા.

૧૯૪૩ના ડીસેમ્બરમાં અનાજનું રેશનીંગ દાખલ થયું અને મ્યુ. નોકરોને અનાજના બીલ ઉપર વળતર આપવાની પ્રથા દાખલ થઈ.

**૧૯૪૪–૪૫ :** શાળાઓ ૨૦૩, શિક્ષકો ૧૨૬૭ અને વિદ્યાર્થીઓ ૩૬૬૮૭ હતા. કુલ ખર્ચ ૧૧,૦૦,૬૨૮ રૂ. થયું. તેમાં સરકારી ગ્રાન્ટના રૂ. ૧,૯૯,૪૮૫ મળ્યા.

પહેલી જ વાર વેકેશન બદલે રમતગમતની વોર્ષિક ઇનામી હરીફાઇઓ એકધારી રીતે મ્યુ. વ્યાયામ વિદ્યાલયમાં યોજાઇ. તેના પ્રમુખપદે પહેલી જ વાર કમિશનર, કલેક્ટર, સેશન્સ જડજ, શ્રી. વિદ્યાનંદજી મહારાજ ઇત્યાદિ હતા.

મ્યુ. વ્યાયામ વિદ્યાલયને સરકારે માન્ય કર્યું. ૧૬૧૫૮ વિદ્યાર્થીઓની આ વર્ષમાં શારીરિક તપાસ થઈ.

**૧૯૪૫–૪૬ :** શાળાઓ ૨૦૩, શિક્ષકો ૧૨૭૪ અને વિદ્યાર્થીઓ ૪૦૮૧૫ હતા. શહેરની અંદાજી વસતી ૭,૭૩,૮૯૫ ગણતાં પ્રા. શિક્ષણને મફત અને ફરજિયાત દાખલ કરવામાં આવે તો ખરી રીતે ૯૬૭૩૬ વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાઓમાં ભણવા જોઈએ.

કુલ ખર્ચ રૂા. ૧૨,૪૧,૬૪૩ થયું. તેમાંથી સરકારી ગ્રાન્ટ રૂા. ૩,૧૦,૨૫૪ મળી. મ્યુ. શાળાઓનાં મકાનોનું ભાડું રૂા. ૧,૨૬,૩૦૦ રૂા. અપાયું. મ્યુ. શાળાઓને મકાનોનો બહુ જ ત્રાસ છે. માત્ર ૩૯ મકાનો જ મ્યુ.ને પોતાની માલિકીનાં છે, તેથી ૧૫ લાખની રકમ નક્કી કરી મ્યુ. શાળાઓનાં મકાનો માટે પંચવર્ષીય યોજના કરવાનું નક્કી કરવામાં આવ્યું.

તા. ૩૦–૫–૪૫ ના રોજ એડ. ઓફિસર શ્રી. એન. પી. કુરેશી પોતાની સરકારી નોકરીમાં પાછા ફર્યા. તેમની જગાએ સ્કૂલ કમિટીએ એકટીંગ એડ. ઓફિસર તરીકે શ્રી. રણછોડજી ગો. દેસાઈને નીમ્યા.

૧૫–૪–૪૬ ના રોજ પ્રજાકીય સ્કૂલબોર્ડે સરકારનિયુક્ત સ્કૂલકમિટી પાસેથી ચાર્જ લીધો. નવી સ્કૂલબોર્ડમાં બારે ચુંટાયેલા સભ્યો હતા. તેમાં ચેરમેન તરીકે શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ અને વાઈસ ચેરમેન તરીકે શ્રી. ઠાકોરલાલ શ્રી. ઠાકોર ચુંટાયા હતા.

હિન્દુસ્તાની ભાષાનું શિક્ષણ જે અમુક શાળાઓમાં દાખલ કરવામાં આવેલું તે ૧૯૪૨ના ઓગસ્ટથી બંધ થયું હતું. આ વર્ષે તે ફરીથી શરૂ કરવામાં આવ્યું. ૨૨ રાત્રિશાળાઓ પણ ફરીથી ચાલુ કરવામાં આવી.

કારમી મોંઘવારીમાં ભારે આર્થિક કટોકટીની પરિસ્થિતિને લીધે આખા મુંબઈ ઈલાકાના પ્રાથમિક શિક્ષક સંઘે ૨૦ મી ફેબ્રુઆરી–'૪૬ નો દિવસ શિક્ષકદિન તરીકે પાળ્યો અને ૧લી માર્ચથી હડતાળ પાડી. દોલતરામ સ્કૂલ કમિટીએ એકાએક ૧લી માર્ચ ૧૯૪૬ થી ૪ અઠવાડિયાનું વેકેશન પાડી દીધું હતું. છતાં ૨૯મી માર્ચથી પણ એકે શિક્ષક શાળાઓમાં હાજર થયા નહિ.

તા. ૧લી એપ્રિલે પ્રજાકીય સરકાર સત્તામાં આવતાં ના. વડાપ્રધાન સાથે મુંબઈ ઇલાકા શિક્ષક સંઘ મારફત વાટાઘાટો અને સમાધાન થતાં ઈલાકાના એકેએક શિક્ષક તા. ૨૪મી એપ્રિલ ૧૯૪૬ થી પાછા હાજર થઈ ગયા. અ. મ્યુ.માં પણ એ જ રીતે બધા શિક્ષકો મૂળ જગાએ હાજર થઇ ગયા.

**૧૯૪૬થી ચાલુ** વર્ષ દરમ્યાન શાળાઓ ૨૦૪ થઇ ને શિક્ષકોની સંખ્યા ૧૩૬૮ અને વિદ્યાર્થીઓ ૪૧૮૮૦ હતા.

સરકારે પ્રાથમિક શિક્ષકોના પગારો સંબંધમાં ભારે ઉહાપોહ તરફ લક્ષ આપી ખાસ ઠરાવ દ્વારા ૧૦ વર્ષથી ઓછી નોકરીવાળા અન્ટ્રેન્ડ શિક્ષકોને અન્ટ્રેન્ડની ગ્રેડમાં મૂક્યા. અને ૧૦ વર્ષથી વધુ નોકરીવાળા અન્ટ્રેન્ડ; ફર્સ્ટયર, સેકન્ડયર અને થર્ડયર શિક્ષકો એ બધાને એક જ કક્ષામાં મૂકી ટ્રેઈન્ડની ગ્રેડમાં મૂક્યા. ઉપરાંત કામચલાઉ રૂા. ૫ અને રૂા. ૧૦) નો પગાર વધારો અને બોનસ આપ્યાં.

અમદાવાદ મ્યુ.એ પણ એ જ ઠરાવના ધોરણે અન્ટ્રેન્ડનો ૩૫–૧–૪૦નો ગ્રેડ અને ટ્રેઇન્ડ શિક્ષકોનો ૪૦–૨–૫૦–૩–૮૦નો ગ્રેડ કર્યો. ટ્રેઇન્ડના ૧૫ ટકા માટે ૮૦–૪–૧૦૦ નો ૧૯૨૩ના જેવો "સીલેકશન ગ્રેડ" પણ રાખવામાં આવ્યો અને તે મુજબ ૧–૮–૪૬ થી નવો ગ્રેડ આપવામાં આવ્યો. સીલેકશન ગ્રેડમાં કેટલીક વહીવટી અને વ્યવહારૂ મુશ્કેલીઓ જણાતાં એ સીલેકશન ગ્રેડ તાજેતરમાં જ રદ કરવામાં આવ્યો છે અને અમદાવાદ મ્યુ. એ અન્ટ્રેઇન્ડ શિક્ષકોની ગ્રેડ ૩૫–૧–૪૦ની અને ટ્રેઇન્ડ શિક્ષકોની ગ્રેડ ૪૦–૨–૫૦–૩–૮૦–૪–૧૦૦ની રાખવાનો નિર્ણય કરી તેનો અમલ પણ કરી દીધો છે.

કાંતણકામ અને ઉદ્યોગ તાલીમ માટે આ વર્ષે એક નવો વર્ગ વિદ્યાપીઠમાં કાઢવામાં આવ્યો હતો. અને તેમાં ૪૦ મ્યુ. શિક્ષક–શિક્ષિકાઓને લેવામાં આવ્યાં હતાં. એ વર્ગની પૂર્ણાહુતિ નવેમ્બર ૧૯૪૭માં થઇ ગઈ છે.

મે ૧૯૪૭માં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ માટે બાળકોની વસતી ગણતરી કરવામાં આવી. તેમાં ૬થી૧૧ વર્ષ વચ્ચેના ૨૬૦૦૦ વિદ્યાર્થીઓ માટે નવી વ્યવસ્થા કરવા અંદાજ નીકળ્યો છે. એ યોજનાનો અમલ ઇ. સ. ૧૯૪૮થી કરવાનો ઠરાવ થયો છે.

આવતા વર્ષથી મ્યુનિસિપલ પ્રાયમરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજ પણ ખોલવાનો મ્યુ.એ ઠરાવ કર્યો છે. ગુજરાત વિશ્વવિદ્યાલયના ફાળામાં સ્વ. શેઠ હરિવલ્લભદાસ કાળીદાસના પુત્રો તરફથી પ્રાયમરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજ માટે રૂા. ૩।। લાખનું દાન પણ અપાયું છે.

૧૯૪૭થી બાળવર્ગ અને પહેલાવર્ગને બદલે માત્ર પહેલું જ ધોરણ રાખવાનું સરકારે અમલી બનાવ્યું છે. ચોથા ધોરણ સુધી આ પ્રમાણે હવેથી અભ્યાસક્રમ ઘડાશે.

## અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષકમંડળ

મ્યુ. શિક્ષકોમાં સંગઠન અને સંપ વધે અને તેઓ પોતાના કાર્યમાં વધુ ને વધુ નિપુણતા કેળવે તેમ જ પોતાની મુસ્કેલીઓ રજૂ કરી શકે ને તે યોગ્ય સ્થળે પહોંચાડી શકે તે આશયથી અમદાવાદમાં વર્ષોથી 'અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષકમંડળ' નામની સંસ્થા ચાલે છે.

ઊર્દુ વિભાગ સહિત લગભગ ૧૪૦૦ શિક્ષક–શિક્ષિકાઓમાંથી ૧૨૦૦ જેટલા આ મંડળના સભ્યો છે.

મંડળની હજી સુધીની જાણીતી કાર્યવાહીમાં ૧૯૩૧ની કેળવણીસપ્તાહ અને કેળવણી પ્રદર્શન, ૧૯૩૭નો પ્રાણલાલ સન્માન સમારંભ અને નાટ્યપ્રયોગો, તેમજ ૧૯૩૮નો ઇલાકાભરનો પહેલો એવો ૫૦૦૦ બાળકોનો સંઘવ્યાયામ છે.

જાણીતી વ્યક્તિઓનાં પ્રવચનો, શિક્ષણના માર્ગદર્શન માટેના કથિતપાઠો ઇત્યાદિનો પણ તેનાં કાર્યોમાં સમાવેશ થાય છે. હાલ તેના કાર્યકરો નીચે મુજબ છે.

શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇ (પ્રમુખ), શ્રી. નારણલાલ મોતીલાલ પટેલ (ઉપપ્રમુખ), શ્રી. મૂળશંકર પ્રાણશંકર જોષી (મંત્રી), શ્રી. મોતીલાલ હાથીભાઇ પટેલ, શ્રી. મહાલક્ષ્મી સોમનાથ પટેલ, શ્રી. ઇસ્માઇલ સુલેમાન વહોરા.

## સ્કૂલબોર્ડના ચેરમેનો

| | |
|---|---|
| ૧૯૧૬ થી ૧૯૧૭ | દી. બ. હરિલાલ દેસાઇભાઇ |
| ૧૯૧૮ | શ્રી. ફીરોજશાહ કારંજાવાળા |
| ૧૯૧૯ થી ૧૯૨૧ | શ્રી. બળવંતરાય પ. ઠાકોર |
| ૧૯૨૨ | જ. સમશુદ્દીન કાદરી (મેનેજમેન્ટ) |
| ૧૯૨૨ થી ૧૯૨૩ | સર રમણભાઇ નીલકંઠ. ,, |
| ૧૯૨૪ થી ૧૯૩૦ | શ્રી. બળવંતરાય પ. ઠાકોર |
| ૧૯૩૦ થી ૧૯૩૭ | લેડી વિદ્યાગૌરી નીલકંઠ |
| ૧૯૩૭ થી ૧૯૩૮ | શ્રી. બળવંતરાય પ. ઠાકોર |
| ૧૯૩૯ થી ૧૯૪૨ | શ્રી. જીવણલાલ હ. દીવાન |
| ૧૯૪૨ થી ૧૯૪૬ | શ્રી. દોલતરામ ઉમેદરામ શાહ (મેનેજમેન્ટ) |
| ૧૯૪૬થી ચાલુ | શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ |

## શાળાઓનો એક પચ્ચીસીમાં વિકાસ

| વર્ષ | શાળાની સંખ્યા |
|---|---|
| ૧૯૨૨—૨૩ | ૬૨ |
| ૧૯૨૩—૨૪ | ૬૩ |
| ૧૯૨૪—૨૫ | ૮૮ |
| ૧૯૨૫—૨૬ | ૯૦ |
| ૧૯૨૬—૨૭ | ૯૦ |
| ૧૯૨૭—૨૮ | ૯૨ |
| ૧૯૨૮—૨૯ | ૯૬ |
| ૧૯૨૯—૩૦ | ૧૦૧ |
| ૧૯૩૦—૩૧ | ૧૦૮ |
| ૧૯૩૧—૩૨ | ૧૧૧ |
| ૧૯૩૨—૩૩ | ૧૧૯ |
| ૧૯૩૩—૩૪ | ૧૨૦ |
| ૧૯૩૪—૩૫ | ૧૩૫ |
| ૧૯૩૫—૩૬ | ૧૪૨ |
| ૧૯૩૬—૩૭ | ૧૫૧ |
| ૧૯૩૭—૩૮ | ૧૬૧ |
| ૧૯૩૮—૩૯ | ૧૮૮ |
| ૧૯૩૯—૪૦ | ૨૨૨ |
| ૧૯૪૦—૪૧ | ૨૩૨ |
| ૧૯૪૧—૪૨ | ૨૩૯ |
| ૧૯૪૨—૪૩ | ૨૧૨ |
| ૧૯૪૩—૪૪ | ૨૦૩ |
| ૧૯૪૪—૪૫ | ૨૦૨ |
| ૧૯૪૫—૪૬ | ૨૦૩ |
| ૧૯૪૬—૪૭ | ૨૦૪ |

## સ્વ. શ્રી. નેમચંદભાઇ પોપટલાલ વોહોરા



# સી. કે. વોહોરાની કું.,

જેમની પ્રશંસનીય દીર્ઘદૃષ્ટિ અને વ્યાપારી કુનેહને લીધે ૪૦ વર્ષમાં આજે જે મશહૂર સંસ્થા બની શકી છે તે આપબળે આગળ વધેલા સાહસવીરને સ્મરણાંજલિ અર્પીએ છીએ.

## સાહસ અને સફળતાનું ઉમદા પ્રતીક

# "સી. કે. વોહોરા એન્ડ કું."

---

**અમદાવાદ**ના સૌથી વધુ ધીકતા ઉદ્યોગ લત્તામાં આવેલી સી. કે. વોહોરાની કું. પ્રથમ નજરે જ આ ક્ષેત્રના જાણકાર કે અજાણ કોઇની પણ આંખને એના મોટા બોર્ડથી આકર્ષી જાય છે. આજ તો આ કંપનીનું નામ હિન્દના લોખંડના ઉદ્યોગ સાથે સંકળાયલી કોઈ પણ સંસ્થામાં આદર સાથે અગ્રગણ્ય એવું સ્થાન ધરાવે છે, પણ એનો આજનો વિકાસ એ એક વ્યક્તિના અથાગ પ્રયત્નો અને વેપારી કુનેહ તથા દીર્ઘદૃષ્ટિને ફાળે જાય છે એ થોડાની જ જાણની બાબત છે. [પાછળ જુઓ]

૧૯૦૫ માં સામાન્ય પાયા પર જ્યારે વહોરા કોમ સિવાય ભાગ્યે જ અન્ય કોઈ કોમ લોખંડના ઉદ્યોગ સાથે હાથ અને બુદ્ધિ મિલાવતી ત્યારે એવા સમયે શ્રી. નેમચંદ પોપટલાલે આ કંપનીની સ્થાપના "સી. કે. વોહોરાની કું." ના આજના પ્રસિદ્ધ નામથી કરી હતી. એ વખતે એમના સહકારી શ્રી. ધોળીદાસ ડુંગરસી ધ્રુવ તથા શ્રી. ચીમનલાલ પોપટલાલ મહેતા હતા. કંપનીના આ ત્રણે સહકારીઓ ભવિષ્યમાં આ કંપનીને વિકસાવવાની મોટી અભિલાષા ધરાવતા હતા.

કુનેહ, મિલનસાર સ્વભાવ અને દીર્ઘદૃષ્ટિથી કંપનીનું કામ ધીમે ધીમે વધવા લાગ્યું. દરમિયાન કંપનીના સંચાલકો જાણીતી મીલો, ઉદ્યોગ સંસ્થાઓ અને કંપનીઓના પરિચયમાં આવવા લાગ્યા. કંપનીનું કામ મક્કમ પગલે આગળ વધી રહ્યું હતું. આથી કંપનીએ ૧૯૦૮ માં મુંબઈમાં આ જ નામથી "સી. કે. વોહોરાની કું." ના નામથી દુકાન શરૂ કરી. મુંબઈમાં પણ અમદાવાદની માફક સંચાલકોના ઉદ્યમશીલ અને મિલનસાર સ્વભાવથી કંપની ઔદ્યોગિક મંડળોમાં માનભર્યું સ્થાન મેળવવા લાગી. મુંબઈ અને અમદાવાદ ખાતે આ કામગીરી બરાબર દસ વર્ષ સુધી સ્થિર ગતિએ ચાલ્યા પછી કંપનીએ નવા કામની શરૂઆત કરી અને ૧૯૧૮ માં સંચાલકોએ અમદાવાદમાં લોખંડનો ડીપો નાખ્યો.

કંપનીની કામગીરી આમ વધતી હતી, તેમ તેમ નવાં ક્ષેત્રોમાં પણ કંપની પગ માંડતી હતી. અત્યાર સુધી લોખંડ અને ઉદ્યોગને લગતા અન્ય સરંજામની ખરીદી મુખ્યત્વે વિદેશી કંપનીઓ પાસેથી જ થતી. હવે સી. કે. વોહોરાની કંપનીએ હિન્દમાં અને હિન્દી નાણાં અને મજૂરીથી તૈયાર થયેલા તાતા કંપનીના માલને ગુજરાતમાં પ્રચલિત કરવા નિર્ણય કર્યો. આ વખતે ગુજરાતમાં સ્વદેશીનો અવાજ ગાજતો થયો હતો અને આ કંપનીના સંચાલકોએ ઉદ્યોગમાં એને શક્ય સ્થાન આપ્યું. ગુજરાત કાઠિયાવાડના તાતાના પહેલા ડીલરો તરીકે નિમાવાનું માન આ કંપનીએ મેળવ્યું.

કંપનીના મુખ્ય સંચાલક શ્રી. નેમચંદભાઈની દીર્ઘદૃષ્ટિથી આકર્ષાઈ મુંબઈની પાઈપ ફીટીંગ અને મીલ જીન સ્ટોર્સ એસોસીએશને ઘણાં વર્ષો સુધી એમને પોતાના પ્રમુખ બનાવ્યા હતા. આ એસોસીએશનની સ્થાપના પણ શ્રી. નેમચંદભાઈની ઉદ્યમશીલ દૃષ્ટિને જ આભારી હતી. અમદાવાદમાં પણ તેમણે લોખંડ એસોસીએશનની સ્થાપના કરી હતી અને અહીંના એસોસીએશનના પણ તેઓ વર્ષો સુધી અને હયાતી સુધી પ્રમુખ રહ્યા હતા.

જે માલ તાતા કંપની નહોતી બનાવતી તે માલ હિંદનાં બીજાં કારખાનાં બનાવતાં હતાં, જેમાં મુખ્ય માઈસોર સ્ટીલ વર્કસનું કારખાનું હતું તેનું કામ હાથ પર લીધું અને ગુજરાતભરની મિલો અને કારખાનાંઓમાં એ કંપનીનો માલ શરૂ કરાવ્યો. આ રીતે કંપનીને હિન્દની લોખંડની બે મોટી કંપનીઓનું પીઠબળ મળવાથી તેમણે વધુ મોટા સાહસમાં પડવા નક્કી કર્યું અને ગુજરાતભરના લોખંડ કામના મોટા કોન્ટ્રાક્ટો, મિલો અને કારખાનાંઓનાં કામો લેવાની શરુઆત કરી. ગુજરાતનું ક્ષેત્ર મેળવ્યા પછી તેમણે કાઠિયાવાડ અને દૂર રજપુતાના સુધી પોતાના કામનું ક્ષેત્ર વિસ્તાર્યું.

આ રીતે સી. કે. વોહોરાની કંપનીએ લગભગ ૩૮ વર્ષની પોતાની કારકીર્દિમાં કુનેહ, દીર્ઘદૃષ્ટિ અને સતત ઉદ્યમશીલપણું દાખવીને ગુજરાત ઉપરાંત દૂર દૂરના પ્રાન્તો સુધી પોતાનું કામ વિસ્તાર્યું છે. કંપનીના આ વિકાસ પાછળ પોતાના અમીરથી માંડીને અદનામાં અદના ગ્રાહક સુધીના સૌને માટે એક જ પ્રકારની નીતિ રાખવાનું અને

ગ્રાહકો ઉપરાંત કંપનીના સંપર્કમાં આવતા સૌને પૂરતો સંતોષ આપવાનું સંચાલકોનું ધોરણ રહેલું છે.

કંપની જેમ ઉદ્યોગમાં અગ્રસ્થાન પામતી ગઇ તેમ તેમ જનતાનાં કાર્યોમાં સાથ આપવાનું ધોરણ પણ દિન પ્રતિદિન વધુ ને વધુ સ્વીકારતી ગઈ. અમદાવાદ અને બીજે જ્યાં જ્યાં કંપનીનાં કેન્દ્રો છે ત્યાં ત્યાં લોકોપયોગી કાર્યોમાં આર્થિક રીતે તેમણે શક્ય સહકાર આપ્યો છે. ગુજરાતમાં રેલ સંકટ વખતે કંપનીના સંચાલકોએ મહાસભાએ ઉપાડેલા કામમાં પૂરતો સાથ આપ્યો હતો.

મર્યાદિત સાહસ, મર્યાદિત મૂડી અને સંચાલનથી લગભગ ૩૮ વર્ષ પહેલાં આ શહેરમાં શરુ થયેલી કંપની આજે વિશાળ સાહસ, મૂડી અને સંચાલનમાં ફેરવાઈ ગઇ છે અને કેટલાય પ્રાન્તમાં અગ્રસ્થાન પામી છે અને હજુ વધુ મોટાં સાહસોમાં પડવાની કંપનીના સંચાલકોની અભિલાષા છે.

કંપની આજના કરતાંય વધુ પ્રગતિ કરે અને વધુ વિશાળ સાહસોમાં ઝુકાવી સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરે એવી આશા રાખીએ.

અમદાવાદના લોખંડ બજારમાં અગ્રસ્થાન ધરાવતી મેસર્સ સી. કે. વોહોરાની કું. ની આજની ધરખમ પ્રતિષ્ઠા અને જોનારને કંપનીની ત્રણ દસકા પહેલાંની સ્થિતિ અને એ પ્રાથમિક સ્થિતિને ઉપર લાવવાનો એકલે હાથે પ્રયાસ કરનાર કંપનીના સંચાલકોનો ભાગ્યે જ ખ્યાલ આવી શકે એમ છે. આ કંપનીની શરુઆત કરનારાઓમાંના એક સ્વ. શ્રી. નેમચંદભાઇ આ ઉદ્યોગમાં તદ્દન આપબળે જ ઊભા થયા હતા. બાલ્યાવસ્થામાંથી જ તેમના પિતા શ્રી. પોપટલાલભાઇ અવસાન પામવાથી તેઓ મુશ્કેલી સાથે મેટ્રિક સુધીનો અભ્યાસ કરી શક્યા હતા. એ પછી તેઓ સુરતમાં પોસ્ટ ઓફીસમાં રૂપિયા ૨૦ ના પગારથી નોકરીમાં રહ્યા હતા. પણ ત્રણ માસની નોકરી પછી તેઓ કૌટુંબિક કારણે પાછા અમદાવાદ આવ્યા હતા અને સર અરદેસર કરાકાની મીલમાં સ્ટોર પરચેઝર તરીકે નોકરીમાં જોડાયા હતા. ત્યાં બે વર્ષ સુધી કામ કર્યાં પછી તેઓએ સ્વતંત્ર ધંધો શરૂ કરવાના આશયથી ૧૯૦૫માં તેમના એક મિત્ર શેઠ ધોળીદાસ ડુંગરસી સાથે રહી આજની જાણીતી સી. કે. વોહોરાની કુાં.ની શરુઆત કરી હતી. શરુઆતમાં તેમણે પાઇપ ફીટીંગ તથા મિલજીનસ્ટોર્સનો ધંધો શરુ કર્યો હતો. બુદ્ધિ, કુનેહ અને મિલનસાર સ્વભાવથી તેમણે કંપનીને ત્રણ વર્ષના સમયમાં આર્થિક રીતે સદ્ધર બનાવી અને એ જ વર્ષમાં મુંબઇ ખાતે એ જ નામની કંપની શરુ કરી એને પણ સારી રીતે વિકસાવી. પોતે હાથ પર લીધેલા કાર્યને દિન પ્રતિદિન ખંતપૂર્વક વિકસાવતા રહેવું એ એમનો સ્વભાવગત ગુણ હતો. આ ગુણથી જ આકરામાં આકરી આર્થિક મુશ્કેલી સહીને પણ પોતાના ક્ષેત્રને સતત વિકસાવવાની તેમણે દૃષ્ટિ રાખી. ૧૯૧૮ માં તેમણે અમદાવાદમાં લોખંડનો ડીપો શરૂ કર્યો. એ પછી તાતા અને માયસોર સ્ટીલ વર્કસનો માલ ગુજરાતભરમાં પ્રથમ ચાલુ કરી ગુજરાત કાઠિયાવાડ અને દૂર દૂરના પ્રાન્તો સુધી સી. કે. વોહોરાની કું.ની પ્રતિષ્ઠા સ્થાપી. વર્ષો સુધી તેઓ અમદાવાદમાં લોખંડ બજારના તેમજ મુંબઇમાં પાઈપ બજારના પ્રમુખ રહ્યા હતા.

ગરીબીમાં ઉછરેલા હોવાથી તેઓ મોટી સમૃદ્ધિ અને મોટું સ્થાન પામ્યા પછીયે બીજાના દુઃખ પ્રત્યે બેપરવા ન બનતા. રેલસંકટ અને બીજા પ્રસંગોએ તેમણે સારી એવી આર્થિક મદદ કરી હતી.

અન્યની મુશ્કેલીઓ અને દુઃખ પ્રત્યે સહાનુભૂતિ ધરાવવાના અને મિલનસાર સ્વભાવને કારણે તેઓ દરેક વેપારીમાં પ્રિય થઈ પડ્યા હતા. આ નિરભિમાની સ્વભાવ સાથે જૈનોના સાહસિક એવો ધાર્મિક સ્વભાવ પણ તેઓ ધરાવતા હતા. આ બધા ગુણોએ એમને જીવનના અન્ત સમયે અનેકનો પ્રેમ ધરાવતી વિરલ વ્યક્તિની ગણનામાં મૂકી દીધા હતા.

તેમના અવસાને એક બાહોશ અને ઉદ્યમશીલ વેપારીની ખોટ પડી છે. ગરીબીમાં ઉછર્યા અને સમૃદ્ધિમાં જીવ્યા પણ એ બે વચ્ચે જેની આવશ્યકતા દરેકમાં હોવી ઘટે એ ઉચ્ચ કોટીની માનવતા તેમનામાં સભર હતી.

તેમના આત્માને અમે શાંતિ પ્રાર્થીએ છીએ.





**શ્રી. જગતચંદ્ર નેમચંદભાઇ વોહોરા**

સ્વ. નેમચંદભાઇએ પોતાની અદ્‌ભુત બુદ્ધિ અને કુનેહથી આટલી પ્રતિષ્ઠિત બનાવેલી મેસર્સ સી કે. વોહોરાની કું. ના તમામ કામકાજનું સંચાલન આજે તેઓના સુપુત્ર શ્રી. જગતચંદ્ર નેમચંદભાઇ વોહોરા અત્યંત કુશળતાપૂર્વક કરી રહ્યા છે અને મુંબઈમા વોહોરા એન્ડ કું. અને લોખંડને લગતી પ્રવૃત્તિઓ શરુ કરેલ છે. અને જાણીતી કંપનીઓમાં ડીરેક્ટર છે. પિતાની ઉજ્જવળ કારકિર્દી અને પ્રતિભા તેમજ ઉદ્યમશીલતાનો શ્રી. જગતચંદ્રને સુંદર વારસો મળેલો છે અને સી. કે. વોહોરાની કું. ની હજી અનેકગણી પ્રગતિ સાધવાની એમને હૈયે અભિલાષા છે. એ યુવાન વેપારીનું વધુ ઊજળું ભવિષ્ય અને સમૃદ્ધ કારકિર્દી ઈચ્છીએ છીએ.

# માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ

ઇ. સ. ૧૮૫૩ નો ચાર્લ્સ વૂડનો ખરીતો નિષ્ફળ નીવડ્યો એ આપણે આગળ જોયું છે. એટલે હિંદના હાકેમ લોર્ડ રિપને ઇ. સ. ૧૮૮૨માં સર વિલિયમ હંટરના પ્રમુખપણા હેઠળ એક કેળવણી કમિશન નીમ્યું. એ કમિશને કેળવણીનો આખોય પ્રશ્ન નવેસરથી તપાસી એવો સાર જાહેર કર્યો કે સરકારે માત્ર પ્રાથમિક કેળવણીની જવાબદારી રાખવી—અને માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી ખાનગી સ્થાનિક સાહસો પર છોડી દેવી. પણ દરેક શહેરવાર નમૂના તરીકે એક હાઇસ્કૂલ અને એક કોલેજ ચલાવવી. પણ પ્રાથમિક કેળવણીની બાબતમાં યે એમ બન્યું કે ૧૮૮૨થી મ્યુનિસિપાલિટીને શિરે એની જવાબદારી આવી પડી.

ઇ. સ. ૧૮૨૪ માં શરૂ થયેલી તુળજારામ સખારામની પહેલવહેલી અંગ્રેજી નિશાળ પછીની પહેલી માધ્યમિક શાળા તે હાલની રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલ જે ઇ. સ. ૧૮૪૬ માં અસ્તિત્વમાં આવી હતી, અને એમાં ૯૯ વિદ્યાર્થીઓ ભણતા હતા. સ્વ. રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ એ શાળાના પહેલા હેડમાસ્તર હતા. એ શાળા સ્થપાઇ ત્યારે તો સરકારી ઇંગ્લીશ સ્કૂલ હતી, અને ભદ્ર પાસે હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટવાળા મકાનમાં બેસતી. પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં તે મકાન નાનું પડવાથી ઈ. સ. ૧૮૬૧ માં શેઠ બેચરદાસ લશ્કરી, શેઠ પ્રેમાભાઇ હીમાભાઇ અને બીજા ઉદાર નાગરિકોની મદદથી એ શાળા માટે ખાસ મકાન તૈયાર કરવામાં આવ્યું. ૧૯૦૬ પછી એ મકાન સરકારી મિડલ સ્કૂલ માટે વપરાય છે. ત્યારબાદ સર ચિનુભાઈની સખાવતથી તેમના પિતામહ રણછોડલાલ છોટાલાલને નામે આર. સી. હાઇસ્કૂલનું હાલનું મકાન બંધાયું અને ઇ. સ. ૧૯૦૬થી શાળા ત્યાં બેસે છે. હવે તે આર. સી. કમર્શિયલ સ્કૂલ તરીકે કામ કરે છે.

ઈ. સ. ૧૮૪૬ પછી અસ્તિત્વમાં આવેલી બીજી અંગ્રેજી નિશાળ તે આઈ. પી. મિશન હાઇસ્કૂલ. પણ કેટલાંક વર્ષો બાદ એ સ્કૂલમાં બાઇબલનો અભ્યાસ ફરજિયાત થવાથી લોકોની ધાર્મિક લાગણી દુભાઈ અને એના પરિણામે ઇ. સ. ૧૮૮૬માં ન્યુ ઇંગ્લીશ સ્કૂલની સ્થાપના થઇ. એ નિશાળ શરૂમાં કાળુપુર ટંકશાળમાં બેસતી અને શહેરના સખી શ્રીમંત ઉદાર નાગરિકોની આર્થિક સહાયથી ચાલતી. પાછળથી ઈ. સ. ૧૯૧૪ માં બાઈ જીવકોર લલ્લુભાઇએ રૂા. ૩૫૦૦૦ ની ઉદાર સખાવત કરી એ શાળા માટે મકાન બંધાવી આપ્યું અને ત્યારથી તે જે. એલ. ન્યુ ઇંગ્લીશ સ્કૂલ તરીકે ઓળખાય છે.

ઇ. સ. ૧૮૮૬ દરમિયાન બીજી એક સ્કૂલ અસ્તિત્વમાં આવીને બંધ થઈ ગઈ હતી તે નેટીવ હાઇસ્કૂલ. આ પછી સને ૧૯૦૮માં પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ અસ્તિત્વમાં આવી.

હંટર કમિશનથી મોટો ફાયદો એ થયો કે ખાનગી શાળાઓ અને કોલેજો ઊઘડવા લાગ્યાં. અને કેળવણીની માગ વધતી ચાલી. ઇ. સ. ૧૮૯૨ના સપ્ટેમ્બરની ૧લી તારીખે ખાડીઆમાં જેઠાભાઇના ડહેલાના મેડા ઉપર રણછોડલાલ છોટાલાલ કન્યાશાળા રૂા. ૧૨૦૦૦ની સખાવતથી ઊઘડી.

ઇ. સ. ૧૯૦૪માં અમદાવાદમાં ૭ હાઇસ્કૂલો અને ૭ મિડલ સ્કૂલો થતાં લગભગ ૨૩૫૦ વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણતા થઈ ગયા હતા. તે પછી ત્રણ વર્ષે શહેરની એક પ્રતિષ્ઠિત શાળા પ્રોપ્રાયટરી હાઇસ્કૂલનો જન્મ થયો. ૧૯૦૭ સુધી શ્રી. બળવંતરાય ઠાકોર અને શ્રી. જીવણલાલ દીવાન સરકારી હાઇસ્કૂલમાં શિક્ષક હતા. એ વર્ષે શ્રી. બબુભાઈના પુત્ર અને શ્રી. જીવણલાલના ભત્રીજા બેઉને કોઇ કારણસર સરકારી મિડલ સ્કૂલમાં દાખલ ન કર્યા. આથી સ્વમાનભંગ થતું માની શ્રી. બબુભાઇ

અને શ્રી. દીવાને હેડમાસ્તર શ્રી. કોન્ટ્રેક્ટરને રાજીનામાં આપી નવી નિશાળ કાઢવાનું, 'અંધારામાં ભૂસકો મારવાનું' સાહસ કર્યું અને આર્થિક સંકડામણ ખૂબ છતાં ૧૯૦૮ના જાન્યુ.ની ૬ઠ્ઠી તારીખે મસ્કતી માર્કીટને ઉપલે માળે પ્રોપ્રાયટરી હાઇસ્કૂલની શરૂઆત કરી. આ શાળાએ સરકારની મદદ—ગ્રાન્ટ—શરૂથી આજસુધી લીધી નથી. છતાં શ્રી. બલુભાઇ અને શ્રી. દીવાન બેઉ આદર્શ શિક્ષકો હતા એટલે ૧૯૧૭માં તો પ્રોપ્રાયટરીમાં ૧૫૫૨ જેટલા વિદ્યાર્થીઓ હતા. ૧૯૧૨માં ત્રણ દરવાજે આવેલી બેલેન્ટાઇન હવેલી બળી ગઇ અને એના માલિક શ્રી. મગનલાલ ઠાકરસીએ નવું શાળોપયોગી મકાન બાંધી આપ્યું તેથી ૧૯૧૨ પછી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ ત્રણ દરવાજે એ મકાનમાં આવી હતી. પચીસ વર્ષ એ સ્થળે રહ્યા પછી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ માલિકીની સંસ્થા મટીને શહેરને જાહેર ટ્રસ્ટ દ્વારા સોંપાઇ ગઈ અને ૧૯૩૮માં વડાપ્રધાન શ્રી. ખેરને હસ્તે કાંકરીઆ પાસેનું તેનું પોતાનું મકાન ખુલ્લું મુકાયું ત્યાં એ શાળા બેસે છે. તેની એલિસબ્રીજમાં શાખા પણ છે.

પ્રોપ્રાયટરી હાઇસ્કૂલનો સ્હેજ વિસ્તૃત ઉલ્લેખ એ કારણે જરૂરી છે કે એ શાળાએ સ્વતંત્ર કેળવણીનો જે પદાર્થપાઠ આપ્યો તેમાંથી પ્રેરણા લઇને, અને સ્વ. શ્રી. બળવંતરાય ઠાકોર અને શ્રી. જીવણલાલ દીવાન પાસે તૈયાર થયેલા શિક્ષકો અને વિદ્યાર્થીઓએ શહેરમાં નવી શાળાઓ સ્થાપી. ૧૯૨૦થી ૧૯૩૦નાં દસ વર્ષમાં આવી દસેક હાઇસ્કૂલો નીકળી અને આજે બધી મળીને ૨૬ માધ્યમિક શાળાઓ શહેરનાં કુલ ૧૮૦૦૦ જેટલાં બાળકોને માધ્યમિક શિક્ષણ આપી રહી છે. શહેરમાં માધ્યમિક કેળવણીનો વિકાસ અત્યારે ખૂબ થયો છે. પરંતુ શાળાઓ માટે સારાં મકાનો, ચોગાનો કે વાતાવરણ ન હોવાને લીધે કેળવણીનો લાભ જોઇએ તેટલો મળતો નથી.

શ્રી. પ્રાણશંકર લલ્લુભાઇના એક બહેરા—મૂંગા દીકરાને ભણાવવાના પ્રશ્નમાંથી એમના જ ખંત અને શ્રમથી ખાડિયા ચારરસ્તા આગળ એક ખાનગી મકાનમાં ઇ.સ. ૧૯૦૯માં બહેરાં—મૂંગાંની શાળાનો જન્મ થયો. કેળવણીમાં નવા પ્રયોગસમી એ શાળાનું નવરંગપુરાના ચકલામાં આવેલું હાલનું મકાન ઈ. સ. ૧૯૩૦ની ૨૫મી જાન્યુઆરીએ પૂ. મહાત્મા ગાંધીજીના શુભહસ્તે ખુલ્લું મૂકવામાં આવેલું. આ શાળામાં બહેરાં—મૂંગાંને ઘણું સારું શિક્ષણ અપાય છે. છેલ્લાં બે વરસથી તો આંધળાંને પણ શિક્ષણ આપવાની યોજના ત્યાં ચાલુ થઇ ગઇ છે.

આમ ઇ. સ. ૧૯૧૯ સુધીમાં ગુજરાત કોલેજ, એમ. આર. સાયન્સ કોલેજ, બહેરાં—મૂંગાંની શાળા, 'ગુજરાતના ઘરેણા જેવી' પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ અને બીજી ચારેક નવી હાઇસ્કૂલો અસ્તિત્વમાં આવી હતી. ત્યાં મહાત્મા ગાંધીજીએ હિંદને પહેલીવાર અસહકારનો મંત્ર આપ્યો. ઇ. સ. ૧૯૨૦માં પૂ. મહાત્મા ગાંધીજીએ પરદેશી માલનો અને શાળા કોલેજોનો બહિષ્કાર કરવાની હાકલ કરી અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઇ. એનાં મહાવિદ્યાલયમાં કોલેજના જ ધોરણે ઉચ્ચ અભ્યાસક્રમની યોજના થઇ. પણ અંગ્રેજીનું સ્થાન બીજી ભાષા તરીકે આવી ગયું અને ઘણા ખરા વિષયો ગુજરાતી મારફતે શીખવવાનો પ્રયાસ થયો.

## પ્રજાકીય કેળવણીમંડળ અને અસહકારનો જુવાળ

૧૯૨૦માં પ્રોપ્રાયટરી હાઇસ્કૂલના પ્રિન્સીપાલ શ્રી. બળવંતરાય ઠાકોર મ્યુ. સ્કૂલ્સ કમિટીના ચેરમેન થયા અને એમણે સરકારને સંભળાવી દીધું કે 'no grant no control', મદદ પણ જોઇતી નથી અને દખલ પણ જોઈતી નથી. મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક કેળવણીમાં સરકારની ગ્રાન્ટ લેવાની છોડી. આ no grant ના ઠરાવને ટેકો આપનાર શ્રી. વલ્લભભાઇ સહિતના ૧૬ સભ્યો સામે સરકારે રૂ. ૧,૬૮,૦૦૦નો દાવો માંડ્યો. પણ જજ મી. ડીસોઝાએ ચુકાદો આપી દીધો કે મ્યુનિસિપાલિટીએ

પ્રાથમિક શાળાઓમાં જે પૈસા ગ્રાન્ટ છોડયા પછી વાપર્યાં તે માત્ર કેળવણીમાં જ વપરાયા છે, અને નુકસાનીનો દાવો ખોટો છે. ૧૯૨૪માં પણ પ્રજાકીય સભ્યો મ્યુનિસિપાલિટીમાં પાછા આવતાં સરદાર વલ્લભભાઈના પ્રમુખપદ હેઠળ ચાલતી મ્યુનિસિપાલિટીએ ૧ા લાખ રૂપિયા પ્રજાકીય કેળવણી મંડળને ગ્રાન્ટ તરીકે આપેલા. આથી સરકાર તો ઘણી ઊંચીનીચી થયેલી પણ કામ કાયદેસરનું હતું એટલે વળેલું કંઇ જ નહિ. આ વખતે સરકાર સાથે સંબંધ છોડનાર શાળાઓમાં ૨ છોકરાઓની હાઇસ્કૂલો, ૨૪ છોકરાઓની પ્રાથમિક નિશાળો, ૧૦ ગુજરાતી પ્રાથમિક કન્યાશાળાઓ, ૬ છોકરાઓની ઊર્દુ નિશાળો, ૩ ઊર્દુ કન્યાશાળાઓ, ૧ અંત્યજોની નિશાળ, ૧ અંત્યજ કન્યાશાળા, ભદ્રમાં આવેલી ૧ છોકરાછોકરીઓની મિશ્રશાળા, અને ૭ રાત્રિશાળાઓ મળી કુલ ૫૫ સંસ્થાઓ હતી. ઉચ્ચ અને માધ્યમિક કેળવણીની કેટલીક સંસ્થાઓએ પણ સરકાર સાથે સંબંધ છોડયો હતો. પ્રોપ્રાયટરી હાઇસ્કૂલે ગુજરાત વિદ્યાપીઠ સાથે એ સંબંધ બાંધ્યો હતો, જો કે અસહકારનો જુવાળ ઓસરતાં ૧૯૨૭માં એ સંબંધ ફરી પાછો મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાયો. આમ પોતાની સાથે સંબંધ તૂટવાથી સરકારે બીજી ચાર પ્રાથમિક શાળાઓ કાઢેલી. ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટીસીંગ શાળા તો સરકારની જ હતી. વળી આઇ. પી. મિશન શાળા, બી. પી. જૈનશાળા, તર્ગાળા ભોજકશાળા, અને કેન્ટોન્મેન્ટની શાળા ઉપરાંત બીજી ૧૫ ખાનગી કન્યાશાળાઓએ સરકાર સાથેનો સંબંધ અને મદદ લેવાનું ચાલુ રાખ્યું હતું. કેટલીક મિલોએ પણ સરકારથી સ્વતંત્ર શાળાઓ કાઢેલી; મજૂર મહાજનની પણ કેટલીક સ્વતંત્ર શાળાઓ શરુ થઇ હતી.

## ગુજરાત વિદ્યાપીઠનો કીમતી ફાળો

રાષ્ટ્રીય કેળવણીના જુવાળમાં સરકારી શાળા કોલેજોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ખૂબ ઘટી ગઈ. ડૉ. પ્રાણજીવન જગજીવનદાસ મહેતાએ આપેલા રૂા. ૨ા લાખના ફંડમાંથી રૂા. ૧,૭૫,૦૦૦ના ખર્ચે ગુજરાત વિદ્યાપીઠનું હાલનું મકાન ઈ. સ. ૧૯૨૫માં બાંધવામાં આવ્યું, ત્યાં સુધી જે કોચરબમાં ડાહ્યાભાઈ ઇજતરામના મકાનમાં અને આશ્રમ રોડ પર ભુલાભાઇ કોલોનીમાં બેસતી તે જ વિદ્યાનું સાચું ધામ બની રહી. આચાર્ય ગીદવાણી, આચાર્ય કૃપાલાની, કાકાસાહેબ કાલેલકર જેવા પ્રાણવાન આચાર્યો અને તેજસ્વી વિદ્યાર્થીઓથી વિદ્યાપીઠ શોભતી અને અનેક જુવાનોને પ્રેરણા પાઇને એણે ચુનંદા રાષ્ટ્રસેવકો તૈયાર કર્યા. ગુજરાતના જાહેર જીવનના પ્રત્યેક પાસામાં વિદ્યાપીઠના થોડાક સો સ્નાતકોનો પણ ભારે કીમતી ફાળો છે.

ઈ.સ. ૧૯૩૦માં પૂ. મહાત્મા ગાંધીજીએ ઐતિહાસિક દાંડીકૂચ આરંભી અને સામુદાયિક લડત ઉપાડી તેમાં વિદ્યાપીઠે ઝંપલાવ્યું. સરકારે વિદ્યાપીઠ જપ્ત કરી અને મહાવિદ્યાલયના વર્ગો બંધ પડયા તે પડયા– ફરી ચાલુ થયા જ નહિ. ૧૯૩૫ પછી વિદ્યાપીઠનાં ઊતરતાં પાણી થયાં, જો કે વિનયમંદિર અને ગ્રામસેવામંદિર ચાલતાં હતાં પરંતુ ઉચ્ચ અભ્યાસના ધામ તરીકે એ બંધ જ રહી. વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી રહેતી. હમણાં ૧૯૪૭ના જુન માસમાં જ વિદ્યાપીઠમાં 'મહાદેવભાઇ સમાજ સેવક વિદ્યાલય'ના વર્ગો શરુ કરવામાં આવ્યા છે. તે પહેલાં કેટલાક તાલીમવર્ગો, મોન્ટેસોરી વર્ગો તથા ગ્રામસેવક વર્ગો ત્યાં ચાલતા હતા. ગુજરાત વિદ્યાપીઠે રાષ્ટ્રીય શિક્ષણનો સંદેશ આપી શિક્ષણ પદ્ધતિમાં ફેલાવી દીધો અને ગાંધીયુગના ફાલ સમા વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રીય ભાવના હાડમાં પ્રવેશી ગઈ તેથી એનું એ પ્રકારનું કાર્ય તો પૂરું થયું ગણાય. વિદ્યાપીઠે પાઠ્યપુસ્તકોમાં નવી દૃષ્ટિ અને જોડણીકોશ દ્વારા ભાષાના વિકાસમાં અનન્ય ફાળો આપ્યો છે તેમ અનેક કવિઓ, લેખકો, પત્રકારો, લલિતકલાકારો, સમાજસેવકો, ગ્રામસેવા દીક્ષિતો દ્વારા ગુજરાતને સમૃદ્ધ કર્યું છે. એની પ્રેરણા અને સ્નાતકોની ભાવનાથી ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીની ઘણી

સંસ્થાઓ સ્થપાઈ અને જનતાની વ્યાપક કેળવણીમાં ઉપયોગી એવાં કાર્યો તો વિદ્યાપીઠના દીક્ષિતો દ્વારા ખૂબ થયાં છે. 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' જેવી સંસ્થા પણ વિદ્યાપીઠમાં જ વિકસી.

## ઉચ્ચ શિક્ષણનો વિકાસ

કોલેજની કેળવણીની બાબતમાં ઇ. સ. ૧૮૬૧માં 'લૉ લેકચર્સ' ના નામથી એક શાળા કાઢવામાં આવી હતી. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ તથા સરકારી નોકરો એનો લાભ લઈ શકે એ માટે તેના વર્ગો સવાર–સાંજ ચાલતા. તેમાં અંગ્રેજી સાહિત્ય, ગણિત, લૉજિક, વિજ્ઞાન અને સંસ્કૃત પણ શીખવાતું. ૧૮૭૩ સુધી આ શાળા ચાલી, કારણ કે યુનિવર્સિટી સાથે એને સંબંધ નહોતો. તે પછી ૧૮૭૯માં એક યુરોપિયન અને બે દેશી પ્રોફેસરોની મદદથી ફર્સ્ટયર આર્ટસનો વર્ગ ખોલવામાં આવ્યો. આ વર્ગ એ આપણી ગુજરાત કોલેજનું બીજ હતું આ અગાઉ મેટ્રિક પાસ થનારને ઉચ્ચ અભ્યાસ માટે પૂના જવું પડતું તે ટળ્યું. આ નવો વર્ગ અત્રેની સરકારી ઇંગ્લીશ સ્કૂલમાં જ બેસતો. ધીરેધીરે એમાં બી. એ. સુધીનું શિક્ષણ અપાવા લાગ્યું અને ૧૮૮૭માં એનું નવેસરથી બંધારણ ઘડી એનો વહીવટ એક સભાને સોંપવામાં આવ્યો. થોડાં વર્ષોમાં એનું નવું ઇલાયદું મકાન થયું. સર ચિનુભાઇ માધવલાલે ઇ. સ. ૧૯૧૨માં ૬ લાખ રૂપિયા આપી એમના પિતા માધવલાલ રણછોડલાલના નામે સાયન્સ કોલેજ કરી આપી અને ભાષણો, નાટચપ્રયોગો વગેરે માટે શહેનશાહ પાંચમા જ્યોર્જના હિંદ આગમનના સ્મરણમાં એક હોલ બંધાવ્યો, અને તે વખતના ગવર્નર સીડનહામના નામથી ત્યાં એક લાયબ્રેરી પણ કરવામાં આવી. સર ચિનુભાઇની મદદથી આ પછી ગુજરાત કોલેજ સરકારને હસ્તક ગઇ. શરૂઆતમાં હાજરી ઓછી રહેવાથી કોલેજ બંધ કરવી પડેલી, જ્યારે આજે સેંકડો વિદ્યાર્થીઓને 'એડમીશન' નહિ મળતાં નિરાશ થઈ પાછા ફરવું પડે છે! છેક હાલમાં વધુ વર્ગો ચલાવી શકાય તે માટે આ વર્ષે નવું મકાન પણ બાંધવામાં આવ્યું છે. વળી સર ચિનુભાઇએ પોતાના પિતામહના નામે ઘીકાંટા રોડ પર સરકારી 'ઇંગ્લીશ સ્કૂલ' માટે નવું મકાન બાંધી આપ્યું. અને ત્યારથી એ આર. સી. હાઇસ્કૂલ કહેવાઇ. અત્યારે તે આર. સી. કમર્શિયલ સ્કૂલ તરીકે કામ કરે છે. બીજી કોમ અને ખાસ કરીને કારીગર કોમના વિદ્યાર્થીઓને ધંધારોજગારનું શિક્ષણ મળે એવા હેતુથી એ જ શેઠે 'આર. સી. ટેકનિકલ ઇન્સ્ટીટયુટ' પણ કરી આપ્યું. એનો વહીવટ પણ સરકાર કરે છે.

આ પછી ૧૯૨૭માં મુંબઇ હાઇકોર્ટના જજ સર લલ્લુભાઈ આશારામ શાહ એમ. એ. એલ એલ. બી.ના પવિત્ર સ્મરણમાં અત્રે અમદાવાદ લૉ સોસાયટીના ઉપક્રમથી એક લૉ કોલેજ શરુ કરવામાં આવી. ત્યારે બી. એ. થયા પછી જ એલએલ. બી. થવાતું. હવે માત્ર કાયદાના જ ગ્રેજ્યુએટ થઈ શકાય એવી રીતે અભ્યાસક્રમ યોજાયો છે. હાલનું એ કોલેજનું મકાન ઈ. સ. ૧૯૩૭માં રૂા. ૧,૬૦,૦૦૦ને ખર્ચે કરવામાં આવ્યું તે પહેલાં સંસાર સુધારા હોલમાં તેના વર્ગો ચાલતા.

વળી પ્રજાની કેળવણીની ભૂખ તો દિવસે દિવસે ઉઘડતી જ રહી. એટલે મેટ્રિક પાસ કરી કોલેજમાં જનારની સંખ્યા ખૂબ વધવા માંડી. સ્ત્રીશિક્ષણ પણ વધવા લાગેલું. એટલે છોકરીઓની સંખ્યા પણ કોલેજમાં વધવા માંડી. આ સ્થળે એક નોંધ લેવી ઘટે કે અમદાવાદમાં સૌ પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટો થનાર સર રમણભાઇ મહીપતરામનાં પત્ની લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને સૌ. શારદા સુમન્ત મહેતા હતાં.

ઉચ્ચ શિક્ષણની વધતી જતી માગને લીધે અને ઉચ્ચ કેળવણીમાં પણ રાષ્ટ્રીય ભાવના અને વાતાવરણની કોલેજો સ્થાપવા 'અમદાવાદ એજ્યુકેશન સોસાયટી' ની સ્થાપના ઇ. સ. ૧૯૩૫માં થઇ. શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર, સ્વ. શ્રી. બળવંતરાય ઠાકોર અને શ્રી જીવણલાલ દીવાન આમાં મુખ્ય



સુદર કોતરણીવાળી
દાદા હરિની વાવ



સ્થાપત્ય કલાના
સુદર નમૂનારૂપ
પ્રખ્યાત જૈનમદિર
હઠીસિગનુ દહેરૂ



અમદાવાદના
ઇતિહાસનુ મહત્ત્વનુ
સ્થાન શાહઆલમ
સાહેબનો રોજો

પ્રાણરૂપ કાર્યકરો હતા. નાગરિકોમાં ઉચ્ચ કેળવણી અંગેની ફરજનું ભાન જાગૃત કરી તેમણે રૂા. ૧૦૦ થી માંડી મોટી રકમોના સેંકડો સભ્યો નોંધ્યા અને પ્રજાના સાથથી અને શેઠ અમૃતલાલ હરગોવનદાસના રૂા. ૫૦,૦૦૦ના દાનથી હરગોવનદાસ લખમીચંદ કોલેજ ઓફ કોમર્સની સ્થાપના ઈ. સ. ૧૯૩૭માં થઇ. શેઠ કસ્તુરભાઇ લાલભાઇ અને શેઠ અમૃતલાલ હરગોવનદાસ આમાં પહેલેથી જ ખૂબ રસ લેતા હતા. શેઠ કસ્તુરભાઇ અને તેમના ભાઇઓએ બે લાખ રૂા.નું દાન આપવાથી લાલભાઇ દલપતભાઇ આર્ટસ કોલેજ પણ ૧૯૩૯માં શરૂ થઇ. આ બે કોલેજોનાં મકાનો માટે નવરંગપુરા પાસે જમીનો લેવાઇ અને સુંદર મકાનો તૈયાર થયાં. એજ્યુકેશન સોસાયટીની પ્રવૃત્તિ વધતી જતી હતી અને શેઠ નવીનચંદ્ર મફતલાલના રૂા. ૭ લાખના દાનથી તેમના પિતાના સ્મારક તરીકે શેઠ મફતલાલ ગગલભાઈ સાયન્સ કોલેજ ૧૯૪૭ના જુન માસથી શરૂ થઇ. વળી તેલિયામિલવાળાના સુપુત્રો શ્રી. રણછોડલાલ, રતનલાલ અને નરસીભાઇએ રૂપિયા ત્રણ લાખ એ સોસાયટીને આ વર્ષે આપ્યા છે અને એમાંથી 'લલ્લુભાઇ મોતીલાલ ફાર્માસ્યુટિકલ કોલેજ' પણ શરુ થઇ ગઈ છે. આમ એજ્યુકેશન સોસાયટીએ શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરના અથાગ પ્રયાસોથી ગુજરાત વિશ્વવિદ્યાલયની બધી પૂર્વ તૈયારી કરી આપી છે. સિવિલ હોસ્પીટલ સાથે જોડાયેલી બહેરામજી જીજીભાઈ મેડિકલ સ્કૂલ પણ હવે કોલેજ બની છે અને તેમાં M. B. B. S. સુધીનો અભ્યાસ કરાવાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પણ ભોળાભાઇ જેશીંગભાઇ ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિદ્યાભવન દ્વારા એમ. એ. ના અનુસ્નાતક વર્ગો ચલાવે છે. આ જ વિદ્યાભવન તરફથી ટૂંક સમયમાં અખબારી વિજ્ઞાનના વર્ગો પણ શરુ થનાર છે. આમ અમદાવાદમાં ઠીક ઠીક કોલેજો શરૂ થઈ ગઈ છે.

## ગુજરાત વિશ્વવિદ્યાલય

ગુજરાત વિશ્વવિદ્યાલયની આમ પૂર્વતૈયારી થઇ ચૂકી હતી એટલે ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળની સ્થાપના યોગ્ય સમયે જ ૧૯૪૬ના આરંભમાં થઈ. મંડળ તરફની પ્રશ્નાવલિ વગેરે કેળવણીમાં રસ લેતા ગુજરાતીઓને મોકલવામાં આવ્યું છે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની જમીનની લગોલગ પશ્ચિમે બધી મળીને આશરે ૫૦૦ વીઘાં જમીન વિશ્વવિદ્યાલય માટે મેળવવાની તજવીજ ચાલે છે. બીજી તરફ વિશ્વવિદ્યાલયમાં વિવિધ જ્ઞાનની શાખાઓ માટેનાં વિદ્યાલયો સ્થાપવા માટે અને વિદ્યાર્થીગૃહો વગેરે માટે એક કરોડ રૂપિયાના ફંડની ટહેલ શ્રી. માવલંકરે ગુજરાત પાસે નાખી છે. આ ટહેલને સ્વયંભૂ ઉમળકાથી આવકાર મળી રહ્યો છે અને ૧૯૪૭નું વર્ષ પૂરું થતાં પહેલાં ૫૦ લાખ રૂપિયા સુધીનાં વચનો મળી ગયાં હશે એવો અંદાજ છે. શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ ઇજનેરી કોલેજ માટે અર્ધો ખર્ચ આશરે રૂા. વીસ લાખ સુધીનો આપવાની તૈયારી દર્શાવી છે. સૈજપુરના ઇનામદાર શ્રી. કુબેરદાસ હરગોવનદાસ મોદીએ રૂા. ૧૦ લાખની કિંમતની ૨૦૫ એકર જમીનનું દાન કર્યું છે. સ્વ. શેઠ હરિવલ્લભદાસ કાળીદાસ (અંબિકા મિલવાળા) ના સ્મારક તરીકે તેમના પુત્રોએ રૂા. પાંચ લાખની સખાવત જાહેર કરી છે. આમ નાણાં મળી રહેશે અને મુંબઇ ધારાસભાની આવતી બેઠકમાં ગુજરાત વિશ્વવિદ્યાલય અંગેનો ખરડો રજૂ પણ થશે એમ મનાય છે. અમદાવાદના કેળવણી વિકાસની એ સહુથી શિરોમણી યશકલગી થશે એમાં શંકા નથી.

## સંસ્કૃતનો અભ્યાસ

અગાઉ જ્યારે સંસ્કૃતના ઉચ્ચ અભ્યાસ માટે શાળાકોલેજો નહોતી અને કાશી કે મિથિલા જવું પડતું ત્યારે અહીં અમદાવાદમાં પણ બીજાં શહેરોની માફક સંસ્કૃત પાઠશાળાઓ ચાલતી હતી. સ્વામિનારાયણના મંદિરમાં પણ સંસ્કૃત શીખવાતું. સર ચિનુભાઇ અને બીજા ગૃહસ્થોની મદદથી

સાંકડીશેરીમાં વ્યાકરણવારિધિ શાસ્ત્રી રામકૃષ્ણે એક સારી પાઠશાળા કાઢી હતી. પાછળથી એ પાઠશાળા બીજાને સોંપી. ખાડીઆમાં શાસ્ત્રી રામકૃષ્ણે સર ચિનુભાઈની મદદથી બીજી પાઠશાળા શરૂ કરી. સ્વામિનારાયણના મંદિરની પાઠશાળા તો આજે પણ રાયપુરમાં ચાલે છે. એલિસપૂલ પાસે સંન્યાસ આશ્રમમાં પણ સંસ્કૃતની મોટી પાઠશાળા અત્યારે ચાલે છે. બ્રહ્મચારીની વાડીની સંસ્કૃત પાઠશાળા પણ છે. પણ ખાસ સંસ્કૃતનો જ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ આખા શહેરમાં માંડ ૨૦૦ હશે. અંગ્રેજી શિક્ષણની ભૂરકીમાં આપણે સૌ એવા અંજાઈ ગયા છીએ કે આજે જ્યારે એનાં અનેક અનિષ્ટો આપણી નજર આગળ જોઈ રહ્યા છીએ, અનુભવી રહ્યા છીએ, છતાં પણ એનો મોહ આપણને છૂટતો નથી. ભાષાઓની શિરોમણિ જેવી સંસ્કૃત ભાષા આજે તો માત્ર મૃતઃપ્રાય જેવી બની ગઈ છે. અભ્યાસક્રમમાં પણ એનું સ્થાન બીજી ભાષામાં આવે છે અને પરિણામે સંસ્કૃતના સર્વોચ્ચ સાહિત્યથી પણ મોટા ભાગના વિદ્યાર્થીઓ વંચિત રહી જાય છે. રાષ્ટ્રીય સરકાર કદાચ સંસ્કૃતનું પ્રાચીન ગૌરવ પુનઃસ્થાપિત કરશે એવી આશા રખાય. અહીં અમદાવાદ ખાતે કાંકરીઆ પર આવેલા અખંડાનંદ આશ્રમમાં પૂ. સ્વામી શ્રી ગંગેશ્વરાનંદજી, તથા પૂ. સ્વામી શ્રી. સર્વાનંદજી વગેરે સ્વદેશાભિમાની સંતોની પ્રેરણાથી સંસ્કૃતના ઉચ્ચ અભ્યાસ માટે એક વેદમંદિર બંધાઈ રહ્યું છે.

## લોકશિક્ષણનાં સાધનો

આ છે અમદાવાદનો કેળવણીનો ઇતિહાસ. આજે આપણા શહેરમાં ૨ આર્ટસ કૉલેજો, ૨ સાયન્સ કૉલેજો, ૧ કૉમર્સ કૉલેજ, ૧ મૅડિકલ કૉલેજ, ૧ ફાર્માસ્યુટિકલ કૉલેજ, ૧ લૉ કૉલેજ, ૨૫ જેટલી માધ્યમિક શાળાઓ (જેમાંની કેટલીકની બ્રાન્ચ સ્કૂલો પણ છે, કેટલીકમાં સ્થળના અભાવે 'ડબલ શીફ્ટ' ચાલે છે.) ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહાર જેવી ભાવનાપ્રધાન શાળા (જેમાં સંગીત, ચિત્રકામ, લુહારી, સુતારી જેવા ઉદ્યોગો પણ શીખવવામાં આવે છે), ૩ ટ્રેનિંગ કૉલેજો ૨૦૦ જેટલી પ્રાથમિક શાળાઓ, ઉર્દુ મદ્રેસાઓ, ૭ સાત સંસ્કૃત પાઠશાળાઓ, માઉન્ટ કાર્મેલ કન્વેન્ટ સ્કૂલ જેવી વિલક્ષણ સ્કૂલ, સી. એન. વિદ્યાવિહારનું બાલમંદિર, શારદામંદિર જેવાં મોટાં બાલમંદિરો ઉપરાંત સંખ્યાબંધ બાલમંદિરો એમ કેળવણીની ઘણી સંસ્થાઓ ધમધોકાર ચાલી રહી છે. કેળવણીને ઉપકારક જ્ઞાનની પરબો જેવાં પુસ્તકાલયો જેમાં માણેકલાલ જેઠાલાલ જેવું મોટું ને આદર્શ પુસ્તકાલય, ગુજરાત વિદ્યાસભાની લાયબ્રેરી, ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય, ગુજરાત કૉલેજની સિડનહામ લાયબ્રેરી, બાપાલાલ ભોળાનાથ લાયબ્રેરી, અને બીજાં ઘણાં નાનાંમોટાં પુસ્તકાલયો પણ શહેર પાસે આજે છે. વળી 'ગુજરાત સમાચાર', 'સંદેશ', 'પ્રભાત' જેવાં દૈનિકો અને 'પ્રજાબંધુ', 'ભારતી', 'ગતિ', 'ગુજરાતીપંચ' જેવાં સાપ્તાહિકો પ્રજાકીય કેળવણી અને રાષ્ટ્રઘડતરમાં કીમતી સેવાઓ આપી રહ્યાં છે. 'કુમાર', 'પ્રસ્થાન', 'સંસ્કૃતિ' જેવાં સારાં સાહિત્યિક માસિકો પણ અમદાવાદમાંથી નીકળે છે અને 'રેખા', 'ઊર્મિનવરચના' જેવાં રાજકીય પ્રશ્નોને વધુ મહત્ત્વ આપતાં માસિકો પણ અમદાવાદમાંથી પ્રસિદ્ધ થાય છે. ૧૯૪૭ના વર્ષમાં નવાં માસિકો પણ નીકળ્યાં છે. સિનેમાગૃહો, નાટકઘરો પ્રજાકેળવણીમાં ઘણો મોટો ફાળો આપી શકે પણ આવડા સમૃદ્ધ આપણા શહેરને નગીને સંસ્કૃતિને છાજે એવાં ચિત્રપટો તૈયાર કરનાર કોઈ સંસ્થાઓ નથી, પરંતુ રંગમંડળ, લોકનાટ્ય સંઘ, રૂપકસંઘ, નેશનલ થિયેટર્સ વગેરે સંસ્થાઓ અવેતન કલાકારોના સાથથી ગુજરાતી સંસ્કારી રંગભૂમિ સર્જવાના પ્રયાસો કરી રહી છે. સંગીત- નૃત્યની કલાઓ પ્રત્યે પ્રજાની અભિરુચિ વળી છે અને એ માટેની ભૂખ ઊઘડી રહી છે એ શુભ ચિહ્ન છે. સંગીત શિક્ષણ માટે 'ગાંધર્વ મહાવિદ્યાલય' જેવી જૂની અને મોટી સંસ્થા પણ અહીં છે. નૃત્ય માટે સંગીતનૃત્યનિકેતન અને બીજા કોઈ ખાનગી વર્ગો છે પણ ખાસ કોઈ નૃત્યશિક્ષણની સહુને પોસાય એવી સારી શાળા અહીં ચાલતી નથી.

ચિત્રકળા ક્ષેત્રમાં અમદાવાદે ગુજરાતમાં જ નહિ પણ મુંબઈ ઇલાકામાં મોખરો સાચવ્યો છે અને અખિલ હિન્દ ખ્યાતિ મેળવી છે. એનો બધો યશ ગુજરાતના અભિનવ કલાકારોના આદ્યકલાગુરુ અને ઉત્તમ કલાવિવેચક શ્રી. રવિશંકર મહાશંકર રાવળને જ ઘટે છે. એમની જ પાસે તૈયાર થયેલા શ્રી. કનુ દેસાઇની કલાથી અને કીર્તિથી આજે ભાગ્યે જ કોઇ ગુજરાતી બલ્કે હિંદુસ્તાની અજાણ હશે. સિને–ઉદ્યોગમાં કલા કેવો મહત્ત્વનો અને ગૌરવપૂર્ણ ભાગ ભજવી શકે અને ચિત્રપટનું એ કેવું આવશ્યક અંગ છે એ શ્રી. કનુ દેસાઇએ સિને–ઉદ્યોગમાં કલાનિદર્શક તરીકે કામ કરીને સફળ રીતે બતાવી આપ્યું છે. તેમણે પોતે પણ અમદાવાદમાં ઘણાં કલાકારોને ચિત્રકલા શીખવી તૈયાર કર્યાં છે. 'ગુજરાત કલાસંઘ ચિત્રશાળા' શ્રી. રવિભાઇએ સ્થાપી તેના તેજસ્વી વિદ્યાર્થીઓમાંના શ્રી. રસિકલાલ પરીખ, શ્રી. છગનલાલ જાદવ, શ્રી, સોમાલાલ શાહ, 'ચકોર' અને 'વિચિત્ર' એઉ નામધારી શ્રી. બંસીલાલ વર્મા જેવા ઉત્તમ કાર્ટુનીસ્ટ અને શ્રી. ચંદ્રકાંત ત્રિવેદી વગેરે ગરવી ગુજરાતને કલાથી શણગારી રહ્યા છે એ માટે અમદાવાદ જરૂર અભિમાન લઇ શકે એમ છે.

એક વાત જણાવ્યા વિના નથી રહેવાતું. સ્થાપત્યના ઉત્તમ નમૂનાઓ માટે જે અમદાવાદ એક વખત દેશપરદેશ જાણીતું હતું તે જ શહેરમાં આજે એક પણ આર્કીટેકચરલ— સ્થાપત્ય-શિક્ષણની શાળા નથી કે એક પણ એન્જિનિયરીંગ કૉલેજ નથી એ કેવું વિચિત્ર અને દુઃખદ છે?

માનસિક કેળવણીનાં મુખ્ય મુખ્ય અંગો ઉપરની હકીકત વાંચતાં અમદાવાદમાં ઠીક ઠીક વિકાસ પામી રહ્યાં છે એમ જણાશે. શારીરિક કેળવણીની બાબતમાં પણ વ્યાયામ પ્રવૃત્તિ અમદાવાદમાં ઘણી સારી ચાલે છે એમ કહેવાય. અમદાવાદ વ્યાયામ મંડળની પ્રવૃત્તિ ખૂબ વિકસી છે. ભદ્રની વ્યાયામ શાળા, પ્રિતમનગરનો અખાડો, ખાડિયા વ્યાયામ શાળા વગેરે આ દિશામાં સારું કાર્ય કરી રહેલ સંસ્થાઓ છે. શારીરિક કેળવણીની અગત્ય ઉપરાંત રમતગમતો અને નિશાનબાજીની અગત્ય પણ પ્રજાને જણાઇ છે. એ દિશામાં અમદાવાદ રાયફલ એસોસીએશન, હોકી, ફૂટબોલ, બોકસીંગ વગેરેનાં મંડળો સારું કાર્ય કરી રહ્યાં છે.

ઇ. સ. ૧૮૨૬ માં પહેલવહેલી બે ગુજરાતી શાળાઓ કંપની સરકારે અમદાવાદમાં ઉઘાડી ત્યારથી આજસુધી ૧૨૦ વર્ષમાં કેળવણીનો વિકાસ પ્રમાણમાં ઘણો ઓછો થયો છે. પ્રાથમિક કેળવણીનું પ્રમાણ પણ અત્યાર સુધી બહુ સંતોષકારક તો નહોતું જ. પણ હવે તો એ ફરજિયાત થઈ જશે એટલે કેળવણીનો વિકાસ આવતાં પાંચદસ વર્ષમાં ખૂબ થશે. માધ્યમિક અને ઉચ્ચ કેળવણીનું પ્રમાણ નીચું રહેવામાં દોષ એ કેળવણીના માધ્યમ (Medium) તરીકે અંગ્રેજી ભાષાના થતા ઉપયોગનો હતો અને આજે પણ છે. સ્વભાષાદ્વારા શિક્ષણ માટે ઇ. સ. ૧૮૮૮ માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ મુંબઇ યુનિવર્સિટીને રીપોર્ટ કરેલો. આજે ૬૦ વર્ષ પછી પણ સંપૂર્ણ રીતે સ્વભાષાદ્વારા શિક્ષણનો પ્રશ્ન હજુ આપણે માટે અણઉકેલ પડ્યો છે. ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થપાતાં એ પ્રશ્ન ઉકેલાય અને સવાકરોડ ગુજરાતીઓની કેળવણી હવેનાં વર્ષોમાં હરણફાળ ભરે એમ ઇચ્છીએ.

# અમદાવાદમાં સરકારી વહીવટ

લોકશાહીમાં રાજા હોતો જ નથી પણ હોય તો માત્ર નામનો જ હોય છે. પ્રાચીન સમયમાં રાજા જ સર્વશક્તિમાન ગણાતો અને તેની મરજી એ જ કાયદો હતો. સ્વતંત્ર મુસલમાન બાદશાહીની શરૂઆતમાં બાદશાહ પોતે અમદાવાદમાં રહેતા. જુદાં જુદાં ખાતાંઓના અમલદાર નીમવામાં આવતા. પણ બાદશાહના હુકમથી ગમે તે કામ થતું. એ સમયના સરકારી વહીવટ વિશે વિગતવાર ઇતિહાસ મળતો નથી. જકાત, જમીન-મહેસૂલ વગેરે લેવાતાં તેના ઉલ્લેખો છુટાછવાયા મળી આવે છે. કોટવાલ અને ફોજદાર લશ્કરના ઉપરી ગણાતા. દસ્તાવેજો ગુજરાતીમિશ્ર સંસ્કૃતમાં લખાતા અને કાયદાની બારીકીવાળા રહેતા. બીજાં શહેરોમાં ત્યારે હતું તેવું કાજી, કોટવાળ વગેરેનું બનેલું પંચકુલ અમદાવાદમાં પણ હશે એવો સંભવ છે. ન્યાયમાં કાજી ઉપરાંત છેલ્લી અરજી સર્વોપરી અદાલત તરીકે બાદશાહ હજુર પોતે સાંભળતા અને ન્યાય કરતા. મહમદ બેગડાના વખતમાં લડાઈ અર્થે અને પાછળથી અમદાવાદના બાદશાહો ચાંપાનેરમાં વસવા લાગ્યા ત્યારથી અને મોગલાઈના અમલમાં પણ અમદાવાદમાં સૂબો નિમાતો.

ગુજરાતનો સૂબો અમદાવાદમાં રહેતો. સૂબાની ગેરહાજરીમાં એનું કામ સંભાળવા નાયબસૂબો નિમાતો. સૂબાના હાથ નીચે સૂબાનો દીવાન અને દીવાનના હાથ નીચે જુદાં જુદાં ખાતાંઓના મુત્સદ્દીઓ રહેતા. મહેસૂલ તથા અંદરનો વહીવટ દીવાન કરતો. કોટવાલ શહેરમાં મુખ્ય પોલીસ અમલદાર હતો. શહેરના ચકલાની ચોકીઓ એના હાથ તળે હતી. શહેર બહાર પરાંનો ફોજદાર જુદો હતો. એની મદદમાં બીજા નાયબ ફોજદારો રહેતા. ન્યાયખાતાનો વડો શહેરનો કાજી ગણાતો અને સદર, કાજી તથા મુહતસીબોની નિમણૂક દિલ્હીના સદરુસ્સુદૂર (Imperial law member) ની મહેરથી સૂબાનો દીવાન કરતો. મોટા અમલદારો મનસબદાર હતા અને એમને અમુક ઠરાવેલી સંખ્યામાં ઘોડેસ્વાર મળતા.

**પોલીસ ખાતું:** શહેરની અંદરનો કોટવાલ મુખ્ય પોલીસ અમલદાર ગણાતો. કોટવાલનો ચબૂતરો (પોલીસ સ્ટેશન) ભદ્રમાં હાલ સરકારી મિડલ સ્કૂલ છે ત્યાં હતો. શહેરના ચકલાઓમાં બીજા ચબૂતરા હતા અને ત્યાં ચોકી કરનાર, ફરનાર, રાતે ચોકી કરનાર સિપાઇઓ કોટવાલ તરફથી નિમાતા. આવા ચબૂતરા પાનકોર નાકે, માણેકચોકમાં, ઢીંકવા, ખાડીઆ, રાયપુર, આસ્ટોડીઆ, રાયખડ, ખાનપુર, શાહપુર, ઝવેરીવાડ, ઇડરીઆ વગેરે ચકલાઓએ હતા, જેમાંના ઘણા આજ સુધી પણ ત્યાં જ છે. જ્યારે કેટલાક નવા પણ થયા છે. કોટવાલ દિલ્હીના મીરે આતીશ (દારૂગોળા ખાતાનો ઉપરી) ની મહેરથી નિમાતો અને એનો રૂા. ૨૧૩નો પગાર તથા ૧૦૦ પેદલ અને ૫૦ સ્વાર મળતા. સૂબાની તહેનાતીનું લશ્કર એની પાસે રહેતું. ઔરંગઝેબના સમયમાં કોટવાલની નિમણૂક બાદશાહ પોતે કરતા.

શહેર બહારનો ફોજદાર નેનપુરમાં આસ્તોડીઆ દરવાજા બહાર રહેતો એને તાબે ૫૦૦ સ્વાર રાખવા પડતા અને એના નિભાવ માટે નાઝીમ (સૂબા) તરફથી એને મહિને વીસ હજાર રૂપિયા મળતા. બસો સ્વાર ફોજદારની પાસે અને બાકીના પરાંઓની ચોકીઓ પર રહેતા. સૂબાની ગેરહાજરીમાં બહાર ફોજદારને પાંચ હજાર રૂપિયા વધારે મળતા અને સત્તર પરાં તથા હવેલી પરગણાનાં (દસક્રોઇનાં) આઠ ગામની સલામતી જાળવવાનું એને માથે રહેતું.

દિલ્હી દરવાજાની બહાર હાજીપુરમાં (શાહપુર અને દિલ્હી દરવાજા બહાર દૂધેશ્વર સુધીનો ભાગ) એક ફોજદાર ૫૫ સ્વાર અને ૨૨૫ પેદલથી નિમાતો અને નેનપુરના ફોજદારને તાબે ગણાતો. એના

બંદોબસ્તમાં તેર પરાં અને બે ગામ હતાં. નદીને સામે કાંઠે ફિરોજપુરમાં પણ ૫૦ સ્વારો અને ૧૫૦ પેદલવાળા ફોજદારનું થાણું હતું. એ ફોજદાર પણ નેનપુરના ફોજદારને તાબે ગણાતો.

નેનપુરના બહાર ફોજદારને તાબે કેટલાંક થાણાં પણ હતાં. થાણાંમાં સ્વાર અને પેદલ રહેતું. થાણાને કોટ પણ રહેતો. રસ્તા સહીસલામત રાખી ગામડાંનું રક્ષણ કરવાનું કામ થાણદારને માથે રહેતું. આવાં થાણાં પૂર્વમાં રખિયાલ, રામોલ, વસ્ત્રાલ, અસારવા, નરોડા, પશ્ચિમમાં વેજલપુર, સરખેજ, ઉત્તરમાં કાલી, ઓગણજ, અડાલજ દક્ષિણમાં વટવા, શાહવાડી, ઊર્ફે ફૈઝાબાદ, અસલાલી, બારેજા, જેતલપુર વગેરેમાં હતાં. કાલીનો કિલ્લો હાલ પણ જોવા જોવો છે. આઝમખાંએ શાહજહાંના સમયમાં ચુંવાળના કોળીઓથી રક્ષણ કરવા માટે એ બંધાવ્યો હતો. જેતલપુરનો કિલ્લો કદાચ જહાંગીરના સમયમાં સૈફખાંએ બંધાવ્યો હોય.

**સૂબાના દીવાનની** કચેરી અમદાવાદમાં રહેતી. હાલના ઉત્તર વિભાગના કમિશનર જેવું *સૂબાના દીવાનનું કાર્ય રહેતું. દિલ્હીના મુખ્ય વજીરની મહોરથી એની નિમણૂક થતી.*

**ન્યાયખાતાના** વડા અમલદારની નિમણૂક દિલ્હીના સદ્દુર-સુદૂરની મહોરથી થતી. ધાર્મિક સંસ્થાઓ પર દેખરેખ રાખી ખુતબા વાંચનાર, નિમાઝ પઢનાર વગેરે બીજા કાજીઓની નિમણૂક પણ એ જ કરતા. શહેરકાજી શહેરમાં ન્યાયનું કામ કરતા. વજન-કાટલાં વગેરે ખરાં છે કે નહિ તેની તપાસ રાખનાર અમલદાર જુદો રહેતો. ન્યાયખાતું ઘણે ઓછે ખરચે અને સાધારણ દમામથી ચાલતું. કાયદાની બારીકીઓ અને શબ્દોની મારામારી આજ જેવી ત્યારે નહોતી. દસ્તાવેજો સંસ્કૃત મિશ્રિત ગુજરાતીમાં લખાતા. બાદશાહનો સંસ્કૃત સામે વાંધો રહેતો નહિ અને દસ્તાવેજો પર કાજીની મહોર લેવાતી. અકબરના સમયમાં રાજા ટોડરમલે ફારસીને રાજભાષા તરીકે વાપરવાનો હુકમ કઢાવ્યો તે પછી બધે દસ્તાવેજો ફારસીમાં લખાવા લાગ્યા.

**બક્ષીખાતું :** બક્ષી એટલે માહિતી ખાતાનો ઉપરી Director of Information. બક્ષીને પાંચસો રૂપિયા પગાર અને પચાસ સ્વાર મળતા. દરેક સરકારી કચેરીઓ અને તેના કામના સમાચાર શહેર તથા પ્રાંતમાં બનતા બનાવોના સમાચાર બક્ષીના ગુમાસ્તા સાંજે લાવતા અને બક્ષીઓ બાદશાહને લખી મોકલતા. કેટલીક વખત સમાચાર ખાતાનો મોટો બક્ષી-Director General of Information-પણ રહેતો. તે બાદશાહને બારોબાર સમાચાર મોકલતો. કંઈક છૂપી પોલીસ જેવું પણ એનું કાર્ય રહેતું.

**ટપાલખાતું :** બાદશાહી સમયમાં ટપાલ ખાતાની શું વ્યવસ્થા હતી તે સંપૂર્ણપણે જાણી શકાતું નથી. પણ કાસદો તો અસલથી આ દેશમાં હતા. મોગલાઈમાં ટપાલ ખાતું શરુ થયેલું. ટપાલના દરોગા (પોસ્ટમાસ્તર)ને વીસ સ્વારો મળતા પણ એ ખાતું માત્ર સરકારી ટપાલ પૂરતું જ હતું. હલકારાઓ ટપાલ લઈ જતા. એક ગામથી બીજે ગામ જતી ટપાલની સલામતી માટે ગામના થાણદારો જવાબદાર ગણાતા. અમદાવાદની ટપાલ દિલ્હીના બાદશાહને સાધારણ સંજોગોમાં બાર દિવસમાં અને અસાધારણ પ્રસંગોએ સાત દિવસમાં પહોંચી જતી. આજે આપણે સાત સેકંડમાં ખબર પહોંચાડી દઈ શકીએ છીએ!

**ખજાનાખાતું :** એના ચાર ભાગ હતા. (૧) ખજાના આમરા-એમાં ખાલસા પરગણાની પેશકશી, હિંદુઓના માલનું મહેસૂલ, કાપડનું મહેસૂલ, ઢોર વગેરેનું મહેસૂલ લેવાતું. (૨) બાકિયાત-શાખા-એમાં અમલદારો, વેપારીઓ, રૈયત વગેરે પાસે બાકી રહેલી રકમો ઉઘરાવાતી. (૩) ધમીદા-શાખા-એમાં ચાલીસે એક પ્રમાણે મુસલમાન પર લેવાતી જકાત 'પુનઘર' (પુણ્ય ઘર)નો સમાવેશ

થતો. (૪) જન્નિયાવેરા ખાતું–તિજોરી ખાતાના અમલદારને રૂા. ૮૦ નો માસિક પગાર મળતો. કાળુપુરમાં હાલ જ્યાં ટંકશાળની જગા બતાવાય છે ત્યાં અસલ ટંકશાળ હતી. બાદશાહ જહાંગીરના સમયમાં એ કરવામાં આવી હતી. પણ તે પહેલાં પણ અમદાવાદમાં ટંકશાળ તો હતી જ. પરંતુ મુસીબત એ છે કે અમદાવાદમાં પડતા સિક્કાઓ ઉપર અમદાવાદની ટંકશાળનું નામ જ નથી મળતું. અમદાવાદ સિવાય બીજે પણ ટંકશાળો હતી. કેટલાક સિક્કાઓ પર એ ટંકશાળોનાં નામ મળે છે. એટલે ડૉ. ટેલર એમ માને છે કે જે ટંકશાળના ગામના નામ વિનાના સિક્કા છે તે અમદાવાદમાં જ છપાયેલા હોવા જોઇએ. અકબરના સમયના સિક્કાઓમાં 'ટંકશાળનું ગામ' એવા નામવાળા સિક્કા મળી આવે છે, એ સિક્કાઓ અમદાવાદમાં છપાયા હોવા જોઇએ. સિક્કાઓમાં મહમદ બેગડાના સિક્કા સુંદર છે. એના રૂપાના સિક્કા 'મહમૂદી' ને નામે પ્રસિદ્ધ છે. એક 'મહમૂદી' ના ૨૦ પૈસા થાય છે. ટંકશાળમાં પડેલા સિક્કાઓ ગાડામાં ભરીને ખજાનામાં મોકલવામાં આવતા. બે બળદના એક ગાડામાં ચાલીસ હજાર રૂપિયા ભરવામાં આવતા. ઇ. સ. ૧૮૩૭માં બધા જૂના સિક્કાઓ મુંબઇની ટંકશાળમાં ખેંચી લઈ કંપની સરકારે નવા રૂપિયા શરૂ કર્યા.

**કાપડ બજારનું જકાતખાતું :** આ ખાતું 'પાંચ ટકા ખાતું' પણ કહેવાતું. પહેલાં કાપડ પર પાંચ ટકા લેવાતા. પરંતુ ઔરંગઝેબના સમયમાં મુસલમાનો પાસેથી અઢી ટકા, ખ્રિસ્તી પાસેથી સાડા ત્રણ ટકા અને હિંદુ પાસેથી પાંચ ટકા કાપડ જકાત લેવાતી. આ ખાતામાં અમીન અને દરોગો રહેતા. બહારથી આવતા માલની તપાસ માટે નાકાંઓ પર ૧૦ સ્વાર અને ૫૦ પેદલ રહેતું. મુકીમ (એ ખાતાનો એક અમલદાર) બજારની ચીજોના ભાવ નક્કી કરી તે પર સેંકડે ૧૨ આના જકાત લઇ ખજાનામાં ભરતો. સૂરતથી આવતા કરિયાણાની જકાત નેનપુરની જકાત–માંડવીએ લેવાતી. અને પાકાં ચામડાંની જકાત પણ એ જ માંડવીએ લેવાતી.

આ ઉપરાંત સરકારી વહીવટમાં કોઠારખાતું, ઝવેરાતખાતું, ટંકશાળખાતું, પાનખાતું, ભાડાખાતું, કરકરાકખાતું (પોશાકખાતું,) બાગખાતું, હરડા–મુરબ્બાખાતું, નોબત અને ઘડિયાળ ખાતું, ઇમારતખાતું, તોપખાનાનું ખાતું, લંગરખાતું (સદાવ્રતખાતું,) દારસિફા (ઔષધાલય) નું ખાતું, ચીત્તાખાતું, ઔરંગઝેબે ઉઘાડેલું ડગલા અને કામળા ખાતું વગેરે ઘણાં નાનાંમોટાં ખાતાંઓ ચાલતાં.

આ પ્રમાણે મોગલાઇ સુધી વહીવટ હતો. મરેઠાઓનો મોટો ભાગ લડાઇઓ લડવામાં ગયેલો એટલે સુરાજ્ય અને સારો વહીવટ તેઓ કરી શક્યા નહિ; કરવાની દરકાર પણ એમને નહોતી. એમને તો ઇજારાના રૂપિયા ભેગા કરવાની જ કાળજી હતી. "લાવો રૂપિયા, લાવો રૂપિયા" સિવાય બીજું એમને આવડતું નહોતું. ગાયકવાડના વહીવટ દરમીઆન સૂબાઓએ કંઇક ઠીક વહીવટ કરેલો, અને પ્રજાને પણ કંઇ સંતોષ રહેતો. મરેઠી રાજ્યમાં એક માત્ર કાકાસાહેબની સૂબાગીરીનો વહીવટ સારો ગણાય એવો હતો.

## અંગ્રેજી અમલમાં

ઇ. સ. ૧૮૧૮માં શહેરનો વહીવટ અંગ્રેજોના હાથમાં આવ્યો. ત્યારથી વિકાસ પામતાં પામતાં આજે વહીવટીતંત્ર જે રીતે છે તેની આછી રૂપરેખા જોઇએ. અમદાવાદ મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગનું મુખ્ય શહેર એટલે ઘણી સરકારી કચેરીઓ અમદાવાદમાં જ છે. આ સરકારી કચેરીઓ પહેલાં બાદશાહી મકાનો તથા મસ્જિદોમાં બેસતી. હજુ પણ આઝમખાંનો મહેલ સરકારી કચેરી માટે જ વપરાય છે. અદાલતનાં મકાનો ભદ્રમાં બાંધવામાં આવ્યાં છે– પણ એનાં દફતરો તો આઝમખાંના મહેલના પાછલા ભાગમાં રહે છે. ઉત્તર વિભાગના કમિશનર શાહીબાગના જૂના

બાદશાહી મહેલમાં રહે છે. એમની ઑફિસ પણ ત્યાં જ છે. જિલ્લાના મુખ્ય અધિકારી કલેકટર છે. પોલિસ ખાતું જુદું જ છે. શહેરની અંદરના અને બહારના ફોજદારો જુદા નીમાય છે છતાં તેનો વહીવટ જૂની રીત કરતાં જુદો છે. તિજોરીખાતું તથા દસક્રોઈના મામલતદારની કચેરીઓ અમદાવાદમાં જ છે. મહેસૂલનાં ઘણાં ખરાં ખાતાં શહેરની મ્યુનિસિપાલિટીને હસ્તક હોવાથી સરકારી મહેસૂલખાતું મ્યુ. હદના શહેર પૂરતું બંધ કરવામાં આવ્યું છે. લોકલબોર્ડની કચેરી જુદી છે. અને શહેરની હદ ઉપર રસ્તા માટે ગાડીઓ પાસેથી ટોલ લેવાનું કામ લોકલબોર્ડ કરે છે.

**પોલીસખાતું** : ઉત્તર વિભાગના સૌથી વડા અધિકારી કમિશનર છે. તે બધા કલેકટરોના ઉપરી અધિકારી ગણાય છે. અને તેમને 'કાયદો અને વ્યવસ્થા' સિવાયની બાબતોમાં દોરવણી આપે છે. તે હિંદી સનંદી નોકર હોય છે. કમિશનરની જોડાજોડનો જ અધિકારી તે ડેપ્યુટી ઇન્સ્પેકટર જનરલ ઑફ પોલીસ છે. તે જિલ્લાના બધા ડિસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડન્ટસ ઑફ પોલીસના ઉપરી ગણાય છે. ઉત્તર વિભાગના કમિશનર અમદાવાદમાં જ રહે છે. તેમનો મુકામ શાહીબાગમાં આવેલા પ્રાચીન શાહજહાંના મહેલમાં રહે છે. ડી. આઈ. જી. પી. નો મુકામ પણ ત્યાં જ રહે છે.

જિલ્લાના ઉપરી કલેકટર પણ સનંદી નોકર હોય છે. કાયદો અને વ્યવસ્થા જાળવનાર ખાતાના તે કુલમુખત્યાર ગણાય છે. અશાંતિના સમયમાં સુલેહશાંતિ જાળવવા જરૂરી બધા હુકમો બહાર પાડી શકે છે, અને શહેરના ફોજદારો પાસે તેનો અમલ કરાવી શકે છે. આ બધું કામ તે જિલ્લા ન્યાયાધીશની રૂએ કરે છે. કલેકટર તરીકેનું એનું મુખ્ય કામ મહેસૂલ (Revenue) ઉઘરાવવાનું છે. મહેસૂલ ઉઘરાવવાના કામમાં મામલતદારો અને તલાટીઓ કલેકટરને મદદ કરે છે. જિલ્લાના મામલતદારોની કચેરીઓ પણ અમદાવાદ ખાતે રહે છે. કલેકટર પોલીસ ખાતા ઉપર દરેક અધિકાર ધરાવે છે તેમ છતાં પોલીસ ખાતાના કોઇ પણ અમલદારને બદલી કે બરતરફીનો હુકમ ફરમાવી શકતા નથી. કલેકટરને પોતાનો એક વ્યકિતગત મદદનીશ પણ હોય છે. કલેકટર ઑફિસ હાલ મીરજાપુર રોડ ઉપર આવેલી છે.

શહેરના વડા ફોજદાર (D. S. P.) બે છે. તેમાંના એક વ્યવસ્થા જાળવે છે અને બીજા ગુન્હા સંબંધીનું કામકાજ કરે છે અને સામાન્ય દેખરેખ રાખે છે. જે વ્યવસ્થા જાળવે છે તે વધારાના ડિસ્ટ્રીકટ સુપરીન્ટેન્ડન્ટ તરીકે ઓળખાય છે. તે બેઉ ફોજદારોના હાથ નીચે હાલમાં ત્રણ ડેપ્યુટી સુપરીન્ટેન્ડન્ટ છે. તેમાંના એક ગુન્હા સંબંધીનું કામકાજ કરે છે, બીજા વ્યવસ્થાનું અને ત્રીજા એ બેઉના વ્યકિતગત મદદનીશ તરીકેનું કામ કરે છે. પોલીસોની નિમણુક કરવાની, તેમને છૂટા કરવાની કે બરતરફ કરવાની સત્તા બે વડા સુપરીન્ટેન્ડન્ટને હોય છે. પોલીસ વડી કચેરી લાલ બંગલે શાહપુર રોડ પર છે.

શહેરમાં અને શહેર બહાર બધાં મળી નવ પોલીસ સ્ટેશનો છે. દરેક પર એક પોલીસ ઇન્સ્પેકટર રહે છે. તેના હાથ નીચે પાંચથી આઠ સબ ઈન્સ્પેકટરો હોય છે. તેઓ ગુન્હા સંબંધીનું કામ તેમ જ ઉપલા અધિકારીઓ તરફથી મળેલા હુકમોનો અમલ કરે છે. તે ઉપરાંત શહેરમાં હાલમાં એક Crime Branch—ગુન્હા પકડનાર ખાતું છે. બીજું એક એવું જ ખાતું છે તે L. I. B (લોકલ ઇન્ટેલીજન્સ બ્રાન્ચ) છે. એ ખાતું રાષ્ટ્રીય અને બીજી સરકાર વિરોધી પ્રવૃત્તિઓ ઉપર દેખરેખ રાખતું. ૧૫ મી ઑગસ્ટ પછી એનો કાર્યપ્રકાર બદલાયો છે. આની ઑફિસ ગાયકવાડની હવેલીમાં રાખવામાં આવી છે.

અગાઉ શહેરમાં એક જ ઇન્સ્પેકટર અને બે સબ ઇન્સ્પેકટરો રહેતા. જ્યારે અત્યારે અગિયાર જેટલા ઈન્સ્પેકટરો અને લગભગ સો ઉપરાંત સબ-ઇન્સ્પેકટરો છે. આનું કારણ એ છે કે શહેરનો

વિસ્તાર અને વસતી ખૂબ વધ્યાં છે અને કાયદાઓ વધવાની સાથે ગુન્હા પણ વધતા ચાલ્યા છે, અને પરિણામે વધારે અમલદારો રોકવાની જરૂર સરકારને ઊભી થઈ છે.

વાહન–વ્યવહાર ખાતાના ઇન્સ્પેકટર જુદા હોય છે. પહેલાં એના હાથ નીચે સાર્જન્ટો રહેતા. હાલ એ જગા કાઢી નાખીને તેમને સ્થાને સબ–ઇન્સ્પેકટરો મૂકવામાં આવે છે. અશાંતિના સમયમાં પોલીસોને સૂચનાઓ પહોંચાડવા અને ઝડપી કામ કરવા માટે એક 'પોલીસ બ્રોડકાસ્ટ'ની નવી યોજના પણ આપણા શહેરમાં દાખલ થયેલી છે. વળી અહીં એક વાયરલેસ ટ્રાન્સમીટીંગ સ્ટેશન પણ તૈયાર કરવામાં આવેલ છે–અને જરૂર પડયે તેને પોલીસવાનમાં ફેરવવામાં આવે છે તેના પર સાંકેતિક ભાષામાં વાત કરવામાં આવે છે એટલે બીજું કોઈ એ સંદેશા સાંભળે તો પણ સમજી શકતું નથી. વળી આજકાલની અશાંતિઓને સફળ રીતે પહોંચી વળવા પોલીસોને ખાસ સંજોગો માટે 'ટીઅર ગેસ–ટ્રેનિંગ' પણ આપવામાં આવે છે.

અમદાવાદ ખાતે એક છૂપી પોલીસનું ખાતું પણ છે. તેના ઉપરી એક ડેપ્યુટી સુપરીન્ટેન્ડન્ટ છે. તેના હાથ નીચે ઇન્સ્પેકટરો તેમ જ સબ ઇન્સ્પેકટરો હોય છે. તેઓ આખા ઉત્તર વિભાગનું કામ કરે છે. તે ઉપરાંત છેલ્લા યુદ્ધ પછી વધી પડેલાં લાંચરૂશ્વત પકડવા માટે એક નવું ખાતું ખોલવામાં આવેલું છે. એ ખાતાના ડેપ્યુટિ સુપરીન્ટેન્ડન્ટ અમદાવાદ ખાતે રહે છે.

કેમ્પમાં સ્થાયી લશ્કરની ટુકડી પડી રહે છે. ખાસ સંજોગોમાં કલેકટર અગર કમિશનરના હુકમથી તે લશ્કર પોતાનું કામ બજાવે છે. એ લશ્કરમાં મુખ્યત્વે હિંદી સૈનિકો જ હોય છે.

**જેલખાતું** : પોલીસ અને ન્યાયખાતા માટે અનિવાર્ય એવું જેલખાતું હોય છે. આના સહુથી વડા ઉપરી તરીકે ગૃહમંત્રીના હાથ નીચે ઇન્સ્પેકટર જનરલ ઓફ પ્રીઝન્સ હોય છે. તેના હાથ નીચે મોટી સેન્ટ્રલ જેલોના સુપરીન્ટેન્ડન્ટો હોય છે. અમદાવાદમાં 'સાબરમતી સેન્ટ્રલ પ્રીઝન' છે અને તેમાં કાચા અને સજા પામેલા કેદીઓને રાખવામાં આવે છે. આખા ગુજરાતમાંથી લાંબી સજા પામેલા કેદીઓને અહીં લાવવામાં આવે છે. આ જેલમાં સુપરિન્ટેન્ડન્ટ, સિનિયર જેલર, જેલર વગેરે અધિકારીઓ હોય છે. ભદ્રમાં નદી પાસે એક કાચી જેલ પણ છે જેમાં અદાલતમાં કામ ચાલતું હોય તેવા ગંભીર ગુન્હાના કેદીઓને પુરવામાં આવે છે.

**ન્યાયખાતું** : ગુન્હાની અદાલતો સામાન્ય રીતે બે પ્રકારની છે—Civil એટલે દીવાની અને Criminal એટલે ફોજદારી. મિલ્કતના કે નુકસાનીના એવા દીવાની દાવાઓનું કામકાજ સામાન્ય રીતે દીવાની કોર્ટમાં, અને ફોજદારી ગુન્હાના દાવાઓનું ફોજદારી કોર્ટમાં થાય છે. દીવાની કોર્ટના દાવાઓ ડીસ્ટ્રીકટ જજ, વધારાના ડીસ્ટ્રીકટ જજ અને મદદનીશ ડીસ્ટ્રીકટ જજ સંભાળે છે. મોટી રકમોના દીવાની દાવાઓ સિનિયર ડીવીઝનના સિવિલ જજ સંભાળે છે. જુનિયર ડીવીઝનના સિવિલ જજ રૂ. ૫૦૦૦ સુધીના દીવાની દાવાઓ, કોર્ટમાંથી આવતી અપીલો, કેટલાક કાયદાઓ હેઠળ અરજીઓ અને પીટીશન્સ ઓર્ડર ઉપરની અપીલો સાંભળે છે. સ્મોલ કૉઝ કોર્ટમાં રૂ. ૧૦૦૦ સુધીના દીવાની દાવાઓ સાંભળવામાં આવે છે અને રજીસ્ટ્રારની કોર્ટમાં રૂ. ૫૦ સુધીના દીવાની દાવાઓ ચલાવાય છે.

ફોજદારી ગુન્હાઓનું કામકાજ સેશન્સ જજ, વધારાના સેશન્સ જજ અને મદદનીશ સેશન્સ જજ તેમજ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ અને સીટી મેજીસ્ટ્રેટો કરે છે. સેશન્સ જજ અને વધારાના સેશન્સ જજ કાયદા પ્રમાણેની કોઇ પણ સજા ફરમાવી શકે છે; સિવાય કે જ્યારે દેહાન્ત દંડની સજા કરવાની હોય ત્યારે હાઈકોર્ટનું સમર્થન મેળવવું પડે છે. મદદનીશ સેશન્સ જજ દેહાન્ત દંડ, સાત વર્ષથી વધારે

દેશનિકાલ અને સાત વર્ષથી વધારે કેદ—એ સજાઓ સિવાયની કાયદા પ્રમાણેની કોઈપણ સજા ફરમાવી શકે. ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ અને ફર્સ્ટ ક્લાસ, સેકન્ડ ક્લાસ વગેરે મેજીસ્ટ્રેટો બે વર્ષની કેદ અને રૂા. ૧૦૦૦ સુધીનો દંડ ફરમાવી શકે છે. શહેરનું ન્યાયખાતું હાઈકોર્ટની જ દેખરેખ હેઠળ છે અને સરકારી ડખલથી સ્વતંત્ર હોય છે. નાના મોટા બધા ન્યાયાધીશોની નિમણુક હાઈકોર્ટ કરે છે.

આ ઉપરથી જોઈ શકાશે કે અંગ્રેજી શાસન દરમ્યાન ન્યાયખાતું બહુ ગૂંચવાડાભર્યું થઈ ગયું છે. અગાઉ તો શહેરમાં બે ત્રણ કાજીઓ ન્યાયનું કામ કરતા. ઘણી વાર મોટા ગુન્હાઓમાં રાજા કે સૂબો પોતે જ ન્યાય કરતા. આજે તો કાયદાની બારીકી બહુ વધી ગઈ છે, તેથી સાચા ઇન્સાફને સ્થાને કાયદાની પટાબાજીમાં વિજય મેળવનાર છત્યો ગણાય છે.

**રેવન્યુ ડીપાર્ટમેન્ટ : મહેસૂલખાતું** : કલેક્ટરની બે સત્તાઓ હોય છે—ન્યાય અંગેની અને મહેસૂલ અંગેની. જિલ્લા મેજીસ્ટ્રેટ તરીકે તે પોલીસ ખાતાના વડા અધિકારી અને ન્યાયાધીશ છે અને કલેક્ટર તરીકે તે મહેસૂલી ખાતાના વડા અધિકારી છે. 'કલેક્ટર' શબ્દનો અર્થ જ 'ઉઘરાવનાર' થાય છે. મહેસૂલી કાર્યમાં કલેક્ટરને મદદ કરવા પ્રાંત અધિકારીઓ, મામલતદાર, તલાટી, પટેલ વગેરે હોય છે. પ્રાંત અધિકારીના હાથ નીચે ત્રણથી ચાર તાલુકા હોય છે, મામલતદારના હાથ નીચે એક તાલુકો હોય છે, તાલુકાનાં ગામ વાર એક એક તલાટી હોય છે અને નાનાં ગામડાંમાં તલાટીને મદદ કરનાર રેવન્યુ પટેલ હોય છે. પ્રાંત અધિકારીઓ અને મામલતદારો સામાન્ય રીતે ઓક્ટોબરથી જુન સુધી ડીસ્ટ્રીક્ટ ફરે છે. એટલે બીજી રીતે કહીએ તો મહિનામાં વીસ રાત તેમને તાલુકાનાં ગામોમાં વિતાવવી જ પડે છે. પ્રાંત અધિકારીઓ અને મામલતદારો જાતે કદી મહેસૂલ ઉઘરાવતા નથી. પરંતુ પોતાના હાથ નીચેના અમલદારોના કામકાજ ઉપર દેખરેખ રાખે છે અને તેમને દોરવણી આપે છે. આ રીતે મહેસૂલ ઉઘરાવવાનું ખરું કામ તો તલાટી જ કરે છે. જો કોઈ જમીનદાર મહેસૂલ વખતસર ન ભરે તો તલાટી તેને તાકીદ કરાવી શકે છે. તેમ છતાં ન ભરે તો મામલતદારને એ બાબતની ખબર આપે છે, જેથી મામલતદાર એ જમીનદાર પર જપ્તીનો હુકમ છોડે છે. વળી આ સંજોગોમાં મામલતદાર મહેસૂલની ચોથાઈ જેટલો દંડ પણ કરી શકે છે. પરંતુ મહેસૂલ વસુલ ન થવાના કે બીજા કોઈ કારણસર જો જમીનને ખાલસા કરવી પડે તો તેમાં કલેક્ટરનો હુકમ જોઈએ છે. આ ઉપરાંત સરકારી પરવાનગી સિવાય સરકારી જમીન પર જો કોઈ બાંધકામ કરી દે, ક્ષેત્રફળમાં ખાનગી વધઘટ કરે તો તે બધા ફેરફારોની તલાટી દેખરેખ રાખે છે અને મામલતદારને એથી વાકેફ કરે છે. દુકાળના અથવા સામાન્ય સંજોગોમાં પણ ખેડૂતોને બી લાવવા, કૂવા ખોદવા, ઢોરઢાંખર ખરીદવા, કે એવાં બીજાં ખેતીને જરૂરી સાધનો વસાવવા રાહત તરીકે જે તગાવી સરકાર તરફથી આપવામાં આવે છે તે ઠરાવેલ હપ્તાવાર વસુલ કરવાનું કામ પણ તલાટીનું હોય છે. વળી કોઈ પણ સરકારી પડતર જમીન વેચાણ લેવી હોય તો તે માટેની અરજી મામલતદારને કરવાની હોય છે. પણ તે જમીન અંગેની બધી કડાકૂટ અને તુમાર તો તલાટી જ નક્કી કરે છે.. અત્યારે સામાન્ય રીતે સરકારી જમીનો હરાજીથી જ વેચાય છે. હરાજ રાખેલી જમીનની કિંમતનો ¼ હરાજી વખતેજ ભરી દેવો પડે છે. અને બાકીની કિંમત હરાજીના દિવસ પછી પંદરમા દિવસના સૂર્યાસ્ત પહેલાં જમીન હરાજ રાખનાર ભરી ન દે તો ભરેલાં નાણાં અને હરાજી રદબાતલ ગણાય છે. વળી મ્યુનિસિપલ હદ બહારની કોઈ પણ દસ્તાવેજી જમીન વેચાતી લઈ તેના ઉપર સોસાયટી બાંધવા જો પ્લોટ પાડવાના હોય તો તેને માટે કલેક્ટરની સંમતિ મેળવવી પડે છે. સોસાયટીની યોજના માટે જરૂરી કૂવા કે ટાંકી માટેની જમીન, રમતગમત માટેની ખુલ્લી જગા, અવરજવરના રસ્તા વગેરે પ્લોટ પાડતાં બરાબર મૂક્યા છે કે નહિ તે જોઈ તપાસી કલેક્ટર આવી સંમતિ આપે છે. જો રજીસ્ટર્ડ સોસાયટી કરવાની હોય તો પહેલે વર્ષે ¼, બીજે વર્ષે

નું અને ત્રીજે વર્ષે સોસાયટીના બંગલા બંધાઈ ગયા હોય કે ન થઈ ગયા હોય તો પણ પૂરું મહેસૂલ ભરવું પડે છે. એ પરિસ્થિતિ સિવાયનાં ખાનગી બાંધકામો માટે પહેલા જ વર્ષથી બાંધકામવાળી જમીન તરીકેનું પૂરું મહેસૂલ આપવું પડે છે.

હવે જમીન મહેસૂલની શું પદ્ધતિ છે તે જોઈએ. જમીન સામાન્ય રીતે ત્રણ પ્રકારની ગણાય છે—સરકારી, ઇનામી અને ખેતી સિવાયની. સરકારી જમીનમાં સરકારી પડતર જમીન અને ખેતીમાં વપરાતી જમીનનો સમાવેશ થાય છે. સરકાર તરફથી બક્ષિસ કરવામાં આવેલી જમીન ઇનામી કહેવાય છે અને જે સરકારી જમીન બાંધકામ માટે વપરાય છે તેનો ખેતી સિવાયની જમીનમાં સમાવેશ થાય છે.

પડતર જમીનનું તો મહેસૂલ હોય જ નહિ. ખેતીમાં વપરાતી જમીનના મહેસૂલની આકારણી તે તે જમીનના કસ ઉપર કરવામાં આવે છે. મ્યુનિસિપલ હદ બહારની બાંધકામવાળી જમીનના મહેસૂલનો દર ખેતીની જમીનના મહેસૂલના દર કરતાં જુદો હોય છે. ગામ તળની પરાપૂર્વથી ચાલી આવતી જમીન પર સરકારી મહેસૂલ હોતું નથી. પણ ગામતળમાં જે કોઇ પડતર જમીન હોય અને જેનું કોઇ રણીધણી ન થતું હોય, તેવી જમીન વેચાણ લઇ બાંધકામ કરવામાં આવે તો એક વારે બે પાઇ મહેસૂલ ભરવાનું આવે છે. ઇનામી જમીનના મહેસૂલનો અમુક હિસ્સો માફ કરવામાં આવે છે જેને સરકારી દફતરમાં નુકસાન તરીકે નોંધવામાં આવે છે. નુકસાન બાદ જતાં જે મહેસૂલ ભરવાનું આવે છે તેને જુડી, સલામ, ક્વીટરેન્ટ કહેવામાં આવે છે. ઘણી વખત નુકસાન કંઇ જ હોતું નથી; ઘણી વખત જુડી આકાર કરતાં જાદે હોય છે; ઘણી વખત જુડી તરીકે કંઇ જ ભરવાનું હોતું નથી.

આ ઉપરાંત ખેતીની જમીન ઉપર અને મ્યુનિસિપલ હદ બહારની બાંધકામની જમીન ઉપર મહેસૂલના એક રૂપિયે બે આના લોકલ ફંડ લેવામાં આવે છે. આ લોકલ ફંડની રકમ પ્રાથમિક નિશાળો ચલાવવા, તળાવ, કૂવા વગેરે ખોદાવવા અને એવાં બીજાં જાહેર ઉપયોગનાં કામ કરવા લોકલ બોર્ડને સરકાર તરફથી ગ્રાન્ટ તરીકે આપવામાં આવે છે.

*આવકવેરાખાતું* : ઉત્તર વિભાગની ઇન્કમટેક્ષની મુખ્ય ઓફિસ અમદાવાદમાં છે. ઇન્સ્પેક્ટીંગ એસીસ્ટન્ટ કમિશનર એ ઓફિસના વડા અધિકારી છે. તેઓ ઇન્કમટેક્ષની ઉત્તર વિભાગની બધી ઓફિસો અને ખાતાના નીચલા અધિકારીઓ તેમ જ આવકવેરાના કાયદાઓનો યોગ્ય અમલ થાય તે વગેરે પર દેખરેખ રાખે છે. આકારણીઓ થઈ હોય અને તેના પર અસંતોષ હોય કે રાહત જોઇતી હોય તેની અપીલો એક વધારાના ઇન્કમટેક્ષ કમિશનર અને એપેલેટ એસીસ્ટન્ટ કમિશનર સાંભળે છે. સને ૧૯૩૯-થી અપીલ અને ઇન્કમટેક્ષનાં ખાતાં જુદાં પાડી દેવામાં આવ્યાં છે. ઇન્કમટેક્ષ કમિશનરના હાથ નીચે બીજા ઇન્કમટેક્ષ ઓફિસરો હોય છે. વાર્ષિક રૂા. ૩૬૦૦૦ કે તે કરતાં વધારે આવક હોય તેમનું એક E. P. T. સરકલ એટલે વધારાના નફાનો કર ભરનાર જૂથ હોય છે. એમની આકારણી E. P. T. સરકલના ખાસ ઇન્કમટેક્ષ ઓફિસરો કરે છે. વધારાના નફાનો કર યુદ્ધની જરૂરિયાતોને પહોંચી વળવા માટે ઈ. સ. ૧૯૩૯માં નાખવામાં આવ્યો હતો, પરંતુ સને ૧૯૪૬ના એપ્રિલની પહેલી તારીખથી તે ઉઠાવી લેવામાં આવ્યો છે. બીજા આવકવેરાઓના કામ માટે વિભાગવાર ઓફિસરો મૂકવામાં આવે છે.

રૂા. ૨૫૦૦ થી ઓછી આવક હોય તેને ઇન્કમટેક્ષ લાગુ પડતો નથી. એટલે કે એથી વધારેની આવક ઉપર ઠરાવેલા દરે ઇન્કમટેક્ષ લાગુ પડે છે. રૂા. ૨૫૦૦૦ કે તે કરતાં વધારેની આવક ઉપર ઠરાવેલા દરે સુપર ટેક્ષ લાગુ પડે છે. રૂા. ૨૫૦૦થી વધારે અને રૂા. ૨૫૦૦૦થી ઓછી આવક જે

જાત કમાણીની હોય તો કુલ કમાણી ઉપર ૨૦ ટકાનું વળતર કાપી આપી બાકીની કમાણી ઉપર ટેક્ષ લેવામાં આવે છે. કોઇ પણ સંજોગોમાં આ રાહત રૂા. ૪૦૦૦થી વધારે મળી શકતી નથી. રૂા. ૨૫૦૦૦ થી વધારેની આવક જો જાત કમાણીની હોય તો તેમાં રૂપિયે એક આનો ટેક્ષ તરીકે ઓછો ભરવો પડે છે. સુપર ટેક્ષના દરો પ્રમાણે રૂપિયા દોઢ લાખની ઉપરાંતની જાત કમાણીની આવક ઉપર અને બેઠી આવક હોય તો સવા લાખ ઉપરાંત કમાણી પર દર રૂપિયે પાંચ આના ઇન્કમટેક્ષ અને સાડા દસ આના સુપરટેક્ષ મળી સાડા પંદર આનાનો ટેક્ષ લાગુ પડે છે ! એટલે એટલી આવકો ઉપરાંતની બધી આવકમાંથી માત્ર અડધો જ આનો કમાણી કરનારને ફાળે આવે છે, અને સાડા પંદર આના સરકારમાં જાય છે.

તા. ૧-૪-૪૬ થી વેપારમાં થતા નફા ઉપર કર નાખવામાં આવ્યો છે. આમાં ધોરણ તરીકે હિંદુ અવિભક્ત કુટુંબની આવક હોય તો રૂપિયા બે લાખ, ભાગીદારોની પેઢી હોય તો બે ભાગીદાર માટે એક લાખ, ત્રણ ભાગીદાર માટે દોઢ લાખ અને ચાર કે વધુ ભાગીદાર માટે રૂપિયા બે લાખ કરતાં ઉપરની આવક ઉપર આ કર લાગુ પડે છે. જો વેપાર એક વ્યક્તિ ચલાવતી હોય તો એક લાખ, અને કંપની ચલાવતી હોય તો કંપનીએ ધંધામાં રોકેલી કુલ મૂડીના ૬ ટકા અથવા રૂપિયા એક લાખ —બેમાંથી જે વધારે હોય તે વર્ષ દરમિયાન કરેલા નફામાંથી કાપી આપવામાં આવે છે અને બાકી રહેતા નફામાંથી ૧૬⅔ ટકા લેખે વેપાર નફાનો ટેક્ષ લેવામાં આવે છે.

આ ઉપરાંત નીચેની બાબતો પર વેપારીઓએ ધ્યાન દેવાનું હોય છે. દર વર્ષે મધ્યસ્થ ધારાસભા નાણાંકીય કાયદો—finance bill— પસાર કરે ત્યાર પછી ઇન્કમટેક્ષ ઓફિસર સામાન્ય રીતે તે વર્ષના મે માસની પહેલી તારીખે અથવા ત્યારબાદ જાહેર ખબરથી ફરમાન બહાર પાડે છે. તે વખતના ચાલુ સાલના દરો પ્રમાણે જેમને આવકવેરો લાગુ પડતો હોય તેમણે ઇન્કમટેક્ષ ઓફિસમાંથી ફોરમ મંગાવી ભરી દેવાનાં હોય છે. ફોરમ મંગાવવાની અરજી જિલ્લાવાર કે વિભાગ-વાર જે જે ઇન્કમટેક્ષ ઓફિસરો હોય તેમને તે તે જિલ્લા કે વિભાગના રહીશોએ કરવાની હોય છે. કરવેરાને પાત્ર કમાણીવાળો કોઈ શખસ જો આ રીતે ફોરમ ન ભરે તો તે ગુન્હાને પાત્ર ઠરે છે. ઇન્કમટેક્ષ ઓફિસરે કરેલી આકારણી જો કોઇ શખસને અસંતોષકારક લાગતી હોય તો તે અપેલેટ કમિશનરને રાહત માટે અરજી કરી શકે છે. કમિશનરનો ચુકાદો જો અસંતોષકારક લાગે તો ટ્રીબ્યુનલ આગળ પોતાનો કેસ રજુ કરી શકાય છે. પરંતુ ટ્રીબ્યુનલનો ચુકાદો છેવટનો અને બંધનકર્તા ગણાય છે. ટ્રીબ્યુનલના ચુકાદામાં કાયદાની અર્થઘટાવણી (interpretation of law) માં કંઇ વાંધો હોય તો સાચી અર્થઘટાવણી માટે હાઇકોર્ટને અપીલ કરી શકાય છે.

દર વર્ષે જે લોકોની આકારણી ચાલુ હોય તેવા શખસોને ઇન્કમટેક્ષ ઓફિસર અગાઉથી ટેક્ષ ભરવાનું ફરમાન કરી શકે છે. આવું ફરમાન જે તે શખસની છેલ્લી આકારણી થઈ ચૂકી હોય તે મુજબની આવક ઉપર થઇ શકશે. આવું ફરમાન જેમની આવક રૂા. ૬૦૦૦ કે તેથી વધુ હોય તેમના પર કાઢી શકાય છે. જો કોઇ વેપારીને આ માગણી વધુ લાગે તો પોતાની આવકનો અડસટ્ટો કાઢી તેની ગણતરી ઇન્કમટેક્ષ ઓફિસરને જણાવે અને તે મુજબ ભરવાનો થતો કર ૧૫ મી જૂન, ૧૫મી સપ્ટેંબર, ૧૫ મી ડિસેમ્બર અને ૧૫મી માર્ચે હપ્તાવાર ભરી શકે છે. આવી રીતે મોકલેલો અડસટ્ટો પાછળથી ઇન્કમટેક્ષ ઓફિસરની આકારણીના ૮૦ ટકા કરતાં ઓછો નીકળે તો ઇન્કમટેક્ષ ઓફિસર તે શખસનો દંડ કરી શકે છે. નવા વેપારીઓએ પણ પોતાની થવાની કમાણીનો અડસટ્ટો કાઢી કર ભરી દેવો જોઇએ, નહિ તો તેઓ દંડને પાત્ર ઠરે છે.

**આબકારીખાતું** : ચડસ, ભાંગ, ગાંજો, અફીણ, દેશી કે વિલાયતિ દારૂ વગેરે જેવી જકાતી ચીજો પરવાનગી સિવાય શહેરમાં લાવી શકાતી નથી. છતાં છૂપી રીતે એવી વસ્તુઓ દાખલ ન થઇ જાય તે ઉપર આબકારી ખાતું દેખરેખ રાખે છે, અને કોઇ શખસ ગેરકાયદેસર એવી ચીજ લાવતાં પકડાય તો તેના પર રીતસર કામ ચલાવવામાં આવે છે. હાલમાં આ ખાતાના પોલીસોને માપબંધી (રેશનીંગ)માં ગણાતાં ધાન્ય પણ ચોરીછૂપીથી આવતાં હોય તે પકડવાનું વિશેશ કામ પણ બજાવવું પડે છે.

**ટેક્ષટાઇલ કન્ટ્રોલ ડીપાર્ટમેન્ટ** : અમદાવાદમાં હાલ આ ખાતાની ત્રણ ઓફિસો છે. (૧) ટેક્ષટાઇલ કમિશનરની કેમ્પ ઓફિસ; પાંચકૂવા, (૨) આસીસ્ટન્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલરની ઓફિસ; ભદ્ર, (૩) ડીસ્ટ્રીક્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલરની ઓફીસ; ભદ્ર.

આમાં ટેક્ષટાઇલ કમિશનરની ઓફિસ, મુંબઇની ટેક્ષટાઇલ કમિશનરની ઓફિસની શાખા છે, અને મધ્યસ્થ સરકારના 'સિવિલ સપ્લાય ડીપાર્ટમેન્ટ' ના સીધા કાબૂ હેઠળ ગણાય છે. જુદા જુદા પ્રાંતોમાં કાપડની વહેંચણી અંગેનું કાર્ય તે સંભાળે છે, અને પ્રાંતમાં કાપડ અને સૂતરની હેરફેર પર દેખરેખ રાખે છે. પ્રાંતોનું આ કામ અમદાવાદમાં આસીસ્ટન્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલર અને ડીસ્ટ્રીક્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલરની ઓફિસો વચ્ચે વહેંચી નાખવામાં આવ્યું છે. આસીસ્ટન્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલર મુંબઇ પ્રાન્તના ટેક્ષટાઇલ કન્ટ્રોલરના હાથ નીચે કામ કરે છે અને ડીસ્ટ્રીક્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલર અમદાવાદના ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટના હાથ નીચે કામ કરે છે. આસીસ્ટન્ટ કન્ટ્રોલરનું કામ પ્રાન્તના ફાળે આવતા કાપડ અને સૂતરની જુદા જુદા જિલ્લાઓમાં યોગ્ય વહેંચણી કરવાનું હોય છે. ડીસ્ટ્રીક્ટ કન્ટ્રોલરનું કાર્ય અમદાવાદ શહેરમાં અને જિલ્લામાં કાપડ અને સૂતરની વહેંચણી કરવાનું છે. કાપડની માપબંધીના કામનો વહીવટ પણ તેઓ કરે છે. આ ઉપરાંત કન્ટ્રોલ અંગેના જુદા જુદા હુકમોનો અમલ કરવો તેમ જ કન્ટ્રોલના હુકમોનો અનાદર કરનારિ પર સરકારની જરૂરી પરવાનગી મેળવી કાયદેસરનું કામ ચલાવવું કે પરવાનો (લાયસન્સ) વગેરે રદ કરવાનું કામ પણ ડીસ્ટ્રીક્ટ ટેક્ષટાઇલ કન્ટ્રોલરને કરવાનું હોય છે.

વળી સને ૧૯૪૪ના 'બોમ્બે હેન્ડ પ્રિન્ટર્સ લાયસન્સીંગ ઓર્ડર', સન ૧૯૪૫ના 'બોમ્બે કોટન કલોથ ટ્રેડ રેગ્યુલેશન ઓર્ડર', 'બોમ્બે રેડી-મેઇડ કલોધીંગ ઓર્ડર ઓફ ટ્રેડ, કન્ટ્રોલ એન્ડ લાયસન્સ—સન ૧૯૪૭, અને 'બોમ્બે કોટન કલોથ એન્ડ યાર્ન બ્રોકર્સ લાયસન્સીંગ ઓર્ડર—સન્ ૧૯૪૭ની રૂઇએ ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ કે જેઓ પરવાનો (લાયસન્સ) આપવાની બાબતમાં સર્વ સત્તાધીશ ગણાય છે, તેમની સંમતિથી જુદા જુદા પરવાના કાઢી આપવાનું કામ પણ ડીસ્ટ્રીક્ટ કન્ટ્રોલર કરે છે.

**સપ્લાય ડીપાર્ટમેન્ટ** : આ ખાતાના ઉપરી જિલ્લા મેજીસ્ટ્રેટ છે. તેમના હાથ નીચે (૧) ડીસ્ટ્રીક્ટ સપ્લાય ઓફિસર અને (૨) ફૂડ કન્ટ્રોલર છે. ડીસ્ટ્રીક્ટ સપ્લાય ઓફિસરનું કામ અમદાવાદ શહેરમાં, અમદાવાદ જિલ્લાનાં ગામડાંમાં માપબંધી બહારની ચીજો જેવી કે દીવાસળી, કોલસા કેરોસીન વગેરેની યોગ્ય વહેંચણી કરવાનું હોય છે. આ ઉપરાંત લેવી (Levy) ઠરાવવી અને તેને ઉઘરાવવા વગેરેની તજવીજ કરવાનું કામ પણ સપ્લાય ઓફિસરનું રહે છે. ફૂડ કન્ટ્રોલર અમદાવાદ શહેરના તેમજ જિલ્લાનાં પાંચ મોટાં ગામ ધોળકા, ધંધુકા, પ્રાંતીજ, વીરમગામ અને મોડાસાના રેશનીંગ ખાતાનું બધું કામકાજ સંભાળે છે. એમના ખાતામાં માત્ર માપબંધી હેઠળની ચીજોની વ્યવસ્થાનો જ સમાવેશ થાય છે. ફૂડ કન્ટ્રોલરના હાથ નીચે બીજા ચાર ઓફિસરો રહે છે. (૧) રેશનીંગ ઓફિસર, (૨) ગોડાઉન ઓફિસર, (૩) એકાઉન્ટ ઓફિસર અને (૪) સ્ટેટીસ્ટીશીઅન. રેશનીંગ ઓફિસર

માપબંધીની ચીજોની યોગ્ય વહેંચણી ઉપર દેખરેખ રાખે છે, ગોડાઉન ઓફિસર પુરવઠાનું તેમ જ માપબંધીની દુકાનો પર અનાજ વગેરે પહોંચાડવાનું કામ કરે છે, એકાઉન્ટ ઓફિસર આ ખાતાનો હિસાબ સંભાળે છે અને સ્ટેટીસ્ટીસીઅન માપબંધીના આંકડાઓ તૈયાર કરવાનું કામ સંભાળે છે. રેશનીંગ ઓફિસરના હાથ નીચે આસીસ્ટન્ટ રેશનીંગ ઓફિસર, વોર્ડ રેશનીંગ ઓફિસરો અને ઇન્સપેક્ટરોનો સ્ટાફ હોય છે. અમદાવાદમાં આ ખાતું યુદ્ધની પેદાશ છે અને છેલ્લાં ચાર વર્ષથી કામ કરી રહ્યું છે.

## પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ

સામાન્ય રીતે પી. ડબલ્યુ. ડી. (P. W. D.)ના ટૂંકા નામથી ઓળખાતું આ ખાતું સરકારી બાંધકામ ખાતું છે. અમદાવાદ જિલ્લાની આ ખાતાની મુખ્ય ઓફિસ અહીં અમદાવાદમાં ભદ્રના કિલ્લા પાછળ આવેલી છે. આ ખાતું ઇજનેરી કામોને લગતું છે, અને ખાતાના ઉપરી તરીકે એક એક્ઝીક્યુટિવ એન્જિનિયર રહે છે.

આ ખાતાનાં મુખ્ય કામો પૈકી મ્યુનિસિપલ હદ બહારના મુખ્ય સરકારી રસ્તાઓનું બાંધકામ કરવું, શહેરનાં સરકારી મકાનો બાંધવાં અને સમારકામ કરવું, તૂટેલા રસ્તાઓ સમરાવવા વગેરે છે. બીજું શક્ય હોય તે નદીઓ કે જળાશયોમાંથી નહેરો બાંધી ખેતી માટે પાણી પૂરું પાડવાનું કામ પણ આ ખાતાનું હોય છે. વળી જરૂર હોય ત્યાં પીવાના પાણીના કૂવાઓ પણ આ ખાતા તરફથી ખોદાવી આપવામાં આવે છે. નહેરો માટે જરૂર પડે તો તળાવો પણ ખોદવામાં આવે છે.

અમદાવાદ જિલ્લાની વાત કરીએ તો હાથમતી અને ખારી નદીઓમાંથી પાણીના કાંસ કાઢી પ્રાંતીજ અને દસક્રોઇ તાલુકાનાં કેટલાંક ગામોને પાણી પૂરું પાડવાની યોજના અમદાવાદ જિલ્લાના પી. ડબલ્યુ. ડી. ના નહેરખાતા તરફથી થયેલી છે. સરકાર તરફથી જાહેર થતી યુદ્ધ પછીની (Post-war) યોજનાઓ પણ આ ખાતાં જ સંભાળે છે. આ બધાં જાહેર લોકોપયોગી કામો માટે થતો ખર્ચ સરકારી તિજોરીમાંથી મળે છે.

## હાઉસીંગ સબડિવિઝન

ઘરોની તંગી અસાધારણ રીતે વધી પડતાં યુદ્ધોત્તર યોજના તરીકે મુંબઈ સરકારે એક હાઉસીંગ બોર્ડ નીમ્યું છે અને હાઉસીંગ કમિશનર એ ખાતાના સહુથી મોટા ઉપરી છે. એમના હાથ નીચે એક ડેપ્યુટી હાઉસીંગ કમિશનર છે અને અમદાવાદ શહેરમાં એ ખાતાની કચેરી હાઉસીંગ સબડિવિઝન તરીકે ગણાય છે અને તેમાં એક એક્ઝીક્યુટિવ એન્જિનિયર (હાઉસીંગ) અને તેમના મદદનીશ સબડિવિઝનલ ઓફિસર હોય છે. આ ખાતાની ઓફિસ હાલ રિલીફ રોડ ઉપર છે.

## તાર-ટપાલ-ટેલીફોન ખાતાં

તાર-ટપાલ ખાતું પ્રાંતિક પોસ્ટ માસ્તરના હાથ નીચે હોય છે. અમદાવાદ શહેરમાં હેડ પોસ્ટ ઓફિસ, મુખ્ય તાર ઓફિસ અને તાર ટપાલ ખાતા હસ્તક ચાલતી મુખ્ય ટેલીફોન ઓફિસ એમ ત્રણ ઓફિસો છે, અને તે બધાની શાખા ઓફિસો પણ છે. વળી અમદાવાદ ડિવિઝનમાં સમાવેશ પામતી ઉત્તર ગુજરાતની બધી પોસ્ટ ઓફિસોના સુપરીન્ટેન્ડન્ટની કચેરી પણ અહીં જ છે. તાર ખાતાના સુપરીન્ટેન્ડન્ટની કચેરી પણ અમદાવાદમાં જ છે. ટેલીફોન વ્યવસ્થા સરકારે પોતાને હસ્તક લીધા પછી તાર-ટપાલ ખાતા હેઠળ પણ ટેલીફોન ખાતું સ્વતંત્ર છે અને તેના મેનેજર અને એક્ઝીક્યુટિવ એન્જિનિયર એ અહીંના મુખ્ય અમલદારો છે.

હિંદના જ,
હિંદમાં જ બનેલા
કાપડ ઉદ્યોગને
અતિશય ઉપયોગી

અનુભવે પરદેશી બનાવટો
કરતાં પણ સસ્તાં
સફાઇદાર સફળ નીવડેલાં

૪૦ વર્ષથી ઔદ્યોગિક રસાયણો બનાવતી અગ્રણી સ્વદેશી સંસ્થા

# સરદેસાઇ બ્રધર્સ લિમિટેડ

(સ્થાપના : ૧૯૧૧)

ઓટોકલેવ પ્લેન્ટથી બનાવાતા

સ્ટ્રીકલીન
તથા
ઓલિ ઓઈલ
મટનટેલોને બદલે
૧૦૦ એ ૧૦૦ ટકા
કામ આપે છે.

## KIEROSOL
For
Stain Removing
&
Kier boiling

એસ. બી.
૭૦૧ એ
A WETTING OUT AGENT.



— વધુ વિગત માટે —

## ભગુભાઇ એમ. શાહ

ઓફિસ : રેવડી બજાર, ક્રોસ લેન, ચિનુભાઈ બીલ્ડીંગ, અમદાવાદ.

રે. નં. ૭૨૯૦

## લેન્ડ રેકોર્ડ્ઝ એન્ડ સર્વે ડીપાર્ટમેન્ટ

આ પણ સરકારી ખાતું છે. એની કાર્યસીમામાં દસ જિલ્લાઓ છે—અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ, સુરત, થાણા, મુંબઇનાં પરાંઓનો જિલ્લો, નાશિક અને પૂર્વ તથા પશ્ચિમ ખાનદેશ. આ દરેક જિલ્લા વાર આ ખાતાની નાની ઓફિસ હોય છે અને એક ઇન્સપેક્ટર પણ હોય છે. આ બધા જિલ્લાઓની મુખ્ય ઓફિસ અમદાવાદમાં લાલ દરવાજે ઇમ્પીરીઅલ બેન્કની સામે આવેલી છે. આ ઓફિસની ઉપર 'સેટલમેન્ટ કમિશનર એન્ડ ડાયરેક્ટર ઓફ લેન્ડ રેકોર્ડ્સ' ની એક મુખ્ય ઓફિસ પૂનામાં આવેલી છે.

અમદાવાદમાં આ ખાતાની બે ઓફિસો છે. એક પેલા દસે જિલ્લાઓની ઓફિસનું કામકાજનું નિયમન કરનાર મુખ્ય ઓફિસ–ડીસ્ટ્રીક્ટ લેન્ડ રેકોર્ડ્ઝ એન્ડ સર્વે ડીપાર્ટમેન્ટ અને બીજી અમદાવાદ શહેર પૂરતી મર્યાદિત–સીટીસર્વેની ઓફિસ. રેકોર્ડ્ઝ એટલે તુમાર અને સર્વે એટલે માપણી એટલે આ ખાતાનું મુખ્ય કામ મ્યુનિસિપલ હદ બહારની તમામ જમીન અને જમીનના ટુકડાઓની માપણી કરવાનું અને એના વિગતવાર નકશાઓ પોતાના દફતરમાં રાખવાનું હોય છે. આ રીતે આ ખાતા પાસે તમામ સરકારી જમીનના, ગામડાંઓના પ્લોટવાર કે ખેતરોવાર નકશાઓ તૈયાર રહે છે. એ પ્લોટ કે ખેતરો કેટલા ક્ષેત્રફળનાં, કોના કબજાનાં અને કયા સર્વે નંબરનાં–એ બધી વિગતોના કેટલીક વખત તો બસો બસો વર્ષ જેટલા જૂના તુમાર આ ખાતા પાસે રહે છે.

આમ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, પક્ષ પક્ષ વચ્ચે કે રાજ્ય રાજ્ય વચ્ચે જમીનના ક્ષેત્રફળ કે માલકીહક્ક માટે જે ટંટા ઝગડા હોય તે બધાની પતાવટ કરવાનું કામ આ ખાતાનું હોય છે. પરંતુ આ કરતાં યે જે ખરેખર મહત્ત્વનું કાર્ય આ ખાતું કરે છે તે જમીનના ટુકડાઓની માપણી કરીને સરકારી દર પ્રમાણે તેનું મહેસૂલ આકારી આપવાનું છે. આ રીતે જોતાં આ ખાતું મહેસૂલ ખાતાના પાયારૂપ છે.

'સીટી સર્વે' નું કામકાજ આ જ પ્રમાણેનું હોય છે–પરંતુ તે શહેર પૂરતું મર્યાદિત હોય છે.

---

## અમદાવાદની શહેર સુધરાઈ

ઉદ્યોગ, સ્વાશ્રય અને સેવાના ત્રિવિધ આદર્શોથી અંકિત અમદાવાદ મ્યુનિસિપાલિટી અમદાવાદનું ગૌરવશાળી સર્જન છે. નગરસેવાનો ભાર પ્રજાજનો પોતે પોતાને શિરે ઉપાડી લે એ જાતની પ્રજાની સ્વયંભૂ પ્રેરણાથી રચાયેલી સુધરાઇનો પ્રથમ દાખલો આખા હિંદને અમદાવાદે જ પૂરો પાડ્યો એ અમદાવાદની ઘણી વિશિષ્ટતાઓ પૈકીની એક મહાન ગૌરવભરી વિશિષ્ટતા છે. ઇ. સ. ૧૮૩૪માં આજની મ્યુનિસિપાલિટીની જનેતા એવી સુધરાઈ સમિતિની સ્થાપના થઈ ત્યારથી શહેર સુધરાઇનો સળંગ ઇતિહાસ અવલોકતાં પહેલાં તે સમય પહેલાંની પરિસ્થિતિ પર ઊંડની નજર નાખવી ઉચિત છે.

કર્ણાવતી જ્યારે ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના રાજ્યશાસનકાળમાં જાહોજલાલી ભોગવી રહ્યું હતું ત્યારે શહેરની સ્વચ્છતા, રસ્તાઓ વાળવાનું વગેરે કાર્ય રાજ્ય તરફથી નીમાએલા અમલદાર મારફતે થતું. નદી, કૂવા અને વાવોમાંથી પાણી ભરવાની અને વપરાયેલું પાણી ખાળકૂવાઓમાં જાય એવી

વ્યવસ્થા હતી. કર્ણાવતીની પડતી પછી અહમદશાહે જ્યારે અમદાવાદ વસાવ્યું ત્યારે પણ પાણીની અને મેલા પાણીના નિકાલની વ્યવસ્થા મુખ્યત્વે એ જ સચવાઇ રહી હતી. મુખ્ય રસ્તાઓ વળાતા પણ ખાસ મકાનો પરની મશાલો સિવાય રોશનીની કંઈ વ્યવસ્થા નહોતી. જ્ઞાતિપંચો અને મહાજનો દ્વારા ગામડાંમાં આવી વ્યવસ્થાઓ સચવાતી, પણ તે આજના જેવા વ્યવસ્થિત સ્વરૂપે તો નહિ જ.

હાલ મ્યુનિસિપાલિટી જે કાર્યો કરે છે એવાં કાર્યો કરનાર કોઇ સંસ્થા છેક મરાઠા સમયના અંત સુધી અહીં કે દેશમાં બીજે ક્યાંય અસ્તિત્વમાં આવ્યાનું જણાતું નથી. મ્યુનિસિપાલિટી એ બ્રિટીશ અમલની ભેટ છે. બ્રિટીશ અમલનું જૂનામાં જૂનું શહેર મદ્રાસ. ત્યાં ઇ. સ. ૧૭૬૮માં જોસીઆ ચાઈલ્ડ નામના ગવર્નરે સુધરાઈની દિશામાં પ્રયત્ન કરેલો. પણ વસતી કરવેરો આપતી નહિ. કલકત્તામાં પણ આવો એક પ્રયત્ન મદ્રાસથીયે અગાઉ છેક ઇ. સ. ૧૭૨૭માં થોડાક યુરોપિયનોએ કરેલો. પણ એથી શું વળેલું એ તો ઇ. સ. ૧૭૮૦માં આવેલો વિલિયમ મેકિન્ટોશ નામનો મુસાફર કલકત્તાને આખી દુનિયામાં ગંદામાં ગંદું શહેર કહે છે તે પરથી જોઈ શકાશે! ઈ. સ. ૧૮૧૭માં મ્યુ. વહીવટ માટે નાણાં ઊભાં કરવા કલકત્તામાં એક 'લોટરી કમિટી' થઈ હતી. લોટરીના નફાનો દસમો ભાગ આ કમિટી શહેર સુધારણામાં આપતી. આ વખતે ઈ. સ. ૧૭૯૨માં પાર્લામેન્ટે કલકત્તાના ગવર્નર જનરલને એક 'જસ્ટીસ ઓફ ધી પીસ' નીમવાની સત્તા આપી હતી. પરંતુ આથી મેજીસ્ટ્રેટ જેવો સરકારી અમલદાર શહેરની કેટલીક સામાન્ય બાબતો પર દેખરેખ રાખે એથી વિશેષ કાંઇ થતું નહિ. ઇ. સ. ૧૮૩૬માં કોર્ટના ન્યાયાધીશને થોડી વધુ સત્તા આપવામાં આવી. પણ એથી કંઇ ખાસ સુધારો થયો નહિ. છેવટે ઇ. સ. ૧૮૪૫માં બે પોલીસ–મેજીસ્ટ્રેટ, બે યુરોપિયનો અને ત્રણ હિંદી 'જે. પી.' મળી સાત જણની એક સભા કરવામાં આવી હતી. એને મ્યુનિસિપલ કોન્ઝર્વન્સી કહેતા. આ વિશે મુંબઇની મ્યુનિસિપાલિટીનો ઇતિહાસ લખનાર સર દિનશા વાચ્છા લખે છે કે મ્યુનિસિપલ વહીવટની પ્રથમ ઝાંખી આ સાત જણની બનેલી સભાથી થઇ હતી. જો કે આ સભા મ્યુનિસિપલ ફંડનો જ વહીવટ કરતી. એમાં લોકોની ઇચ્છા જેવું કશું નહોતું. લોકશાહી મ્યુનિસિપલ વહીવટ તો ઇ. સ. ૧૮૮૮માં લોર્ડ રિપનના સ્થાનિક સ્વરાજના કાયદા પછી જ શરુ થયો.

## અમદાવાદમાં સુધરાઈનો જન્મ

અમદાવાદને શહેર સુધારણાની પ્રજાકીય પ્રેરણા બહુ વિચિત્ર સંજોગોમાં મળી હતી. મરાઠી સત્તાના અંત પછીનાં પચાસ વર્ષમાં શહેરની ઇમારતો અને કોટને ઘણું નુકસાન પહોંચેલું એ આપણે અગાઉ જોઇ ગયા છીએ. ઇ. સ. ૧૮૧૮માં અમદાવાદ પર યુનિયન જેક ફરક્યો ત્યારે ઘણાં ખંડિયેરો, અર્ધ ભાંગેલી હવેલીઓ અને જ્યાં ત્યાં છીંડાં–બાકોરાંવાળો કોટ તેને પેશ્વાઈ અને મરાઠા વહીવટના વારસા તરીકે મળ્યો. વળી બીજે જ વર્ષે ૧૮૧૯માં મોટી રેલ આવી. તેણે કોટ ઉપર વધુ ઘા કર્યો. કોટ ઠેકઠેકાણેથી તૂટી જવાથી ચોર–લૂંટારુઓનાં ધાડાં શહેરમાં ઘૂસી આવતાં અને લોકોને બહુ ત્રાસ વેઠવો પડતો. આથી ઇ સ. ૧૮૨૫ માં જિલ્લા કલેકટર મી. બોરેડેલે સરકારને કોટ સમરાવી આપવા લખાણ કર્યું પણ સરકારે કંઈ દાદ દીધી નહિ. વળી ઇ. સ. ૧૮૨૮માં ફરીથી જિલ્લા ન્યાયાધીશે પણ સરકારને આ બાબતમાં કંઈ કરવા દબાણ કર્યું પણ ત્યારેય કશી દાદ મળી નહિ. એટલે શહેરની શાંતિપ્રિય વસતીને પડતો ત્રાસ જોઈ મી. બોરેડેલે ઇ. સ. ૧૮૩૦ માં શહેરના કેટલાક પ્રતિષ્ઠિત નાગરિકોની એક સભા બોલાવી. શહેરના રક્ષણ માટે સ્વાશ્રયી બની શહેરીઓએ જાતે જ એના ઉપાય યોજવા જોઇએ એવો આ સભાનો નિર્ણય થયો અને

એમની સંમતિથી કોટની મરામત માટે નાણાં એકઠાં કરવા શહેરીઓ પર કર નાખવાનો વિચાર કર્યો અને જિલ્લા કલેક્ટર મી. એસ. બોરેડેલ, જિલ્લા ન્યાયાધીશ, અને બે બીનસરકારી ગૃહસ્થો શ્રી. બહેચરદાસ અંબાઇદાસ લશ્કરી અને શેઠ હીમાભાઈ વખતચંદ એમ ચાર જણની 'કોટ ફંડ' માટે એક સમિતિ બનાવવામાં આવી. આ સમિતિએ શહેરમાં આવતાં ઘી, અફીણ, શાલ વગેરે પર કર નાખી નાણાં એકઠાં કરવાનું શરુ કર્યું અને ઇ. સ. ૧૮૩૩ સુધીમાં તો કોટ બરોબર સુધારી દીધો. સરકારી મદદ વિના જ શહેરના રક્ષણ માટે અગત્યનું કામ પૂરું થઇ જતાં સમિતિ વિખેરી નાખવાનો વખત આવ્યો. પણ લોકોને એક બહુ સારો વિચાર આવ્યો કે સમિતિએ કરથી નાણાં એકઠાં કરવાનું ચાલુ રાખવું અને એમાંથી શહેરના ધૂળિયા રસ્તાઓ સુધારવાની, તેના પર પાણી છાંટવાની, ધારતેલની બત્તીઓ મૂકવાની વગેરે સુધરાઈનાં કાર્યો કરવાની વ્યવસ્થા કરવી. લોકોની આ ઇચ્છા મી. બોરેડેલે સરકારને જણાવી અને ઇ. સ. ૧૮૩૪માં ઉપર જણાવેલા ચાર સભ્યોની આ સમિતિને શહેર-સુધરાઈનું કામ સોંપવામાં આવ્યું. આમ આખા મુંબઇ ઇલાકામાં શહેરની વસતીની પોતાની પ્રેરણા અને રાજીખુશીથી અપાતા કરવેરામાંથી અને વહીવટમાં તેમના સંપૂર્ણ સહકારથી શહેર સુધરાઇનો પ્રબંધ અમદાવાદમાં સૌથી પહેલો થયો એમ આપણે ગર્વથી કહી શકીએ. કારણકે મુંબઇમાં પણ આવી જાતની મ્યુનિસિપાલિટી છેક ઇ. સ. ૧૮૪૫ માં જ આવી હતી. હિંદુસ્તાનના કોઇપણ શહેરમાં ઇ. સ. ૧૮૩૪ પહેલાં આ જાતની સંસ્થા અમદાવાદ સિવાય બીજે અસ્તિત્વમાં નહોતી એ અમદાવાદ માટે ખરેખર ગૌરવનો વિષય છે.

## સરકારી સભ્યોનું વર્ચસ્વ

આવી મ્યુનિસિપાલિટીએ ૨૩ વર્ષ સુધી કામ કર્યું– તે પછી ઈ. સ. ૧૮૫૭ના જાન્યુઆરીની ૧ લી તારીખે એને સરકારની કાયદેસરની સંમતિ મળી અને ઈ. સ. ૧૮૭૨માં કાયદા પ્રમાણે એ 'સીટી મ્યુનિસિપાલિટી' થઇ. તે વખતે શહેરના કોટની અંદરના ભાગ ઉપરાંત રેલવેપરું અને સરસપુર મ્યુનિસિપલ હદમાં આવ્યાં. પણ સન ૧૮૭૨ના કાયદા પ્રમાણે મ્યુનિસિપાલિટીમાં બેસનાર બધા સભ્યો સરકાર તરફથી નિમાઇને આવવા લાગ્યા–અને જિલ્લા કલેક્ટરો એમના હોદ્દાની રૂએ મ્યુ.ના પ્રમુખો થઈ બેસતા. તે પછી મ્યુનિસિપાલિટીમાં પ્રજાકીય તત્ત્વ દાખલ થયું તે તો લોર્ડ રિપનના સ્થાનિક સ્વરાજના કાયદા પછી ઇ. સ. ૧૮૮૫ ના જાન્યુઆરીમાં. ૩૦ માંથી ૧૪ સભ્યો પ્રજાએ ચૂંટ્યા. સ્થાનિક ગૃહસ્થ પ્રમુખ બન્યો પણ એ પ્રમુખની નિમણૂક કરવાની સત્તા તો પાછી સરકારે પોતાના જ હાથમાં રાખી! અને સરકાર તરફથી નિમાયેલા સભ્યોની ઉઘાડી બહુમતી રહી. આવી મ્યુ.ના પહેલા પ્રમુખ શ્રી. રણછોડલાલ છોટાલાલ હતા. ઈ. સ. ૧૮૯૨–૯૩માં ત્રણ સભ્યો વધારવામાં આવ્યા એટલે મ્યુનિસિપાલિટીમાં ૩૦ ને બદલે ૩૩ સભાસદો થયા. તેમાં સરકાર તરફથી નિમાયેલા અને પ્રજાકીય ચુંટાયેલા સભ્યોનું પ્રમાણ ૧૭ અને ૧૬નું થયું. ઇ. સ. ૧૯૦૧માં ફરીથી ત્રણ સભ્યો વધ્યા અને એ પ્રમાણ ૧૮ સરકારી અને ૧૮ પ્રજાકીય સભ્યોથી સરખું થયું. આ સમય સુધી મ્યુનિ-સિપાલિટીમાં નવા ઉપસ્થિત થતા પ્રશ્નોની ચર્ચા કે કાર્ય કરવા અંગેનાં કોઇ સ્પષ્ટ ધારાધોરણો ન હતાં એટલે ઘણો કાલક્ષેપ અને શક્તિનો વ્યય થતો. ઈ. સ. ૧૯૧૦માં ચીફ ઓફિસરની નિમણૂક કરવાના પ્રશ્નની ચર્ચા સાંજના પા થી શરુ થતી તે રાતના બબ્બે વાગ્યા સુધી ચાલતી અને સભ્યો ખુરશી પર ઊંઘી જતા! પ્રેક્ષકો ટીખળ કરતા! આથી ઇ. સ. ૧૯૧૦ની ૧૭મી મેને દિવસે મ્યુનિસિપાલિટીને ગેર-વહીવટ માટે બરતરફ કરવામાં આવી.

## પ્રજાકીય તત્ત્વની બહુમતી

આ પછી જિલ્લા કલેક્ટરની દેખરેખ નીચે સર ચિનુભાઇ માધવલાલના પ્રમુખપણા હેઠળ સરકાર તરફથી નિમાયલા ૨૧ સભાસદોની એક કમિટી ઓફ મેનેજમેન્ટે પાંચ વર્ષ સુધી મ્યુ. વહીવટ કર્યો. ઇ. સ. ૧૯૧૫ ના એપ્રિલની ૧ લી તારીખે ૪૦ સભાસદો પૈકી ૨૭ પ્રજાએ ચૂંટેલા અને ૧૩ સરકારનિયુક્તના ફેરફાર સાથે એ વહીવટ ફરીથી શહેરની પ્રજાને સોંપવામાં આવ્યો. ઉપરાંત એ ૧૩ માં ૬ કરતાં વધુ સરકારી અમલદારો ન હોય અને કુલ સભાસદોની ૨/૩ બહુમતીથી મ્યુનિસિપાલિટી પોતાનો પ્રમુખ ચૂંટે એમ જોગવાઇ કરવામાં આવી. આ રીતે મ્યુનિસિપાલિટીએ ચૂંટેલા આપણા પહેલા પ્રમુખ હતા રા. રા. ભાઈશંકર નાનાભાઈ ભટ્ટ. પણ એમણે ટૂંક સમયમાં જ રાજીનામું આપ્યાથી ઈ. સ. ૧૯૧૬ ના માર્ચમાં રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ પ્રમુખ તરીકે ચુંટાયા. આમ મ્યુનિસિપાલિટીને થોડી વધુ સત્તા મળી તો બીજી તરફથી મ્યુ. નો વહીવટ કરનાર ચીફ ઓફિસરની નિમણૂક સરકાર કરે એમ ઠર્યું! આવા ચીફ ઓફિસરો પૈકી સન ૧૯૧૯ સુધી મી. મોંટીથ, મી. શિલેડી, મી. માસ્તર વગેરે નિમાઇને આવ્યા હતા. પરંતુ આ વ્યવસ્થા સામે મ્યુ. ના પ્રજાકીય સભાસદોએ લડત શરૂ કરી અને પરિણામે ઈ. સ ૧૯૨૦માં મ્યુનિસિપલ ચીફ ઓફિસર નીમવાની સત્તા મ્યુનિસિપાલિટીને સોંપવામાં આવી—પણ તે એવી શરતે કે એ હોદ્દો ધરાવનાર વ્યક્તિ ડેપ્યુટી કલેકટરના દરજ્જાની હોવી જોઇએ! આ રીતે વરાયેલા પહેલા ચીફ ઓફિસર શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતા હતા. ચીફ ઓફિસર તરીકે એમણે બાહોશીથી અને કાર્યદક્ષતાથી મ્યુનિસિપાલિટીનો વહીવટ ચલાવ્યો હતો.

## બરતરફી-પછીથી બરો મ્યુનિસિપાલિટી

આ પછી ઇ. સ. ૧૯૨૦માં કોંગ્રેસની અસહકારની હાકલ પડી અને મ્યુનિસિપાલિટીના સ્કૂલ્સ કમિટીના ચેરમેન સ્વ. બલુભાઇ ઠાકોરે No grant, No control નો ઠરાવ કરી સરકારને મ્યુનિસિપલ શાળાઓમાં ઇન્સ્પેકશન કરવા દેવાની ધસીને ના પાડી. પરિણામે સને ૧૯૨૨ ના ફેબ્રુઆરીની ૯ મી તારીખે મ્યુનિસિપાલિટી એક વાર ફરીથી બરતરફ કરવામાં આવી અને અગાઉના જેવી જ એક કમિટી ઓફ મેનેજમેન્ટ તે વખતના મ્યુ. પ્રમુખ શ્રી. રમણભાઈ નીલકંઠના પ્રમુખપણા હેઠળ વહીવટ કરવા લાગી. પણ સને ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં ફરી પાછી પ્રજાકીય મ્યુનિસિપાલિટી અસ્તિત્વમાં આવી. સભાસદોની સંખ્યા વધારીને ૬૦ કરવામાં આવી એમાં ૪૮ પ્રજાના ચૂંટેલા અને ૧૨ સરકારના નીમેલા. એ ૪૮માં ૧૦ બેઠકો મુસલમાન સભ્યો માટે અલગ રાખવામાં આવી અને સભાસદોની ચૂંટણીમાં કોમી તત્ત્વ દાખલ થયું. ૩/૪ બહુમતીથી પ્રમુખ ચૂંટવાની કલમ નીકળી ગઇ અને માત્ર બહુમતીથી પ્રમુખ ચુંટાય એમ ઠર્યું. ચીફ ઓફિસર ડેપ્યુટી કલેકટરનો હોદ્દો ધરાવતો હોવો જોઇએ એ કલમ પણ નીકળી ગઇ. મ્યુંનિસિપાલિટી ગમે તેને પોતાનો ચીફ ઓફિસર નીમી શકે એમ ઠર્યું. પણ તે ગ્રેજ્યુએટ હોવા જોઇએ. વળી ઈ. સ. ૧૯૨૫માં મ્યુ. બરોઝ એકટ પ્રમાણે અમદાવાદની મ્યુનિસિપાલિટીને બરો મ્યુનિસિપાલિટી ઠરાવવામાં આવી અને ૪૮ પ્રજાના સભ્યોમાં ૩ બેઠકો દલિતો તરફથી ચુંટાયેલા સભ્યો માટે અલગ કાઢવામાં આવી. તે સમયે મ્યુનિસિપાલિટીને થોડી વધુ સત્તાઓ પણ મળી. અહીં એક બાબત તરફ ધ્યાન દોરવું જરૂરી લાગે છે. મુસલમાન કે દલિત કોમની માફક અમદાવાદની સ્ત્રીઓએ કદી અલગ બેઠક કે અલગ મતદાર

મંડળની માગણી કરી નથી. છતાં ઈ.સ. ૧૯૨૭માં લેડી વિદ્યાગૌરી નીલકંઠને સરકારે મ્યુનિસિપાલિટીનાં સભ્ય નીમ્યાં હતાં. પણ તે પછી ઈ. સ. ૧૯૩૦માં આર. સી. હાઇસ્કૂલનાં મકાન પર રાષ્ટ્રધ્વજ ચડાવતાં એ શાળાના વિદ્યાર્થીઓ ઉપર લાઠીમાર કરવામાં આવ્યો હતો તેના સખ્ત વિરોધ તરીકે લેડી વિદ્યાગૌરીએ પોતાના સભ્યપદનું તરત જ રાજીનામું મૂકી દીધેલું અને થોડા સમય પછી ફરી ચૂંટણી થઈ ત્યારે નવી વ્યવસ્થા મુજબ બે અનામત સ્ત્રીબેઠકો માટે લેડી વિદ્યાગૌરી નીલકંઠ તથા શ્રીમતી શારદા સુમંત મહેતાએ સભ્યપદ માટે ઉમેદવારી નોંધાવી અને પ્રજાએ એ બે બહેનોને ચૂંટી કાઢયાં. તે પછી ઈ. સ. ૧૯૩૩માં શ્રીમતી સવિતા વિશ્વનાથ ત્રિવેદી સાથે શ્રીમતી શારદાબેન મહેતા ફરીથી ચુંટાઇને આવ્યાં હતાં.

## લોકક્રાંતિમાં ફાળો

આમ અમદાવાદ મ્યુનિસિપાલિટી પગભર થતી ચાલી. એના કાર્યથી પ્રજાની પણ સારી પ્રીતિ સંપાદન કરવા માંડી. પણ ૧૯૨૦ થી અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં મોટા ભાગનું બળ કોંગ્રેસ-પક્ષનું જામ્યું એટલે એને સરકાર સાથે વારંવાર અથડામણ થતી જ આવી છે. સને ૧૯૪૨ના ઓગસ્ટની નવમી તારીખે રાષ્ટ્રીય મહાસભાએ 'Quit India' નો ઠરાવ કર્યો અને પૂ. ગાંધીજી સહિત કોંગ્રેસના તમામ અગ્રગણ્ય મોવડીઓ કારાવાસની દીવાલો પાછળ હડસેલાઇ ગયા. આખા દેશમાં 'અંગ્રેજો ચાલ્યા જાવ' ની ચળવળનું એક પ્રચંડ મોજું ફરી વળ્યું. પ્રજાકીય અને રાષ્ટ્રવાદી અમદાવાદ મ્યુનિસિપાલિટી આ લોકક્રાંતિમાંથી કેમ બાકાત રહી શકે ? એણે પણ 'હિંદ છોડો' ના ઠરાવને પોતાની બહાલી આપી અને મ્યુનિસિપાલિટી ફરી એકવાર અને હવે તો છેલ્લી જ વાર અંગ્રેજ સરકાર તરફથી ૨૩ મી સપ્ટેંબર ૧૯૪૨ ના રોજ બરતરફ થઈ. થોડા જ



વખતમાં ઓકટોબરની ૧૬મી તારીખથી તેના કામદારો પણ હડતાલ પર ઊતરી પડ્યા. આથી સરકારે મી. વીટવર્થને મ્યુનિસિપાલિટીના એડમિનિસ્ટ્રેટર નીમ્યા અને આઠ મુખ્ય અમલદારોની જગ્યાએ સરકારી ખાતામાંથી અમલદારોની નિમણુક થઇ. વળી ૧૯૪૪માં મ્યુનિસિપાલિટીની ચૂંટણી આવી પહોંચી અને તેમાં કોંગ્રેસ સભાસદો ફરીથી ચુંટાઇને આવ્યા અને સરકારને ખાતરી કરાવી આપી કે પ્રજા તો પોતાની મ્યુનિસિપાલિટીને જ ચાહે છે. પરંતુ નવી ચુંટાયેલી મ્યુનિસિપાલિટીએ અને તેના કામદારોએ સરકારે મ્યુનિસિપાલિટીને ગેરકાયદેસર બરતરફ કરી હતી એ જાતનો પોતાનો ઠરાવ પકડી રાખ્યો હતો. પહેલી જ સભાએ પ્રવર્તમાન સંજોગોમાં કામ કરવાની અશક્તિ જાહેર કરી અને તા. ૧૩–૪–૪૪ના રોજ ફરીથી બરતરફ થઈ. તે વખતે મુસ્લિમો અને બીજા કેટલાક પ્રત્યાઘાતીઓના સહકારથી સરકારે બોર્ડ ઓફ મેનેજમેન્ટની નિમણુક કરી અને મી. મૌલવીને તેના પ્રમુખ નીમ્યા. આ બોર્ડ ઓફ મેનેજમેન્ટે પોતાનો પ્રત્યાઘાતી કારભાર ૧૯૪૬ સુધી ચાલુ રાખ્યો. તે વખતે ફરીથી ચૂંટણી કરવામાં આવી. અને ફરી પ્રજાકીય મ્યુનિસિપાલિટી અસ્તિત્વમાં આવી. રાષ્ટ્રની વિપરીત દશાને કારણે નવી ચૂંટણીનું કાર્ય ઢીલું પડ્યું છે. પરંતુ પંદરમી ઓગસ્ટે હિંદ આઝાદ થયા પછીના સંજોગોમાં હમણાં જ મુંબઈ ધારાસભાએ અલગ મતાધિકારની ઝેરી પ્રથા દૂર કરી હોવાથી હવે સંયુક્ત મતદારમંડળોને ધોરણે નવેસરથી મતદારોની યાદીઓ વોર્ડવાર તૈયાર કરવાની હોવાથી ચૂંટણી ૧૯૪૮નીઅધવચ સુધીમાં થશે એમ લાગે છે. પ્રજાકીય મ્યુ. એ ૧૯૪૬ માં સત્તા ધારણ કર્યા પછી બોર્ડ ઓફ મેનેજમેન્ટનાં ઘણાં અવળાં કામો રદ કર્યાં હતાં. બરતરફ અમલદારોને ફરી મ્યુ.માં લીધા હતા. દરમ્યાન ચીફ ઓફિસર શ્રી. ઇશ્વરલાલ ભગત લગભગ ૨૦ વર્ષ સુધી મ્યુ.નો એકધારો કાર્યદક્ષ વહીવટ ચલાવીને નિવૃત્ત થયા હતા અને શ્રી.



ગુણેન્દ્ર એલ. શેઠ જેવા બાહોશ ચીફ ઓફિસરની મ્યુ.એ નિમણૂક કરી બોર્ડ ઓફ મેનેજમેન્ટના કાળ દરમ્યાનના ચીફ ઓફિસર મી. મહમદભાઇ પટેલને દૂર કરી વહીવટ સંપૂર્ણ પ્રજાકીય બનાવ્યો હતો. ૧૯૪૭માં મોરીસ ટ્રાન્સપોર્ટ કંપનીના પરવાનાની મુદત પૂરી થતી હોવાથી મ્યુ. એ શહેરનો બસવ્યવહાર પોતે સંભાળવાની ભારે જવાબદારી ઉઠાવવાનો ઠરાવ જાન્યુઆરીમાં કર્યો અને અસાધારણ ઝડપથી વ્યવસ્થા કરીને પણ ૧-૪-૪૭ થી શહેરનો બસવ્યવહાર સંભાળી લીધો.

## મ્યુનિસિપાલિટીની ચૂંટણી

મ્યુનિસિપાલિટીના સભાસદોની ચૂંટણી કરવામાં મત આપનારાઓની યોગ્યતાનું ધોરણ અમદાવાદ મ્યુનિસિપાલિટી માટે ઘણું ઉદાર રાખવામાં આવ્યું છે. જે માણસને અમદાવાદ મ્યુનિસિપાલિટીની હદમાં પોતાની માલિકીનું મકાન હોય અને એ માણસ જે વાર્ષિક રૂા. ચાર કે તેથી વધારે કર મ્યુનિસિપાલિટીને ભરતો હોય, અથવા જે માણસ મ્યુનિસિપાલિટીની ભાડાની આંકણી મુજબ વાર્ષિક રૂપિયા બાર કે તેથી વધારાના ભાડાના ઘરમાં રહેતો હોય અને જે સ્ત્રીઓના પતિ મતદાર હોય અને તે લખી વાંચી શકતી હોય તે સૌને મ્યુનિસિપાલિટીના સભાસદોની ચૂંટણીમાં મત આપવાનો અધિકાર રહે છે. ૧૯૪૪નાં મતદાર પત્રકો પ્રમાણે મ્યુ. મતદારોની સંખ્યા કુલ..........હતી.

હાલમાં મ્યુનિસિપાલિટીના સભાસદોની સંખ્યા ૬૪ છે. તેમાંના ૧૨ સભાસદો અલગ મુસલમાન મતદારમંડળો તરફથી ચુંટાયેલા અને બાકીના ૫૨ (બાવન) અલગ બિનમુસ્લિમ મતદાર મંડળો તરફથી ચુંટાયેલા હોય છે. એ ૫૨ પૈકી ૭ બેઠકો દલિતોને માટે અને ૨ બેઠકો સ્ત્રીઓ માટે અનામત રાખવામાં આવે છે, પરંતુ મતદારમંડળો અલગ નથી. આ રીતે ચુંટાઇ આવેલા ૬૪ સભાસદોનું જનરલ બોર્ડ બને છે. એ બોર્ડ પોતામાંથી મ્યુનિસિપલ પ્રમુખને ચૂંટી કાઢે છે. મ્યુનિસિપાલિટીના પ્રમુખ આખી મ્યુનિસિપાલિટીના વહીવટ ઉપર દેખરેખ રાખનાર સૌથી વડા અધિકારી ગણાય છે. સ્ટેન્ડીંગ કમિટી તથા અન્ય કેટલીક કમિટીઓ એમની મદદ માટે ચુંટાય છે.

સરકારી અમલદારો ના હોય એવા પરંતુ સરકારે નીમેલા અમદાવાદ મ્યુનિસિપાલિટીના સ્થાનિક પ્રમુખોની યાદી નીચે આપવામાં આવી છે.

(૧) રા. બ. રણછોડલાલ છોટાલાલ શાહ...સન ૧૮૮૫-૧૮૯૮
(૨) શેઠ મણીભાઈ પ્રેમાભાઇ ........સન ૧૮૯૮-૧૯૦૦
(૩) શ્રી. જહાંગીર પેસ્તનજી વકીલ ...સન ૧૯૦૦-૧૯૦૨
(૪) શ્રી. હિંમતલાલ ધીરજરામ........સન ૧૯૦૨-૧૯૦૩
(૫) શ્રી. મોતીલાલ લલ્લુભાઈ........સન ૧૯૦૩-૧૯૦૫
(૬) રા. બ. કેશવલાલ હીરાલાલ ........સન ૧૯૦૫-૧૯૧૦

તા. ૧૭-૫-૧૯૧૦ને દિવસે મ્યુનિસિપાલિટી ગેરવહીવટ માટે બરતરફ થઇ અને કમિટી ઓફ મેનેજમેન્ટ અસ્તિત્વમાં આવી તે વખતે

(૭) સર ચિનુભાઇ માધવલાલ ૧૯૧૦થી ૧૯૧૫ સુધી સરકારે નીમેલા.

તા. ૧-૪-૧૫ ને દિવસે પ્રજાકીય બહુમતીવાળી મ્યુનિસિપાલિટી સત્તામાં આવી ત્યારથી નીચેના પ્રમુખો મ્યુ. એ પોતે ચૂંટેલા છે.

(૮) શ્રી. બાઇશંકર નાનાભાઇ ભટ્ટ ૧૯૧૫-૧૯૧૬
(૯) રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ ૧૯૧૬-૧૯૨૪

[તા. ૯-૨-૨૨ ના રોજ મ્યુનિસિપાલિટી બરતરફ થઇ. અને કમિટી ઓફ મેનેજમેન્ટ અસ્તિત્વમાં આવી ત્યારે ૧૯૨૨થી ૨૪ સુધી સર રમણભાઇને જ કમિટીના પ્રમુખ તરીકે રાખેલા.]

(૧૦) શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઇ પટેલ ૧૯૨૪-૧૯૨૮
(૧૧) શ્રી. દોલતરામ ઉમેદરામ શાહ ૧૯૨૮-૧૯૨૯
(૧૨) શ્રી. મૂળચંદ આશારામ શાહ ૧૯૨૯-૧૯૩૦
(૧૩) શ્રી. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ ૧૯૩૦-૧૯૩૦ના નવેંબર સુધી
(૧૪) શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર ૧૯૩૦-૧૯૩૩
(૧૫) શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોર ૧૯૩૩-૧૯૩૭
(૧૬) શ્રી. મણિલાલ ચતુરભાઇ શાહ ૧૯૩૭-૧૯૪૨

[૧૯૪૨ના સપ્ટેમ્બરથી ૧૯૪૪ના એપ્રિલ સુધી એડમિનિસ્ટ્રેટરે સુપરસીડ થયેલી મ્યુ.નો વહીવટ ચલાવ્યો.]

" " ૧૯૪૪ માં થોડા દિવસ
" " ૧-૪-૧૯૪૬ થી ચાલુ

## મ્યુનિસિપાલિટીના ઘડવૈયાઓ

મ્યુનિસિપાલિટીના વિકાસના ત્રણ તબક્કાઓ પાડીએ તો તે દરેક તબક્કામાં મ્યુનિસિપાલિટીને ઘડનાર મુખ્ય ત્રણ વ્યક્તિઓ છે. (૧) રા. બ. રણછોડલાલ છોટાલાલ, (ઓગણીસમી સદીમાં) (૨) રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ (અસહકાર યુગ પહેલાં) (૩) વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ (કોંગ્રેસ યુગમાં).

ઇ. સ. ૧૮૮૫માં રા. બ. રણછોડલાલ છોટાલાલ મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા. અમદાવાદને આંગણે શ્રી, સરસ્વતી અને આરોગ્યની ભાગીરથીને વહાવવાના એમને કોડ હતા. મિલઉદ્યોગના આદ્યસ્થાપક તરીકે અમદાવાદમાં એમણે શ્રીનો ધોધ વહેતો કર્યો. મ્યુ. પ્રમુખ તરીકે એમણે આખા યે શહેરને નિરોગી સ્વચ્છ રાખી તેનું આરોગ્ય સુધારવાની જવાબદારી પોતાને માથે આવી, એમ ગણીને પોતાની એ જવાબદારી એમણે અથાગ ખંત અને કાર્યદક્ષતાથી અદા કરી છે. શહેરનું બગડતું આરોગ્ય એમની ચિંતાનો વિષય હતો. ગંદા પાણીના નિકાલ માટે શહેરમાં ઘરખાળો અને ખાળકૂવા હતા તે દૂર કરવામાં એમને શહેરના આરોગ્યની કૂંચી લાધી અને તેમણે ગટરની યોજના અને સ્વચ્છ પાણી માટે વોટર વર્કસની યોજના પોતાના સાથીદારો સમક્ષ મૂકી. ખૂદ મ્યુનિસિપાલિટના સભ્યોનો અને પ્રજાજનોનો ભારે વિરોધ એમને આ યોજના માટે સહન કરવો પડયો હતો. છતાં નિશ્ચયબળ અને ખંતથી પોતાનું કામ જારી રાખી એ યોજનાઓના પ્રયોગો કરી બતાવીને પાછળની પોતાની સદ્ભાવનાની અને સાચી દષ્ટિની એમણે પ્રતીતિ કરાવી આપી.

તેમણે ગટરની પહેલી યોજના સને ૧૮૯૦માં ખાડિયામાં યોજી. આ યોજનામાં ૨૪ એકર જમીનમાં ગટર દાખલ થઈ, અને તેમણે આ પ્રયોગથી આ લત્તા સાથે બીજા લત્તાઓના મરણ પ્રમાણની સરખામણીથી સાબિત કરી આપ્યું કે ગટરની યોજના એ આરોગ્ય માટે વધુ સારી યોજના છે, અને પછી તો એનો ઉત્તરોત્તર વિકાસ થયો.

ગટર-ડ્રેનેજ-ની આ એક જ યોજનાથી એમની નાગરિક વૃત્તિ સંતોષાય તેમ નહોતી. એમણે બીજી એથી યે મહાન એવી શહેરને સ્વચ્છ અને પૂરતા પ્રમાણમાં પાણી આપવાની યોજના હાથ ધરી,

આ કાર્યમાં પણ એમને મુશ્કેલીઓ નડી, પણ એમનું અડીખમ ધૈર્ય, બીજાઓની પાસેથી કામ લેવાની કુનેહ, અને સૌને સંતોષતાં કાર્ય માટેની ધગશ ખૂબ કામ લાગ્યાં. તેમણે ૧૮૮૭માં પહેલો કૂવો રૂા. ૧૦૦૦૦ના ખર્ચે ૨૫ ફૂટ વ્યાસનો તૈયાર કરાવ્યો, અને ૭૨૦૦૦ ગેલન પાણી મળ્યું. આ પ્રયોગસિદ્ધિથી દૂધેશ્વરને ઓવારે મોટી ટાંકી બનાવવાની સરકારે ૧૮૮૯માં મંજૂરી આપી, અને દૂધેશ્વરના જળાગારનું પ્રથમ કાર્ય ૧૮૯૨માં પૂરું થયું આ યોજનામાં રૂા. ૭૬૦૦૦નો ખર્ચ થયો, રોજનું બાર લાખ ગેલન પાણી મળ્યું અને અમદાવાદને પહેલા પાણીના નળ મળ્યા આ પ્રકારે એમણે પોતાની બીજી યોજનાની સિદ્ધિ જોઇ.

૧૮૮૨થી શહેરની પ્રાથમિક કેળવણીની જવાબદારી મ્યુનિસિપાલિટીને સોંપડી હતી અને શ્રી. રણછોડભાઇને આ કાર્યમાં રા સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ અને પ્રો. આબાજી કાથવટે જેવા સુપ્રસિદ્ધ કાર્યકરોનો સાથ મળ્યો અને તેમના સમય દરમ્યાન મ્યુનિસિપાલિટી પ્રશંસાપાત્ર કાર્ય કરી શકી.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના આજે સર્વાંગ વિકાસ અને અપૂર્વ એવી પ્રગતિના પાયામા શ્રી રણછોડભાઇનો પરમ પુરુષાર્થ, અને નાગરિકત્વની અપૂર્વ ભાવના રહ્યાં છે. તેમના તેજોબળ ઉપર રચાયેલા આ ત્રણે પ્રયોગો આજે સિદ્ધિની પરાકાષ્ટાને વર્યાં છે.

ધીરગંભીર અને સૌજન્યમૂર્તિ સર રમણભાઇએ મ્યુનિસિપાલિટીમાં કાનૂનોના અભાવે પ્રસરેલી અરાજકતા દૂર કરી સારાયે તંત્રમાં વ્યવસ્થા આણી. મ્યુનિસિપાલિટી એ માત્ર શહેર સુધરાઇ નહિ પણ લોકસંગ્રહાર્થે જનસમૂહના કલ્યાણકર કાર્યોની જવાબદારી નિસ્પૃહ રીતે સ્વીકારેલી વરિષ્ટ લોકસંસ્થા છે એ તેમણે પ્રતિપાદન કર્યું. પોતાને આજન્મ વરેલી વિદ્વત્તાને જનસમૂહની કલ્યાણવેદિ ઉપર હોમીને પ્રજાસેવાના પોતાના કોડ આ

## વિકાસ કોઠો.

૧૧૭ વર્ષના ગાળામાં ઘરોની સંખ્યા ફક્ત ૭૭ ટકા વધી.




ઘરોનો [HOUSES] વિકાસ

૧૧૭ વર્ષના ગાળામાં વાસોની સંખ્યા ૩૯૮ ટકા વધી




વાસો [TENEMENTS] નો વિકાસ



૧૧૭ વર્ષના ગાળામાં વસ્તી ૬૪૦ ટકા વધી.




વસ્તીનો વિકાસ.

સંસ્થાદ્વારા પૂર્યો અને સંસ્થાએ આદરેલાં કાર્યો અને યોજનાઓને પોતાની કાર્યદક્ષતાથી શહેરના વિકાસને અનુરૂપ વિકસાવ્યાં.

## પ્રજાતંત્ર પ્રાણવાન બન્યું

૧૯૨૪માં સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુ. પ્રમુખ તરીકે ચુંટાયા. તે પહેલાંથી એમણે શહેરની સૂરત પલટી નાખવાના ભગીરથ કાર્યની યોજના આંકી હતી અને પ્રજાની શક્તિનો પરચો સરકારને અને પ્રજાને બન્નેને બતાવ્યો જ હતો.

આજ દિન સુધી મ્યુનિસિપાલિટીનું તંત્ર એ શહેરની પ્રજાના કરતાં, તેના ઉજળા કહેવાતા લોકોનું હતું આ મનોવૃત્તિમાં ગાંધીયુગની ચેતનાએ અભિશુદ્ધ પરિવર્તન કર્યું. સરદાર વલ્લભભાઇએ મ્યુ. તંત્રને પ્રજાની સાથે સીધા સંપર્કમાં લાવી તેમાં રાષ્ટ્રીયતાનો પ્રાણ પૂર્યો. આ તંત્ર એ પ્રજાનું બનેલું છે, પ્રજાએ ચલાવવાનું છે અને પ્રજાના કલ્યાણાર્થે જ તેનો વહીવટ હોવો જોઇએ; સરકારની મનોવૃત્તિની પરખ ઉપર તેમાં નજીવા સુધારાઓ થાય એ સ્થિતિ ન હોવી જોઇએ, પણ શહેરમાં વસતી આમપ્રજાના આરોગ્ય, કેળવણી અને જરૂરીઆતો પ્રત્યે ધ્યાન આપી ઘટિત વિકાસ સાધતું આ નીડર અને સ્વમાની તંત્ર હોવું જોઇએ એ દૃષ્ટિબિંદુએ તેમણે આખા તંત્રમાં ધરમૂળથી ફેરફાર કર્યો અને અમદાવાદના પ્રજાજીવને કદી નહિ અનુભવેલા એવા રોમાંચક બનાવો નિરખવાના પ્રસંગ ઉત્પન્ન થયા.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચુંટાયેલા સભ્યોએ હાથમાં પાવડા લીધા અને પોળોનો કચરો સાફ કર્યો. શહેરમાં જામતા કાદવના કુંડોને સાફ કરી પોળોમાં ફરસબંધી આણી; પીવાને સ્વચ્છ અને

પૂરતું પાણી આપ્યું; અને મેલા પાણીને ગટરો મારફતે રસ્તો આપ્યો. શહેરની સુધારણાની અપૂર્વ તમન્નાએ દશકાનું કાર્ય વર્ષભરમાં ઉકેલ્યું. અમદાવાદના જનસમૂહમાં મ્યુનિસિપાલિટી એ સરકારી સંસ્થા નથી, પણ પ્રજાની, પ્રજાના કલ્યાણ માટે સ્થપાયેલી સંસ્થા છે એ ભાવના જગાડનાર સરદાર *વલ્લભભાઇ થયા*, અને પોતાના કાળ દરમ્યાન તેમણે એ ભાવના પોતાની પ્રચંડ વ્યવસ્થાશક્તિ, અપૂર્વ કાર્યદક્ષતા, અને તીક્ષ્ણ દીર્ઘદષ્ટિથી મૂર્ત કરી.

સરદાર વલ્લભભાઈની આ વિશાળ યોજનાઓને અમલમાં મૂકવાનું કાર્ય અને પ્રજાજીવનમાં પ્રગટેલો જુસ્સો સંસ્થાના વિકાસ તરફ વાળવાનું કાર્ય શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર અને શ્રી. બલુભાઇ ઠાકોરે બજાવ્યું. તેમણે શહેર સુધારણાના પ્રશ્નોની સાથે હરિજનો અને મજદૂરોના જીવન પ્રત્યે ધ્યાન આપ્યું. તેમનાં શહેરની ધૂળી અને કીચડભર્યાં નિવાસસ્થાનોમાં નિચોવાઇ જતાં જીવનધનને ઉગારવાનું કાર્ય હાથ ધર્યું. અજ્ઞાનનાં આવરણો છેદી પ્રાથમિક કેળવણીને તેમણે લત્તે લત્તે પહોંચાડી. જળાગાર, ડ્રેનેજ અને નગરયોજનાની વિરાટ યોજનાઓને તેમણે સિદ્ધ કરી અને ધૂળભર્યું અમદાવાદ તેમણે સ્વચ્છ અને રળિયામણું કર્યું; નદીપાર નવું અમદાવાદ ઊભું થયું અને શહેરની પોળોમાં સ્વચ્છતા આણી, સ્વચ્છ હવા અને ઉજાસ આણ્યાં, સામાન્ય જનસમૂહને મ્યુનિસિપાલીટીના વહીવટમાં રસ લેતો કર્યો; અને અમદાવાદની મ્યુ. ને અતિ ગૌરવશાળી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા બનાવી, યશસ્વી ઇતિહાસ રચ્યો. સ્વ. શ્રી. બલુભાઇના પ્રમુખપદના સમય દરમ્યાન અમદાવાદ મ્યુનિસિપાલિટીએ શતાબ્દિ મહોત્સવ ઊજવ્યો. દિવસરાત જોયા વિના શહેરના વિકાસ માટે અખંડ પરિશ્રમ કરતા સ્વ. શ્રી. બલુભાઇના જીવને દર્શાવ્યું કે મ્યુનિસિપાલિટીનો પ્રમુખ એ માત્ર પ્રમુખ

જ નથી, પણ પ્રજાજીવનનો કર્ણધાર છે; લોકોન્નતિના કાર્ય અર્થે જ એ છે અને પ્રજાની સેવા એ માત્ર ફરજ નથી પણ તેમનો ધર્મ છે; શ્રી. બલુભાઈનો મ્યુનિસિપાલિટી માંહેનો જીવન્ત રસ એ અનેકની પ્રેરણા સમો બન્યો છે.

શ્રી. રણછોડભાઈ, સર રમણભાઇ, સરદાર વલ્લભભાઇ, શ્રી. માવલંકર અને સ્વ. શ્રી. બલુભાઈનાં તપ, શ્રમ, અને સેવા ઉપર આજની મ્યુનિસિપાલિટીનું વૃક્ષ ફૂલ્યુંફાલ્યું છે.

## શહેરમાં ગટરની યોજના

મેલા પાણીના નિકાલ માટે અમદાવાદમાં પહેલાં ઘરની પાસે જ ખોદેલ ખાળકૂવા હતા. ઘરની બધી મોરીઓનું પાણી, એંઠવાડ વગેરે આ ખાળકૂવામાં વાળવામાં આવતું અને ગંદું પાણી જમીનમાં પચી જતું. પણ જમીનની અંદર સ્વચ્છ પાણીના જે કુદરતી ઝરાઓ હોય છે તેની સાથે ખાળકૂવાનાં ઝરણ ભળવાથી પોળમાં કે ઘરમાં જે કૂવો હોય તેનું પાણી બગડતું અને શહેરનું આરોગ્ય કથળતું હતું. વળી જ્યારે ફ્લશનાં કે ઝ્હેરવાનાં જાજરૂ નહોતાં ત્યારે કેટલાક પૈસાદાર લોકો ડટણનાં જાજરૂ બનાવતા અને એ પણ એક રીતે ગંદકી ફેલાવતાં. ઉપર આપણે જોયું તેમ ઇ. સ. ૧૮૮૫માં રા.બ. રણછોડલાલ છોટાલાલ મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા પછી તરત જ એમણે પોતાનું ધ્યાન આ ગંદકીનું નિવારણ કરવાની યોજના તરફ વાળ્યું. વિરોધ છતાં રા. બ. રણછોડલાલે ધીરજથી અને ખંતથી પોતાની યોજના વિરોધીઓને સમજાવવી ચાલુ રાખી, અને એક પ્રયોગ તરીકે ઇ. સ. ૧૮૯૦-માં ખાડિયા વોર્ડના કેટલાક ભાગમાં રૂ. ૩૭,૦૦૦ને ખર્ચે ૨૪ એકર જમીનમાં ગટરો નાખી ડ્રેનેજ દાખલ કરવાનું ઉપાડેલું કાર્ય ઈ. સ. ૧૮૯૫ માં પૂર્ણ થયું. એ જ વોર્ડના જે ભાગમાં ગટરો આવી નહોતી તે કરતાં જેમાં ગટરો નંખાઇ હતી તેનું મરણ પ્રમાણ દેખીતી રીતે ઘટયું. આથી આખા શહેરમાં ગટરો નાખવાની વાત પ્રજાને ગળે ઊતરી. છ સાત વર્ષ સુધી એમાં કંઇ પ્રગતિ થઇ નહિ. સને ૧૯૦૩ માં મ્યુનિસિપાલિટીએ એ કામ પાછું ઉપાડયું અને ઇ.સ. ૧૯૦૬ માં રૂ. ૧૦,૨૦,૦૦૦ ને ખર્ચે ખાડીઆ, કાળુપુર અને જમાલપુર વોર્ડના કેટલાક ભાગમાં એકંદરે ૪૨૦ એકર જમીનમાં પાકી ગટરો આવી ગઈ. હવે તો જ્યાં ગટરો નહોતી આવી ત્યાંથી અને પરાંઓમાંથી ગટરોની માગણી થવા માંડી! આ માંગણી ધ્યાનમાં લઈ ઇ.સ. ૧૯૨૦ માં બાકી રહેલી ૭૮૫ એકર જમીનમાં ગટરો નાંખી. આખા શહેરમાં ગટરો દાખલ કરી દેવા મ્યુનિસિપાલિટીએ પોતાના એન્જિનિયર મી. મલિક પાસે ગટરની યોજના તથા ખર્ચનો અંદાજ તૈયાર કરાવ્યો. ખર્ચનો અંદાજ રૂ. ૫૩,૭૫,૦૦૦ આવ્યો. એ અંદાજ લંડનના સુપ્રસિધ્ધ એન્જિનિયર મી. જ્યોર્જ મુર પાસે ફરી તપાસાવ્યો તો રૂ. ૬૩,૩૫,૦૦૦ નો આવ્યો. વળી પાણીની યોજનામાં પણ કેટલોક ખર્ચ કરવાનો હોવાથી મ્યુનિસિપાલિટીને લગભગ ૯૨ લાખ રૂપિયાની જરૂર હતી. એટલે અર્ધો ખર્ચ માટે મ્યુનિસિપાલિટીએ સરકાર પાસે ગ્રાન્ટની માગણી કરી અને બાકીના રૂપિયાની લોન કાઢવાનું નક્કી કર્યું. ગ્રાન્ટની ખટપટ ઘણી ચાલી. બે ત્રણ વર્ષ નીકળી ગયાં અને સરકારે ગ્રાન્ટ તો ન જ આપી. આ દરમિયાન ઇ. સ. ૧૯૨૪ માં સરદાર વલ્લભભાઈ મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા. એમણે એ યોજના હાથ ધરી અને ખર્ચની બધી જવાબદારી મ્યુનિસિપાલિટી પાસે લેવડાવી. મૂળની યોજનામાં ફ્લશનાં જાજરૂઓ કરવાની યોજના હતી તે એમણે કાઢી નાખી અને મ્યુ. એન્જિનિયર મી. ગોરેને અત્યંત કરકસરથી કામ કરવાની સૂચના કરી આખો અંદાજ ફરી તપાસાવ્યો. મી. ગોરેએ મૂળનો અંદાજ રૂ. ૩૦,૫૦,૦૦૦ પર લાવી મૂકયો. એટલું જ નહિ પણ જાતદેખરેખ નીચે અત્યંત કરકસરથી કામ કરી રૂ. ૨૩,૫૦,૦૦૦ માં ગટરો નાખવાનું કામ પૂરું કરી આપ્યું!

હાલમાં કોટની અંદરના આખા શહેરમાં તેમ જ કેટલાક પરાં વિસ્તારમાં ગટરો દાખલ થઇ ગઇ છે. હજુ દૂરનાં પરાંઓમાં તથા એલિસબ્રીજના વિસ્તારોમાં ગટરો આવેલી નથી પણ શહેર બહારના આ વિસ્તારોમાં ટૂંક સમયમાં ગટરો નાખવાનો પંચવર્ષીય યોજનામાં સમાવેશ કરવામાં આવ્યો છે અને કુલ રૂા. પાંચ કરોડની યોજનામાં તે માટે રૂા. ૮૦ લાખનો અંદાજ મૂકવામાં આવ્યો છે. સંપૂર્ણ ગટર યોજના માટે સુએજ ફાર્મની જમીનો અને ત્યાં બાંધકામના રૂા. ૬૫ લાખ સહિત રૂા. ૧૧ા કરોડનો ખર્ચ થશે એમ ગયા અંદાજપત્ર સમયે સ્ટેન્ડીંગ કમિટીના ચેરમેને નોંધ મૂકી હતી.

શહેરનું મેલું પાણી શહેરની ૯૪ માઇલ લાંબી ગટરો દ્વારા જમાલપુર દરવાજા બહાર પંપીંગ સ્ટેશનમાં એક મોટા ઊંડા ખાડા (sump-pit) માં લઇ જવામાં આવે છે અને ત્યાં ૪૦ ફૂટ નીચેથી પાણી ખેંચી ૨ા માઇલ દૂર આવેલા મ્યુનિસિપાલિટીના સુએજ ફાર્મમાં લઇ જવામાં આવે છે. ત્યાં એ પાણીને વૈજ્ઞાનિક પદ્ધતિથી મોટી ગળણીઓમાં ગાળી ખેતી માટે ઉપયોગમાં લેવામાં આવે છે. કુલ જમીન ૧૯૬૨ એકર છે અને તેમાંથી અમુક એકરમાં શાકભાજી, ફળો વગેરે ઉગાડવામાં આવે છે. તેમાંથી મ્યુનિસિપાલિટીને વર્ષે દહાડે સારી ઉપજ થાય છે. ૧૯૪૬–૪૭ ના વર્ષમાં રૂા. ૧,૩૭,૦૦૦ ઉપરાંત આવક થઇ હતી અને ૧૯૪૭-૪૮ ની આવકનો અંદાજ રૂા. ૧,૫૦,૦૦૦ ઉપરનો છે.

## પાણીની યોજના

૧૮૮૫ પહેલાં શહેરમાં લગભગ દરેક પોળ અને લત્તામાં મીઠા પાણીના કૂવા હતા. લોકો એ જ પાણી પીતા. પણ ગટરો દાખલ થઈ તે અગાઉ વસતી અને વપરાશ વધતાં ખાળકૂવા અને ડટણોનાં મેલાં પાણી જમીનમાં પચી જઇ એનાં ગંદા ઝરણો મીઠા પાણીના કૂવાઓમાં ભળતાં.

આથી મીઠું પાણી બગડતું અને આરોગ્યને નુકસાન પહોંચતું. આથી પાણીનું બાંધકામ કરી શહેરમાં નળ આણી તે દ્વારા શહેરને પૂરતા જથામાં ચોખ્ખું પાણી પૂરું પાડવાની યોજના કરવાનો રા. બ. રણછોડલાલે વિચાર કર્યો.

શહેર પાસે સાબરમતી નદી વહી રહી છે અને દક્ષિણે ત્રણેક માઈલ પર ખારી નદી પણ વહે છે. આ બંને નદીઓમાંથી કઇ નદીનું પાણી ખર્ચ અને આરોગ્યની દષ્ટિએ શહેરને વધારે લાભકર્તા છે તે બાબતમાં નિષ્ણાતોના અભિપ્રાય લઇ સાબરમતીમાંથી પાણી લાવવાનો અને તે માટે નદી પર બાંધકામ કરી શહેરમાં નળવાટે પાણી પહોંચાડવાનો તેમણે નિર્ણય કર્યો. તરત જ તેમણે પોતાની યોજના મ્યુનિસિપાલિટીના સભાસદો આગળ રજૂ કરી, પણ ગટરોની બાબતમાં થયું હતું તેમ આ વખતે પણ સભાસદોએ અને શહેરના લોકોએ આ યોજનાનો સખ્ત વિરોધ કર્યો, પરંતુ રા. બ. રણછોડલાલે હિંમત હાર્યા વિના પોતાના પ્રયાસ ચાલુ રાખ્યા અને મ્યુનિસિપાલિટીના સભાસદોને સમજાવી સને ૧૮૮૭ માં એક પ્રયોગ તરીકે ૨૫ ફૂટ વ્યાસનો એક કૂવો રૂપિયા દસ હજારને ખર્ચે તૈયાર કરાવ્યો અને ઝરણમાંથી નદીનું પાણી એ કૂવામાં વાળી તજવીજ કરી કે પાણીની યોજનાને લગતા બાંધકામ માટે એ સ્થળ બધી રીતે યોગ્ય છે કે કેમ. આ પ્રયોગ સફળ થયો અને પ્રયોગ તરીકે ખોદેલા કૂવામાંથી ૭૨૦૦૦ હજાર ગેલન જેટલું પાણી ખેંચાવા લાગ્યું. આથી ઉત્તેજન પામી દૂધેશ્વરને ઓવારે પાણીની ટાંકી બાંધવાની યોજના તૈયાર કરવામાં આવી. એ યોજનાને સને ૧૮૮૮ના ફેબ્રુઆરીની ૯મી તારીખે મંજૂરી પણ મળી ગઇ. ૨૫ ફૂટ વ્યાસના પાણી પૂરું પાડનારા ૪ કૂવાઓ (સપ્લાય વેલ્સ), આ કૂવાઓમાંથી ટાંકીમાં પાણી લઇ જવા માટેનો એક સંગ્રહ કૂવો (જેક-વેલ), ૯૦ હોર્સપાવરનાં બે એન્જિનો તથા પંપો, ૧૯ ફૂટ ઊંચી અને ૪૨½ ફૂટના વ્યાસવાળી દોઢ લાખ ગેલન પાણી સમાય એવડી ૪૦ ફૂટ ઊંચી એક ટાંકી, પાણી લઈ જનારા ધોરી નળ, નાના નળ વગેરેનો સમાવેશ કરતી આ યોજનાનું બાંધકામ મુંબઈના કોન્ટ્રાકટરોએ સને ૧૮૯૧માં રૂા. ૭,૬૮,૦૦૦ ના ખર્ચે તૈયાર કરી આપ્યું. ૧૧મી જૂન સને ૧૮૯૧ના દિવસે તે વખતના મુંબઈ ઈલાકાના ગવર્નર લોર્ડ હેરિસને હાથે દૂધેશ્વર વોટર વર્કસ ખુલ્લું મૂકવામાં આવ્યું અને ત્યારથી અમદાવાદમાં પાણીના નળ આવ્યા.

સને ૧૮૯૨ ના જૂન માસ સુધી દરરોજનું આશરે બાર લાખ ગેલન પાણી વપરાતું, પણ ધીરે ધીરે નળનાં જોડાણની સંખ્યા વધવા માંડી; વળી નળ વાટે પાણી આવે એટલે કરકસરથી પાણી વાપરવાની ચીવટ લોકોમાં ના રહી અને શહેરની વસતી પણ ઝડપથી વધતી ચાલી એટલે પાણીનો વપરાશ વધ્યો. મ્યુનિસિપાલિટીને આ કારણથી પાણી આપનારા નવા કૂવા વધાર્યે જવા પડ્યા-પાણી ખેંચનારા પંપ પણ વધ્યા. સને ૧૯૧૨માં બધા મળી ૧૨ કૂવા (સપ્લાય વેલ્સ) થયા અને રોજનું ૫૫ લાખ ગેલન પાણી વપરાવા લાગ્યું. સને ૧૮૯૧ માં સવા લાખની વસતી હતી તે સને ૧૯૧૨ માં બમણી થઇને અઢી લાખે પહોંચી!

પરંતુ પાણીની માગ તો વધતી જ ચાલી. મ્યુનિસિપાલિટી નવી ને નવી યોજનાઓ ઘડતી રહી પણ પાણીની તૂટ તો ચાલુ જ રહી. સને ૧૯૨૫ માં મ્યુનિસિપાલિટીએ શહેરની વસતી સને ૧૯૫૦ સુધીમાં બહુ બહુ તો ૪,૨૫,૦૦૦ની થશે એવી ગણત્રી કરી, ચાર નવા કૂવા ખોદાવી ૩૫ લાખ રૂપિયાના ખર્ચે એક નવી યોજના કરી અને રોજનું ૮૫ લાખ ગેલન પાણી ખેંચવામાં આવ્યું. પરંતુ વસતી એવી કૂદકે ને ભૂસકે વધતી જતી હતી કે એ યોજના પણ પાણીની માગને પહોંચી વળવા સમર્થ નીવડી નહિ. સને ૧૯૩૦ માં વલ્લભ જલાગાર નામની નવી ટાંકી બાંધવામાં

આવી. તે પછી શહેરના ઊંચાણના ભાગોમાં બારેમાસ પાણી પૂરું પાડવા માધવબાગમાં એક નવી ટાંકી બાંધવામાં આવી. કૂવા ૧૬ હતા તે ૧૮ થયા. અને રોજનું લગભગ ૧,૫૪૨,૦૦,૦૦૦ ગેલન પાણી વપરાવા લાગ્યું. સને ૧૯૩૫ માં વસતી જ્યારે ૪ લાખ સુધી પહોંચી ગઈ હતી ત્યારે માથાદીઠ ૪૦ ગેલન અથવા ૯ મણ પાણી અપાતું હતું. આ કોઇ રીતે ઓછું નહિ બલ્કે પૂરું જોતાં સરેરાશ પ્રમાણ થયું હતું; છતાં પાણીની બૂમો પડતી જ. મ્યુ. પ્રમુખ તરીકે શ્રી. બલુભાઇએ આ માટે 'પુશકોક' વગેરે ફરજિયાત બનાવવાના અને પાણીનો વપરાશ યોગ્ય રીતે થાય તે માટે બહુ પ્રયત્નો કર્યા પરંતુ અમદાવાદની એ કુટેવ સુધરી નહિ.

આજે હવે સવાર સાંજ મળીને ૯ાા કલાક સુધીમાં રોજનું લગભગ પોણા બે ક્રોડ ગેલન પાણી આપવામાં આવે છે. આ ઉપરાંત જુદી ટાંકીઓ, સોસાયટીઓની સ્વતંત્ર પાણી વ્યવસ્થા, મિલોનાં સ્વતંત્ર બોરીંગો વગેરેમાંથી લાખો ગેલન પાણી વપરાય છે. છતાં પાણીની તૂટની બૂમ કેટલી ઉગ્ર છે એ તો સૌ કોઇ જાણે છે. આમાં લગભગ સાડાસાત લાખ સુધી પહોંચી ગયેલી શહેરની અત્યારની વસતી જ જવાબદાર નથી, પરંતુ કરકસરથી પાણી વાપરવાની અણઆવડત અને નાગરિક ધર્મના ભાનનો સદંતર અભાવ એ ય જવાબદાર છે.

પોળોમાંની ચોકડીના અને જાજરૂઓના અસંખ્ય ખુલ્લા નળો વાટે લાખો ગેલન પાણી નકામુ ગટરમાં ઢોળાય છે અને ગટરો ઉપર એટલી પમ્પીંગની કામગીરી વધારે છે. ભવિષ્યમાં અમદાવાદની વસતી ૧૦ લાખની થાય એ ગણતરીએ સાબરમતી નદીમાં બંધ બાંધી પાણી વધારે રહે તેમ કરવાની તથા નવી પંચવર્ષીય યોજનામાં નવા કૂવા, ટાંકીની વગેરે વિશાળ વિકાસની યોજનાઓ છે, અને પાણીની યોજના માટેનો અંદાજ રૂા. ૧૨૫ લાખ જેટલો મૂકવામાં આવ્યો છે.

## શહેર સફાઇ

અમદાવાદ શહેરની મ્યુનિસિપાલિટી એના બંધારણ મુજબ અનેકવિધ પ્રવૃત્તિઓ કરે છે, પણ તેનું મુખ્ય કાર્ય તો શહેર સફાઇનું છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીનો જન્મ પણ રસ્તાઓ પર પાણી છંટાવવાના અને દીવાબત્તી કરવાના કાર્યથી થયો હતો એ આપણે જોઈ ગયા છીએ. જેમ ઘરમાં તેમ શહેરમાં આરોગ્ય જળવાઇ રહે તે માટે ખૂણેખાંચરેથી કચરો-પૂંજો, મેલું, ગંદકી, આચરકુચર સઘળું તાબડતોબ દૂર થાય તે માટે આપણી મ્યુનિસિપાલિટીએ ૧૬૦૦ જેટલા ઝાડુ કાઢનારા અને ૧૧૦૦ જેટલા મેલું કાઢનાર ભંગી રોકેલા છે—અને તેમના ઉપર દેખરેખ રાખનાર ત્રીસ-ચાળીસ માણસોનું એક અનુભવી મંડળ પણ રહે છે. જાહેર આરોગ્ય અને સફાઈના આ કાર્ય માટે મ્યુનિસિ-પાલિટી વર્ષે દહાડે લગભગ સાડા ત્રણ લાખ રૂપિયાનો ખર્ચ કરે છે. શહેરમાં રોજ દોઢસો ટન કચરો ભેગો થાય છે અને તે ખસેડવાનું કામ કોન્ટ્રાકટથી કરાવવામાં આવે છે. આ માટે પણ મ્યુનિસિપાલિટીને લાખેક રૂપિયાનો ખર્ચ થાય છે. જો કે અત્યારે તો સારા યે શહેરમાં આસ્ફાલ્ટના રસ્તા થઇ ગયા છે અને ઘણી ખરી પોળોમાં પત્થર જડાઈ ગયા એટલે કચરો સાફ કરવાનું સરળ બન્યું છે અને ધૂળિયા રસ્તા હતા ત્યારે પાણી છંટાવવામાં પણ જે પાંત્રીસ ચાળીસ હજારનો ખર્ચ થતો તે બચ્યો છે. સફાઈની આ દિશામાં અમદાવાદના પ્રખર કોંગ્રેસી અને મ્યુનિસિપાલિટીના સેનિટરી ખાતાના એક વખતના અધ્યક્ષ ડૉ. હરિપ્રસાદ દેસાઇએ ઘણું સ્તુત્ય કાર્ય કર્યું છે. શહેરની તસુએ તસુ જમીન વર્ષમાં બે વાર આદર્શ રીતે સાફ થાય એવી યોજના તેમણે મ્યુનિસિપાલિટી પાસે કરાવી છે. ઘણીવાર તેમણે જાતે લત્તે લત્તે ફરીને સફાઇનું કામ કર્યું હતું પરંતુ નાગરિક ધર્મના આપણા કંગાળ

આત્મભાનને લીધે મ્યુનિસિપાલિટીના આટઆટલા પ્રયત્ન છતાં હજુ પોળોમાંથી કચરો ખસતો નથી અને ચાલીઓ ગંદકીથી ઉભરાય છે.

સને ૧૯૧૪માં શહેરમાં વીજળી કંપની આવી છતાં ૧૯૧૯ સુધી શહેરમાં ઘણા રસ્તા પર તો ઘાસતેલની જાહેર દીવાબત્તીઓ થતી. એમાં મ્યુનિસિપાલિટીને વાર્ષિક માત્ર રૂ. ૪૨૦૦૦નું ખર્ચ થતું. સને ૧૯૨૦ માં વીજળીના દીવા આવ્યા અને શહેરની રોનક ફરી ગઇ. આજે તો શહેરમાં અને શહેર બહાર તમામ પરાંમાં મ્યુનિસિપાલિટીએ વીજળીના દીવાઓ મૂકી દીધા છે. અંધારિયામાં સૂર્યાસ્તથી સૂર્યોદય સુધી અને અજવાળિયામાં મધરાત સુધી આ દીવાઓ બળે છે. દસેક વર્ષ પહેલાં વીજળીના જાહેર દીવાઓની સંખ્યા જ્યારે પાંચેક હજાર હતી ત્યારે મ્યુનિસિપાલિટીને એનો વાર્ષિક ખર્ચ લગભગ બે લાખ રૂપિયા આવતો. પણ પાછળથી પોતાનું સ્વતંત્ર પાવરહાઉસ કરવાનો ઠરાવ કરીને ઇલેક્ટ્રિક કંપની સાથે મ્યુનિસિપાલિટીએ એ ધમકી હેઠળ નવો કરાર કર્યો ત્યારથી ઇલેક્ટ્રિક કંપની ઘણે સસ્તે દરે વીજળી આપે છે. અને આજે ૮૪૦૦ ઉપરાંત બત્તીઓ હોવા છતાં રોશનીખાતાનું કુલ ખર્ચ રૂ. ૨,૩૨,૬૫૧ જેટલું ચાલુ વર્ષમાં અંદાજવામાં આવ્યું છે. નવા કરાર માટે અત્યારે વાટાઘાટો ચાલી રહી છે.

લોકો ગમે ત્યાં પેશાબ ન કરે, પાયખાને ન બેસે તે સારુ મ્યુનિસિપાલિટીએ ઠેરઠેર મુતરડીઓ કરાવેલી છે અને બહુ વસતીવાળા મધ્યસ્થ ભાગમાં જાજરૂની પણ સોઈ કરેલી છે. ઉપરાંત મજૂર લત્તાઓમાં તેમને સ્નાન કરવાનું સરળ પડે અને પાણી ગમે ત્યાં ઢોળાય નહિ એ માટે સ્નાનગૃહો પણ બંધાવ્યાં છે. મુતરડીઓ, ઢોરવાનાં જાજરૂ, પંચનાં જાજરૂ, ગલીટ્રેપ વગેરે પર જંતુનાશક દવાઓ નાખવામાં આવે છે અને એ ખાતાનો આશરે રૂ. ૭૦ હજાર ખર્ચ દર વર્ષે થાય છે છતાં મુતરડીઓની આસપાસ અને ઘરની પછીતોએ પેશાબના રેલાઓ આપણા સ્વચ્છતાના આદર્શના મહાલેખસમા ઠેરઠેર જોવા મળે છે. કોઇપણ શહેરની સફાઇને આદર્શ બનાવવી હોય તો શહેરના નાગરિકોનો પણ પૂરો સહકાર જોઇએ.

## શહેરનું આરોગ્ય

બાદશાહ જહાંગીરે અમદાવાદને ગર્દાબાદ અને બિમારીસ્તાન કહેલું. સખ્ત તાપ અને ધૂળથી અગાઉ કોલેરા જેવા રોગો ફાટી નીકળતા. બળિયાના રોગથી સેંકડો બાળકો મૃત્યુવશ થતાં. અમદાવાદનું મરણપ્રમાણ આથી ઘણું રહેતું. એટલે જ રા. બ. રણછોડલાલ છોટાલાલે મ્યુનિસિપાલિટીના પ્રમુખ થતાંની સાથે અમદાવાદનું ભયંકર મરણપ્રમાણ ઘટાડવા શહેરને સ્વચ્છ પાણી પહોંચાડવાનું અને મેલા પાણીના નિકાલનું કાર્ય આરંભ્યું તે આજની વ્યાપક સગવડ સુધી પહોંચ્યું છે. બાળકો બળિયાનાં ભોગ ન થઇ પડે તે માટે દરેક વોર્ડમાં મ્યુનિસિપાલિટીએ બળિયાની રસી મૂકવાની ગોઠવણ કરી છે. વળી આપણે ત્યાં સુવાવડમાં જેટલી સ્ત્રીઓ મરે છે તેટલી કોઇ દેશમાં મરતી નથી. આ માટે મ્યુનિસિપાલિટીએ પાસ થયેલી નર્સો વોર્ડવાર રાખી છે અને જરૂર પડે ત્યાં તેઓ પ્રસૂતિના કામમાં મદદે જાય છે. વળી પ્રસૂતિની કાળજીભરી માવજત માટે ચારપાંચ પ્રસૂતિગૃહો પણ મ્યુનિસિપાલિટી ચલાવે છે અને તેનો ઘણો સારો ઉપયોગ થાય છે, તેમ મજૂરમહાજન અને સેનિટરી એસોસીએશન બાળરક્ષણ કેન્દ્રો ખોલી સારાં તંદુરસ્ત બાળકો માટે ઇનામો આપે છે. એલિસબ્રીજ આરોગ્ય સમિતિ તરફથી પણ આ દિશામાં ઠીકઠીક હિલચાલ ચાલે છે. છતાં સને ૧૯૩૦માં બાળકોનું મરણપ્રમાણ દર હજારે ૨૭૨.૭૨ હતું. જ્યારે સને ૧૯૪૬માં એ પ્રમાણ ૩૧૦ હતું એ કેવું વિચિત્ર લાગે છે!

દરરોજ કેટલા જન્મ થાય છે અને કેટલાં મરણ કઇ કઇ જાતના રોગોથી થાય છે તે નોંધવાનું પ્રજા આરોગ્ય પર દેખરેખ રાખવાનું એક ખાસ ખાતું પણ મ્યુનિસિપાલિટીએ ખોલ્યું છે. એના આંકડા જોતાં માલુમ પડે છે કે સને ૧૯૩૬માં મરણ-પ્રમાણ દર હજારે ૩૫.૬૨ હતું અને સને ૧૯૪૬માં એ પ્રમાણ ઘટતું ઘટતું ૨૪.૯૭ પર આવ્યું છે. સને ૧૯૩૬માં સૌથી વધુ મરણ કેપીલરી બ્રોન્કાઇટીસથી અને સને ૧૯૪૬માં સૌથી વધુ મરણ ન્યુમોનિયાથી થયેલાં જણાય છે. આ જાતના મરણના પૃથક્કરણથી મ્યુનિસિપાલિટી શહેરમાં કયા રોગનો વાવર ચાલે છે તે જાણી શકે છે અને તે માટે ચાંપતા ઇલાજો લઇ શકે છે.

આ ઉપરાંત શહેરીઓની માવજત અને દવાદારૂ માટે મ્યુનિસિપાલિટી જુદા જુદા લત્તાઓમાં દવાખાનાં પણ નભાવે છે. વળી 'રણછોડલાલ હોમ મેડિકલ રિલીફ'ની યોજના પ્રમાણે દરદીને ઘેર બેઠે દવા પહોંચાડવામાં આવે છે. છેલ્લાં અઢારેક વર્ષથી તો શહેરના બે શ્રીમંતોના દાનમાંથી વાડીલાલ સારાભાઇ હોસ્પીટલ અને ચીનાઇ પ્રસૂતિગૃહ બંધાયાં છે અને તેનો વહીવટ મ્યુનિસિપાલિટી મોટા ખર્ચે કરે છે. શહેરની અને આસપાસની જનતા આ બન્ને હોસ્પીટલોનો ખૂબ લાભ લે છે; શહેરની જરૂરિયાત જેટલી આ હોસ્પીટલોમાં હવે સગવડ નથી. આથી મોટી નવી હોસ્પીટલોની શહેરને જરૂર છે. મ્યુનિસિપાલિટી તરફથી ચાલતાં દવાખાનાંઓ ઉપરાંત ક્ષય, ડીપ્થેરીઆ, રક્તપિત્ત વગેરે માટેની ખાસ હોસ્પીટલો પણ તે ચલાવે છે. વળી સરકારી સિવિલ હોસ્પીટલ, વિક્ટોરીઆ જ્યુબિલી હોસ્પીટલ ફોર વિમેન એન્ડ ચીલ્ડ્રન, અચરતલાલ વૈરાગી પ્રસૂતિગૃહ (રાયપુર) પાર્વતીબાઇ પ્રસૂતિગૃહ (દરિયાપુર), સૂતર મહાજનનું દવાખાનું (રાયપુર), ભૂરીબેન લલ્લુભાઇ ટ્રસ્ટનું દવાખાનું (આસ્ટોડીઆ), લલ્લુભાઇ ગોરધનદાસ હોસ્પીટલ (મણિનગર), જેવી નાનીમોટી પંદરેક સાર્વજનિક સંસ્થાઓ પણ ચાલે છે. વળી ખાનગી સખાવતોથી ચાલતાં ત્રણેક આરોગ્યભવનો, સરકાર તરફથી ચાલતું ઢોરોનું દવાખાનું (પ્રેમદરવાજા) જેને મ્યુનિસિપાલિટી પણ ગ્રાન્ટ આપે છે, અને પાંજરાપોળ જેવી માંદાં ઢોરના રક્ષણ માટેની સંસ્થા પણ છે. સર્જનો અને ડોકટરોની ખાનગી હોસ્પીટલો પણ છેલ્લાં ૧૦ વર્ષમાં ઘણી વધી છે. લોકો સ્વચ્છ હવાનો લાભ લઈ શકે તે માટે શહેરમાં 'ફેફસાં' જોઇએ. આ 'ફેફસાં' પૂરાં પાડવા મ્યુનિસિપાલિટીએ બગીચાઓ પણ કર્યા છે. જેમાં વિક્ટોરીઆ ગાર્ડન, કાંકરીઆની આસપાસની ટેકરીઓ પરનો બગીચો, માધવબાગ વગેરે મુખ્ય છે. આ બગીચાઓમાં બાળકોને રમતગમત માટે ઝૂલા, ચકરડીઓ, ધસણીઓ વગેરે મૂકી આપવામાં આવ્યાં છે. આ મોટા બાગો સિવાય શહેરની વચમાં નાના નાના બગીચાઓ આશરે ૧૪ જેટલા છે. રમતગમતનાં મોટાં મેદાનો, સ્વીમીંગ બાથ્સ વગેરેની યોજનાઓ મ્યુનિસિપાલિટીએ હાથ ધરવી જોઈએ. આ બાબતમાં તો ફ્રાન્સના 'વિલિયર્સ ડી લક' ગામનો આદર્શ રાખવા જેવો છે.

શહેર સુખાકારી માટે મ્યુનિસિપાલિટી અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવે છે, જેવી કે પંચનાં ગંદાં જાજરૂઓ કાઢી નંખાવી ઘેરેઘેર ગટરનાં જાજરૂઓ કરાવવાં, શહેરના કચરાપૂંજાનો યોગ્ય નિકાલ કરવો, ખુલ્લી ચાલીઓ અને સારા હરિજનવાસો બંધાવવા તેમ જ તેમને ચોકખા રાખવા, ચેપી રોગો માટે અલગ દવાખાનાં ચલાવવાં, મ્યુનિસિપલ શાળાઓમાં ભણતાં બાળકોની પ્રતિવર્ષ દાક્તરી તપાસ લેવડાવવી, ઢોરોના તબેલા શહેર બહાર કઢાવવા, પોળોનાં ચોકઠાં ખુલ્લાં કરાવવાં વગેરે. આ તમામ જાહેર આરોગ્ય (Public health) ખાતેની પ્રવૃત્તિઓમાં મ્યુનિસિપાલિટી દરેક વર્ષે વધુ ને વધુ ખર્ચ કરે છે. સને ૧૯૪૬માં આ ખર્ચ રૂા. ૩૪,૮૧,૩૬૭ નો થયો હતો.

આમ શહેર સફાઈ માટે મ્યુનિસિપાલિટીએ ઘણું કર્યું છે. અને હજી ઘણું વધુ થઈ શકે તેમ છે. ફક્ત એક બાબતનો કચવાટ રહે છે—અને તે છે મિલોની ધૂણી. મિલોની ધૂણીની શહેરમાં—ખાસ કરીને શિયાળામાં ભારે કનડગત થાય છે. આરોગ્યને એ ખૂબ નુકસાન કારક છે. આ બાબતમાં કંઈ કરી શકવાની મ્યુનિસિપાલિટીને સત્તા અપાય અને જો વીજળિક શકિતથી મિલો ચલાવવાનું ફરજિયાત બને તો ધૂણીની હેરાનગતિમાંથી બચી શકાય.

## મ્યુનિસિપાલિટીનું કાર્યક્ષેત્ર

આપણી મ્યુનિસિપાલિટીનું કાર્યક્ષેત્ર નીચેની બાબતોમાં પર્યાપ્ત થઈ જાય છે.

(૧) શહેરના રસ્તાઓ, જાજરૂઓ, પેશાબખાનાંઓ વગેરે સાફસુફ રાખવાં. (૨) રસ્તાઓ ઉપર પાણી છંટાવવું તેમજ દીવાબત્તીની ગોઠવણ કરવી. (૩) શહેરને ચોકખું પાણી પૂરું પાડવું, શહેરના મેલા પાણીનો નિકાલ કરવો. (૪) માંદાઓની સારવાર માટે દવાખાનાં ચલાવવાં, બાળકોનું બળીઆથી રક્ષણ કરવા બળીઆ ટાંકવાની યોજના કરવી. (૫) આગ વખતે તેને બૂઝાવી નાખવા બંબથાણું (Fire brigade) રાખવું. (૬) પ્રાથમિક કેળવણી આપવી. (૭) નગરરચના કરવી. (૮) લોકો મકાનો બાંધે તેને માટે યોગ્ય નિયમો કરવા. (૯) શહેરના લોકોને આનંદ અને વિનોદ આપવા રમતગમતનાં મેદાનો તથા બાગબગીચાઓની ગોઠવણ કરવી. (૧૦) જન્મ-મરણની નોંધ રાખવી.

આ બધાં કાર્યો કરવા માટે મ્યુનિસિપાલિટીને કાયદા પ્રમાણે કેટલાક અમલદારો રાખવા પડે છે, અને કામની સુગમતા માટે મ્યુનિસિપાલિટીના સભાસદોમાંથી કેટલીક પેટા કમિટીઓ બનાવવી પડે છે.

**૧ સ્ટેન્ડીંગ કમિટી :** આ કમિટી કાયદા પ્રમાણે મ્યુનિસિપાલિટીને બનાવવી જ પડે છે. મ્યુનિસિપાલિટીના ૬૪ સભ્યો બારેક જણાની બનેલી આ કમિટી નીમે છે. મ્યુનિસિપાલિટીનો વહીવટ કરનારી આ મુખ્ય કમિટી છે. મ્યુનિસિપાલિટીના સામાન્ય વહીવટ અને નાણાંપ્રકરણ ઉપર તે દેખરેખ રાખે છે.

**૨ સેનિટરી કમિટી :** આ કમિટી મ્યુનિસિપાલિટીના રસ્તાઓ, જાજરૂઓ, ગટરો, પેશાબખાનાં વગેરે સાફસૂફ રાખવાના કામ પર દેખરેખ રાખે છે અને શહેરનું આરોગ્ય સંભાળે છે.

**૩ ટાઉનપ્લેનીંગ એન્ડ વેલ્યુએશન બોર્ડ :** આ મંડળ રસ્તાઓ બાંધવા કે પહોળા કરવા, જાહેર મકાનો બાંધવા જરૂરી જમીન ખરીદે છે. તેમ જ નગર–રચનાને લગતાં બધાં કામો સંભાળે છે. અને મ્યુનિસિપાલિટીની સ્થાવર મિલ્કતની દેખરેખ રાખે છે.

**૪ પબ્લીક વર્કસ કમિટી :** આ કમિટી મ્યુનિસિપાલિટી તરફથી રસ્તાઓ, જાહેર બાંધકામો તથા મકાનો વગેરેને માટે ખર્ચ મંજૂર કરી તે ઉપર ખાસ દેખરેખ રાખે છે.

**૫ બસ કમિટી :** આ કમિટી મ્યુનિસિપાલિટીએ સને ૧૯૪૭ના એપ્રિલથી હાથ ધરેલ મોટર–વાહન–વ્યવહાર અંગેનું દેખરેખનું તમામ કામકાજ સંભાળે છે.

**૬ લીગલ કમિટી :** આ કમિટી મ્યુનિસિપાલિટીને જરૂરી કાયદાની સલાહ આપે છે, તેમ જ તેના બંધારણ અને વહીવટ માટે જરૂરી કાયદા, કાનૂનો, નિયમો, ધારાધોરણો વગેરે તૈયાર કરે છે.

**૭ સ્કૂલબોર્ડ :** મ્યુનિસિપાલિટી તરફથી અપાતી પ્રાથમિક તેમ બીજી કેળવણી ઉપર સ્કૂલ બોર્ડ દેખરેખ રાખે છે અને તે માટે જરૂરી યોજનાઓ કરે છે. (આ સ્કૂલ બોર્ડ મ્યુનિસિપલ

ખરોઝ એકટ' મુજબ નીમાતું નથી, પણ સને ૧૯૨૩ના પ્રાથમિક કેળવણીના કાયદા અને તેને અંગે સરકાર તરફથી ઘડવામાં આવેલા નિયમો પ્રમાણે નિમાય છે. તેથી મ્યુનિસિપાલિટીના સભાસદ ન હોય એવા પણ એમાં સભાસદ નિમાઇ શકે છે.)

ઉપરની દરેક કમિટીને પોતાનો એક ચેરમેન હોય છે.

મ્યુનિસિપાલિટીએ કાયદા પ્રમાણે નીચે પ્રમાણે અમલદારો નીમવા પડે છે.

**૧. ચીફ ઓફિસર અને તેમનું કાર્ય :** તેઓ આખી મ્યુનિસિપાલિટીના સામાન્ય વહીવટ ઉપર દેખરેખ રાખે છે. આ ઉપરાંત નીચેની બાબતો ખાસ તેમને હસ્તક હોય છે.

(ક) કર ઉઘરાવવો તથા મ્યુનિસિપાલિટીની આવક અને ખર્ચનો હિસાબ રાખવો. (ખ) મ્યુનિસિપાલિટી માટે જમીનો લેવી. (ગ) મકાનો બાંધવા માટે પરવાનગી આપવી. (ઘ) લોન લઇને જે કામો કરવાનાં હોય છે તે કામો માટે જરૂરી સરસામાન સિવાયનો બીજો બધો જરૂરી સરસામાન ખરીદવો (ચ) દીવાબત્તીને લગતું કામકાજ. (છ) નગર-રચનાને લગતું કામકાજ. (જ) આગને તેમ જ તેના ફેલાવાને અટકાવવાને લગતું કામકાજ. (ઝ) મ્યુનિસિપાલિટીની ચૂંટણીને લગતું કામકાજ.

**૨. મ્યુનિસિપલ એન્જિનિયર અને તેમનું કાર્ય :** (ક) શહેરને પાણી પૂરું પાડવાને લગતું કામકાજ. (ખ) મેલા પાણીનો નિકાલ કરવાને લગતું કામકાજ. (ગ) રસ્તાઓ બનાવવા તથા તેમને સુધરાવવાને લગતું કામકાજ. (ઘ) બાગબગીચાને લગતું કામકાજ. (ચ) લોન લઇ કરવાનાં કામો માટે જરૂરી સરસામાન ખરીદવાનું (છ) મ્યુનિસિપાલિટીના પોતાના કારખાના (Workshop)ને લગતું કામકાજ.

૩. **હેલ્થ ઓફિસર અને તેમનું કાર્ય :** (ક) શહેરની તમામ પ્રકારની સફાઈ પર ધ્યાન આપવાનું કામકાજ. (ખ) શહેરનું આરોગ્ય સાચવવું અને મ્યુનિસિપલ દવાખાનાં પર દેખરેખ રાખવી. (ગ) બળીઆ ટાંકવાનું કામ. (ઘ) જન્મ–મરણની નોંધ રાખવાનું કામકાજ.

૪. **સ્કૂલબોર્ડ એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર અને તેમનું કાર્ય :** (ક) પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની યોજના કરવી, તે પર દેખરેખ રાખવી અને તેને લગતું બધું જ કામકાજ કરવું. (ખ) વાચનાલયો અને પુસ્તકાલયોને લગતું કામકાજ.

ચીફ ઓફિસર, એન્જિનિયર, હેલ્થ ઓફિસર અને સ્કૂલબોર્ડ એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર—આ ચાર અમલદારોના સંબંધમાં કાયદાએ એવું નક્કી કરેલું છે કે મ્યુનિસિપાલિટીના એકંદર સભાસદોની કુલ બહુમતિ હોય તો જ તેમને નોકરીમાંથી દૂર કરી શકાય. તેમને હંગામી બરતરફી (suspension) આપી શકાય, તેમનો દંડ કરી શકાય કે તેમને બીજી કોઈ પણ શિક્ષા ફરમાવી શકાય. પણ સરકારની પ્રથમથી મંજૂરી મેળવી હોય તો તેમને માત્ર બહુમતિથી નોકરીમાંથી દૂર કરી શકાય. આ મુખ્ય ચાર અમલદારોના તાબામાં બીજા નાના અમલદારો તથા કારકુનો વગેરે રાખી મ્યુનિસિપાલિટીનો વહીવટ ચલાવવામાં આવે છે.

આ છે આપણી મ્યુનિસિપાલિટીનો ટૂંકો ઈતિહાસ. અમદાવાદ મ્યુનિસિપાલિટી સેવાભાવી, કાર્યદક્ષ અને કુનેહબાજ છે. ઇ. સ. ૧૮૩૪ થી અમદાવાદ મ્યુનિસિપાલિટીનું આછું સ્વરૂપ ઘડાયાની શરૂઆતથી લઈએ તો આજે ૧૧૨ વર્ષ, અને ઈ. સ. ૧૮૮૫ થી અસ્તિત્વમાં આવેલી ચુંટાયેલ પ્રજાપ્રતિનિધિઓવાળી મ્યુનિસિપાલિટીને આજે ૬૨ વર્ષ પૂરાં થયાં ગણાય. આટલાં વર્ષોમાં એણે ઘણું કર્યું છે. છતાં અમદાવાદ એક આદર્શ શહેર તો નથી જ બન્યું. વસતીથી ઉભરાતા એના મુખ્ય રસ્તા વાહનોની દોડધામ માટે હજુ ખૂબ સાંકડા છે. મ્યુનિસિપાલિટી સફાઈ પાછળ લાખો રૂપિયા ખર્ચે છે છતાં પોળોમાંથી અને ચાલીઓમાંથી હજુ ગંદકી હટી નથી. પરાંઓમાં સ્વચ્છતા જાળવવા વધુ પ્રયાસની જરૂર છે. પ્રાચીન સમયની કારીગરીભરી ઈમારતો સિવાય આ શહેરની શોભા વધારનાર કશું નથી. આપણે ગર્વ લઈ શકીએ એવું ઘણું કાર્ય છેલ્લાં પચીસ વર્ષમાં આ શહેરમાં મ્યુ. દ્વારા થયું છે એ ખરું છે છતાં ગુજરાતના પાટનગરની લાયકાત મેળવવા માટે અમદાવાદની સુધારણા માટે હજી ઘણી યોજનાઓના અમલની જરૂર છે.

હજુ પંચના બાજરૂઓ પૂરાં ગયાં નથી, મજૂરોની ચાલીઓના 'દોઝખ' ની સંપૂર્ણ સુધારણા થઈ નથી, હજુ દૂધમાં ભેળસેળ કરનારા અટક્યા નથી, હજુ એનું મરણપ્રમાણ અને ખાસ કરીને બાળમરણપ્રમાણ ઘટયું નથી. હજુ ગીચતાથી ગૂંગળાયેલા અમદાવાદના વસવાટોના પ્રશ્નનો કશો ઉકેલ આવ્યો નથી. સોસાયટી વિસ્તારોમાં ગટર યોજના બાકી છે. પ્રાથમિક કેળવણીથી વંચિત રહેતાં ૨૬૦૦૦ બાળકો માટે શિક્ષણનો પ્રબંધ બાકી છે. શહેરને મા. જે. પુસ્તકાલય જેવું સુંદર પુસ્તકાલય મળ્યું છે પરંતુ જેને માટે દર વર્ષે મ્યુનિસિપાલિટી ૩૦,૦૦૦ રૂપિયાનું બજેટ બનાવે છે તે સંગ્રહસ્થાનની ખોટ રહી જ છે. નદીમાં શહેર પાસે પાણી ભરચક રહે તે માટેની યોજના થવી બાકી છે. અલબત્ત કોઈપણ મ્યુનિસિપાલિટી ગમે તેટલી સમૃદ્ધ, કાર્યદક્ષ કે પ્રતિષ્ઠિત હોય તો પણ લોકોના સાથ કે સહકાર વિના તે પ્રગતિ સાધી શકતી નથી. એટલે અમદાવાદ શહેર માટે ઉછરતી પ્રજાનો આદરભાવ વધે અને તેઓ સારા નાગરિકો થઈ આવે એવી સ્થિતિ આપણે પેદા કરવી રહી.

## મ્યુ. બંબાખાતું

અમદાવાદ શહેરમાં લાગતી નાની મોટી આગો હોલવવા માટે બંબાખાતું (ફાયરબ્રિગેડ) છે. તેના મ્યુ. ઓફિસની સામે આવેલા મુખ્ય મથકે ૩ બંબા રહે છે. બીજા પાંચ મળીને કુલ ૭ બંબા-થાણાં છે. તેમાં પાંચકૂવા થાણા પર બે, નરોડા થાણા પર બે અને સરસપુર, મણિનગર અને જમાલપુર થાણા ઉપર એક એક એમ બંબા રહે છે. કુલ ૧૦ બંબા ઉપરાંત ૩ ફાયર એન્જિન, પાણી ખેંચવા માટે ૫ ટ્રેલર પમ્પ અને ૭ એમ્બ્યુલન્સ મોટરો આ ખાતામાં છે. તેમાં ૧૫૦ માણસોનો સ્ટાફ છે. શ્રી. જયેન્દ્ર કે. મુનશી ચીફ ફાયર સુપ્રિ. અને તેમના મદદનીશો તરીકે મી. એસ. એમ. ભરૂચા અને મી. એન. કે. પઠાણ છે. ૧૯૪૬ના એપ્રિલથી ૧૯૪૭ના માર્ચ સુધીમાં શહેરમાં કુલ ૮૫ આગો લાગી હતી અને બંબાખાતાએ ત્યાં સેવા બજાવી હતી. બંબાખાતાનો મુખ્ય ટેલીફોન ૫૦૩૩ છે ત્યાં જોડવાથી આગના પ્રસંગે બંબાની અથવા નં. ૫૦૦૮ પર અકસ્માત વખતે માંદા માણસને ખસેડવા એમ્બ્યુલન્સની વ્યવસ્થા થઇ શકે છે. મ્યુ. હદમાં કોઇ પણ માણસ એમ્બ્યુલન્સનો ઉપયોગ કરી શકે છે.

## મ્યુ. ની આવકનાં સાધનો

મ્યુનિસિપાલિટીની આવકનાં મુખ્ય સાધનો હાલ નીચે મુજબ છે.

(૧) ટરમીનલ ટેક્સ (૨) પાણીનો દર (૩) ગટર વેરો (૪) જાજરૂ વેરો (૫) સ્પે. પાણીનો દર (૬) વાહન વેરો (૭) ધંધા ઉપરના ટેક્સ (૮) ખુલ્લી જમીન પરનો કર (૯) જમીનો તથા મકાનોના ભાડાની આવક (૧૦) મ્યુ. ફંડોના વ્યાજની આવક તથા (૧૧) સરકારી ગ્રાન્ટ.

જરૂરી વસ્તુઓ અને માલ સામાનની ખરીદી માટે મ્યુ. દર વર્ષે આશરે ૫૦૦ જેટલાં ટેન્ડરો કાઢે છે.

## મ્યુનિસિપાલિટી ઓફિસ સાથેના વ્યવહારની જરૂરી માહિતી

અરજી કરનારાઓએ, ૧. અરજી સારા ફુલ્સકેપ કાગળ ઉપર ચોખ્ખા અક્ષરે લખવી. અરજીને મથાળે વોર્ડ, સેન્સસ નંબર, સ્થળ, અને શી બાબતની છે તે જણાવવું. જુદા જુદા વોર્ડની અરજી હોય તો દરેક વોર્ડવાર જુદી જુદી અરજી કરવી. જુદા જુદા વિષયની તકરાર હોય તો દરેક વિષય-વાર જુદી જુદી અરજી કરવી.

૨. ભાડાંની આંકણી સંબંધમાં કે ટેકસ સંબંધમાં વાંધો હોય તો મ્યુ. તરફથી દર એપ્રિલ તથા મે માસમાં સ્થાનિક પત્રોમાં જાહેરનામું બહાર પાડવામાં આવે છે. તેમાં જણાવેલ મુદત દરમ્યાનમાં મ્યુ. ના છાપેલા ફોર્મ ઉપર માંગ્યા મુજબની દરેક વિગતો સહિત અરજી કરવાની હોય છે. આ મુદત વીત્યા પછી કોઇ પણ શખ્સની ભાડા બાબતની કોઇપણ પ્રકારની તકરાર સાંભળી શકાતી નથી. આ અરજીનો નિકાલ સ્ટેન્ડીંગ કમિટી કે એપેલેટ કમિટી કરે છે. તેનાથી સંતોષ ન થાય તો એક્ટની કલમ ૧૧૦ મુજબ અપીલ પંદર દિવસમાં નાણાં ભરીને મેજીસ્ટ્રેટ સાહેબને કરવી જોઇએ.

૩. બીલમાં દર્શાવેલ ટેકસ બાબત તકરાર હોય તો બીલ આપ્યા તારીખથી ૧૫ દિવસમાં સ્ટેન્ડીંગ કમિટીને જણાવવું જોઇએ; નહિ તો પાછળથી આવેલ અરજીઓ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

૪. જો કોઈ મકાન તદ્દન ખાલી હોય કે લાગલાગટ ૬૦ દિવસ ખાલી રહે, અથવા તે ઉપરાંત ખાલી રહે તો અરજી કર્યાથી વર્ષ આખરે ટેકસ ભરાયા પછી તેટલા દિવસનો જેટલો ટેકસ થાય તેનું ⅔ વળતર આપવામાં આવે છે.

૫. પાણીના કનેકશન બાબતની અરજી મ્યુ. પાસેથી ઠરાવેલી કિંમતે છાપેલાં મળતાં ફોર્મ ઉપર કરવાની હોય છે. મ્યુ. રેકર્ડમાં મકાન માલિક તરીકે જેમનું અથવા જેમનાં નામ હોય તેમના નામથી અરજી કરવાની હોય છે. અરજી કરતાં અગાઉ મ્યુ. નો લેણો થતો બધો ટેકસ ભરી દીધેલો હોવો જોઇએ. પાણીના નિકાલ માટે પહેલાંથી બંદોબસ્ત કર્યા પછી અરજી કરવાની હોય છે.

૬. દરેક મકાનને એક (પ્રથમનું) ગટર કનેકશન મ્યુ. ના ખર્ચે મળે છે. પરંતુ કોઇ મકાનને એકથી વધુ સેન્સસ નંબરો હોય અને ટેનેમેન્ટ હોય તો દરેક વાસ દીઠ ગટર મ્યુ.ના ખર્ચે અપાય તે માટે માલિકની અરજી હોવી જોઇએ. એકથી વધુ સેન્સસ નંબર હોય પણ ટેનેમેન્ટ ન હોય તો વધારાનું કનેકશન માલિકના ખર્ચે સેનિટરી કમિટીની મંજૂરીથી અપાય છે. ખાનગી છીંડીઓમાં માલિકના ખર્ચે ગટર કનેકશન અપાય છે. જો ડ્રેનેજ લાઇન મકાનથી ૫૦ ફીટ કરતાં વધુ દૂર હોય તો વધારાના પાઇપનું ખર્ચ માલિકે ભોગવવાનું હોય છે.

૭. નવા મકાનના બાંધકામ માટે ચોક્કસ સરનામું, મકાનનો સર્વે નંબર, વોર્ડ અને પોળ વ. ની વિગત સહિત ચીફ ઓફિસરને પરવાનગી માટે અરજી કરવાની હોય છે અને બિલ્ડીંગ ખાતા તરફથી પરવાનગી મળે છે. મ્યુ. તરફથી લાયસન્સ ધરાવતા પ્લાનમેકરો પાસે પ્લાન બનાવવાનો હોય છે. બાંધકામની અરજી ઉપરથી દસ દિવસમાં આ ખાતાના ઇન્સ્પેકટર એ જગ્યા તપાસે છે અને મ્યુ. કાયદા પ્રમાણે યોગ્યતા જોઇ એક મહિનાની અંદર પરવાનગી મળી જાય છે; અથવા તે વિષેના વાંધા કલમની વિરૂદ્ધ થતા હોય તો જણાવવામાં આવે છે મકાનનું બાંધકામ પૂરું થયે ચીફ ઓફિસર સાહેબને લેખિત અરજી કરી રજા મેળવવી પડે છે અને કરેલું કામકાજ કાયદા પ્રમાણે હોય તો તુર્ત રજા આપવામાં આવે છે. જે કોઇ મ્યુ.ના નિયમ વિરૂદ્ધ બાંધકામ સંબંધમાં આચરણ કરે છે તેમના ઉપર ફરિયાદ કરવામાં આવે છે, અને કાયદેસર પગલાં લેવામાં આવે છે. મ્યુ.ની હદમાં જ્વાલાગ્રાહી પદાર્થના તથા પતરાં વગેરેનાં કાચાં ઝુંપડાંની રજા આપવામાં આવતી નથી. બાંધકામ અંગેના પેટાનિયમોની ગુજરાતી તથા ટાઉન પ્લેનીંગ યોજનાના નિયમોની અંગ્રેજી નકલ મ્યુ.માંથી મળી શકે છે.

૮. મ્યુ. ની સહી સિક્કાવાળી નકલો મેળવવા માટે નંબર, તારીખ, અને જેની નકલ લેવાની હોય તેનું પૂરેપૂરું વર્ણન કરીને એક આનો કોર્ટ ફી સ્ટેમ્પ ચોડી મે. ચીફ ઓફિસરના નામથી અરજી કરવી. વર્ણન ખોટું લખાયેલું હશે તો તેને માટે દર વર્ષનો રા. ૧ શોધાઇ ફીનો આપવો પડે છે. જન્મ–મરણની નકલો સિવાય બીજી તમામ નકલોની અરજી સાથે એક રૂપિયાનો રેવેન્યુ સ્ટેમ્પ ચોડવો પડે છે. નકલો માટે જોઇતી અનામત અરજી સાથે લેવામાં આવે છે.

૯. સામાન્ય અરજીઓ મ્યુ. કમ્પાઉન્ડમાં રાખેલી પેટીમાં નાખવાની હોય છે. મ્યુ. ચીફ ઓફિસરને સાંજના બચત સમયે રૂબરૂ અરજી આપી શકાય છે.

મે. પ્રમુખ સાહેબની દૃષ્ટિએ ખાનગી વિચારણા કરવાની હોય તેવા પ્રસંગ સિવાય જનરલ બોર્ડની મીટિંગો સામાન્ય રીતે પત્રકારો અને જાહેર જનતા માટે ખુલ્લી હોય છે.

*Here is India's Own Car*

# THE HINDUSTAN 10

## THE MOST POPULAR AND FAST SELLING CAR



**DESIGNED AND BUILT TO MEET INDIA'S NEED FOR ECONOMICAL AND RELIABLE MOTORING**

## OUR HINDUSTAN 10 CAR
## SALES ARE THE HIGHEST IN GUJARAT

***A HINDUSTAN 10 ACCOMODATES SIX PERSONS AND GIVES ABOUT 26 MILES PER GALLON OF PETROL.***

**BOOK YOUR ORDER SOON TO AVOID DISAPPOINTMENT.**

**PRESENT PRICE EX. PORT.**

| | | | |
|---|---|---|---|
| HINDUSTAN 10 | SALOON | FIXED HEAD | Rs 9350 |
| HINDUSTAN 10 | SALOON | SLIDING HEAD | Rs. 9500 |

*Distributors for Gujarat:*

# STUDEBAKER & MORRIS AGENCY

Lal Darwala, [ GUJARAT ] AHMEDABAD.

Telephone NO. 3058

## મ્યુનિસિપાલિટીના હાલના અમલદારો

| | | |
|---|---|---|
| ૧. | શ્રી. ચંદુલાલ ભગુભાઇ દલાલ | ચીફ ઓફીસર; જગ્યા ખાલી હોવાથી એકટીંગ ચીફ ઓફીસર (મૂળ મ્યુ. ઓડીટર) |
| ૨. | શ્રી. શંકરલાલ પાનાચંદ શાહ | ડેપ્યુટી ચીફ ઓફીસર |
| ૩. | શ્રી. મણીલાલ વાઘજીભાઇ પટેલ | " " |
| ૪. | શ્રી. જે. એસ. મલિક | એન્જીનિયર |
| ૫. | શ્રી. હીરાભાઈ મોતીભાઇ પટેલ | ડેપ્યુટી એન્જિનિયર |
| ૬. | ડૉ. વી. વી. પુરી | હેલ્થ ઓફિસર |
| ૭. | ડૉ. રવીન્દ્રનાથ જમનાદાસ મજુમદાર | ડેપ્યુટી હેલ્થ ઓફિસર |
| ૮. | ડૉ. અંબાલાલ ગૌરીશંકર પુરોહિત | ડેપ્યુટી હેલ્થ ઓફીસર |
| ૯. | શ્રી. ગિરિશચંદ્ર સવાઇલાલ દેસાઇ | ટાઉન પ્લાનીંગ અને હાઉસીંગ ઓફિસર |
| ૧૦. | શ્રી. શંકરભાઇ કાશીભાઇ પટેલ | એકટીંગ ઓડીટર (મૂળ ચીફ એકાઉન્ટન્ટ) |
| ૧૧. | શ્રી મુકુંદરાય કૃપાશંકર અધ્યારૂ | એકટીંગ સેક્રેટરી |
| ૧૨. | શ્રી. ચીમનલાલ ગીરધરલાલ શાહ | ટેક્સ સુપરીન્ટેન્ડન્ટ |
| ૧૩. | શ્રી. અંબેલાલ ભીખાભાઈ દેસાઈ | સ્ટોરકીપર |
| ૧૪. | શ્રી. નવનીતલાલ વિઠ્ઠલદાસ પરીખ | એકટીંગ ચીફ એકાઉન્ટન્ટ |
| ૧૫. | શ્રી. પ્રભુદાસ ઝવેરભાઇ પટેલ | એસ્ટેટ ઓફિસર |

૧૬. શ્રી. શાંતિલાલ હરિશંકર દીક્ષિત — બીલ્ડીંગ સુપરવાઇઝર
૧૭. ડૉ. મુકુન્દ વિનાયક સાણે — લેબોરેટરી ઓફિસર
૧૮. ડૉ. એ. એન. બક્ષી — જન્મ-મરણ રજીસ્ટ્રાર
૧૯. શ્રી. ડાહ્યાભાઇ બાપાલાલ કાટવાળા — વોટર વર્કસ એન્જિનિયર
૨૦. શ્રી. જયેન્દ્ર કૃષ્ણલાલ મુનશી — ચીફ ફાયર સુપરીન્ટેન્ડન્ટ
૨૧. શ્રી. ડાહ્યાભાઈ ભલાભાઇ પટેલ — સ્કૂલબોર્ડ, એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર

## અમદાવાદ મ્યુ. ટ્રાન્સપોર્ટ સરવીસ

૧. શ્રી. બહેરામ ડૉકટર — જનરલ મેનેજર
૨. શ્રી. ચેંગલરાવ — ટ્રાફીક મેનેજર
૩. શ્રી. એ. સી. કોરીયા — વર્કશોપ મેનેજર

## મ્યુનિસિપલ હદમાં આવતાં પરાંઓ

(૧) કાળુપુર કાગદીવાડ (૨) સરસપુર (૩) ગોમતીપુર (૪) અસારવા (૫) માદલપુર (૬) કોચરબ (૭) પાલડી (૮) નવરંગપુરા (૯) મીઠાખલી (૧૦) જહાંગીરપુરા (૧૧) ઉસ્માનપુરા (૧૨) માધવપુરા (૧૩) બારડોલપુરા (૧૪) ભવાનપુરા (૧૫) રૂઘનાથપુરા (૧૬) રૂઘનાથપુર વાઘરીવાડ (૧૭) રાજપુર ગોમતીપુર (૧૮) હડીપુરા (૧૯) કંગાલપુરી (૨૦) રખીઆલ (૨૧) ખોખરામહેમદાવાદ (૨૨) મણીનગર (૨૩) ફતેપુર (૨૪)કોચરબ કાગદીવાડ (૨૫) કાનોડીયા વાઘરીવાડ (૨૬) જુનાવાડજ (૨૭) શાહવાડી (૨૮) ચમનપુરા (૨૯) રણછોડપુરા

## મ્યુનિસિપલ હદમાં આવતાં ગામતળો

(૧) વાડજ (૨) દરિયાપુર કાળુપુર (૩) અસારવા (૪) રખીઆલ (૫) શહેરકોટડા (૬) રાજપુર હીરપુર (૭) મીઠીપુર (ઇનામી) (૮) ખોખરા મહેમદાવાદ (૯) સુદલ ખામોરલ (૧૦) બહેરામપુર (૧૧) શાહવાડી (૧૨) પાલડી (૧૩) કોચરબ (૧૪) શેખપુર ખાનપુર (૧૫) ચંગીસપુર (૧૬) ઉસ્માનપુર (૧૭) છદાવાડ (૧૮) ફતેપુર



  

# અમદાવાદનો મિલઉદ્યોગ

અમદાવાદનો બાદશાહી અને મોગલાઇના વખતનો ઇતિહાસ શાખ પૂરે છે કે અમદાવાદનું ગૌરવ એ રાજધાનીના શહેર કરતાં, કે અણુમૂલ વેરાયેલ સ્થાપત્યની કળા કરતાં, એના મુલ્કમશહૂર ત્રણ તારના વેપારનું હતું. અમદાવાદ રાજધાની ન હોત કે કળાની ભરી ભરી ખાણ નહોત તો પણ અમદાવાદના વેપારે અમદાવાદનું નામ ઉજ્જવળ રાખ્યું જ હોત. બાદશાહી અને મોગલાઇ સમયમાં વિકસેલા ઉદ્યોગને મરાઠા અને પેશ્વાઇના અવ્યવસ્થિત સમયમાં લુપ્ત થવાનો વખત આવ્યો હતો. લૂંટ અને જાનમાલની સલામતીની બીકે ઊજળા વર્ગને, અને અશાંતિને અંગે કારીગર વર્ગને શહેર છોડવું પડયું હતું; અને બાર લાખની વસતીમાંથી માત્ર એંશી હજારની વસતી જ્યારે ૧૮૧૮માં અંગ્રેજી હકૂમત

નીચે અમદાવાદ આવ્યું ત્યારે હતી. ઇતિહાસમાં આલેખાયેલી અમદાવાદની આ કપરી દશામાંથી આજનું અમદાવાદ અમદાવાદીઓના સ્વભાવમાં વણાયેલી વહેપારવૃત્તિએ જ સર્જ્યું છે. જો અમદાવાદની ગળથૂથીમાં વેપાર અને તેને વિકસાવવાની વૃત્તિ ન હોત તો પેશ્વાઈ અને મરાઠાઓએ મૂકેલ ગર્તામાં અમદાવાદ સમાઇ ગયું હોત. અત્યારના અમદાવાદનો યશ એ અમદાવાદના વેપાર–ઉદ્યોગના વિકાસને જ આભારી છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં જ્યારે અમદાવાદ અંગ્રેજી હકૂમતમાં આવ્યું ત્યારે યુરોપમાં યંત્રયુગ શરુ થતો હતો. કાચી વસ્તુઓને યંત્રોની મદદ વડે વધુ સહેલાઇથી અને વધુ જથ્થામાં તૈયાર કરવાના પ્રયોગો થયા હતા. વરાળ શોધાઇ, એન્જિન શોધાયાં, આગગાડી અને આગબોટ થયાં, અને વિધવિધ પ્રકારનાં યંત્રો થયાં, આ શોધોને જગત કૌતુકની દૃષ્ટિએ જોઈ રહ્યું; અને તેનાં પરિણામ અને સિદ્ધિઓએ બીજા દેશોને આકર્ષ્યા.

## પ્રાચીન ઉદ્યોગને ડામવાની નીતિ

હિન્દી કાપડ અને તેની બનાવટ ખ્રિસ્તી સને ૧૨૦૦ થી યુરોપવિખ્યાત હતી. યુરોપની ગૌરાંગીઓ, વેનીસ અને રોમની રૂપરમણીઓ ઢાકાની મલમલ, કે અમદાવાદી કે બુરાનપુરી અતલસ પહેરવામાં ગૌરવ લેતી અને રાચતી હતી. હિન્દી કાપડમાં વેરાયેલ કળા અને કુમાશમાં યુરોપ ગાંડું બની, હિન્દ ઉપર વારી જતું હતું. પણ અઢારમી સદીએ હિન્દે રાજ્યતંત્રમાં અનેક પલટા જોયા. મોગલાઇનો

અસ્ત થયો; અને મરાઠા સત્તાની લૂંટફાટની વૃત્તિએ પ્રજાજીવનની શાન્તિ હરી લીધી. વ્યાપાર અર્થે આવ્યા હોવા છતાંએ અંગ્રેજોએ આ અંધાધૂંધી અને અવ્યવસ્થાનો લાભ લઇ રાજ્યસત્તાધારી બનવાનો સુવર્ણ સમય પારખ્યો. આ સંયોગો અને પરિસ્થિતિને અંગે હિન્દનો ઉદ્યોગ વણસ્યો અને નવી પ્રજાની વ્યાપારી સ્પર્ધાએ આ ઉદ્યોગોને ડામવા અને સમૃદ્ધિભર્યા હિન્દની સમૃદ્ધિછોળોને પોતાના મુલકના ચરણ પખાળતી કરવાને દરેક પગલાં લેવાં શરુ કર્યાં; હિન્દના જામેલા ઉદ્યોગોને નષ્ટપ્રાય કરવા અને ઉગતા ઉદ્યોગોને ડામવા અને એ રીતે પોતાના દેશનો માલ જ અહીં વપરાય એ પ્રકારની નીતિ એ તેમની રાજનીતિ બની. આ પ્રકારની રાજનીતિએ પહેલો ફટકો કાપડના ઉદ્યોગ ઉપર પડ્યો; કારણ કે પશ્ચિમના ઊગતા યંત્રવિધાનને આ ધંધામાં વહેલી સિદ્ધિ મળવાના આશાચિહ્નો હતાં અને તેના પરિપાક રૂપે કલકત્તામાં પહેલું સને ૧૮૩૦માં ૨૦ લાખ પાઉંડનું પરદેશી કાપડ ઊતર્યું; એ રીતે હિન્દની બજારોમાં વિલાયતી કાપડને પગભર કરવાના પ્રયત્નો શરુ થયા.

હિન્દના ઉદ્યોગો એ ગૃહ ઉદ્યોગો હતા, શાળ ઉપર માનવહાથની એ રમતી કળા હતી; એટલે એ મોંઘી હતી, અને તેને યંત્રોથી પેદા થયેલ સસ્તા અને ઢગલાબંધ કાપડ સાથે સ્પર્ધામાં ઊતરવાનું હતું. પણ હિન્દી ઉદ્યોગમાંના વિનાશનો, અને પરદેશી કાપડે હિન્દી બજારો હાથ કર્યાનો ઇતિહાસ આખો યે કાળરચીતરો છે. તેને અત્યારે અવલોકવાની જરૂર નથી. પણ એવું ખરું કે આ યંત્રોથી તૈયાર થયેલા કાપડે હિન્દની દૃષ્ટિ યંત્રો તરફ દોડાવી. હિન્દમાં આ અરસામાં રેલવે આવી અને વરાળ અને તેની શક્તિનાં સિદ્ધ ફળોએ સાહસપ્રિય જનોમાં નવી દૃષ્ટિ ઉત્પન્ન કરાવી.

## ૧૮૪૭માં મિલઉદ્યોગનો પ્રથમ અંકુર

૧૮૫૧માં ભરૂચમાં મિલ સ્થપાઈ; અને ૧૮૫૪માં મુંબઈમાં મિલ સ્થપાઇ; પણ આ મિલોની સ્થાપના પહેલાં છેક ૧૮૪૭માં અમદાવાદના એક ઊગતા યુવાનમાં આ યંત્ર ઉદ્યોગમાં ઝંપલાવવાનો પ્રથમ વિચાર આવ્યો હતો. આ સમયે અંગ્રેજી હકૂમતનો વાવટો અમદાવાદમાં ફરકતો શરૂ થયે માત્ર ૩૦ વર્ષ પણ પૂરાં થયાં નહોતાં.

આ ઉદ્યોગના આદ્યપ્રણેતા શ્રી. રણછોડલાલ છોટાલાલ હજુ પહેલી પચીશીમાં હતા. ગરવા ગિરનારના કોઇ યોગીજનના આશીર્વાદે એ મહાનુભાવનો જન્મ થયો હતો એવી લોકકહેતી છે; ગરવા ગિરનારના ઉન્નત શૃંગ જેવી ઉન્નત ભાવના અને સાહસપ્રિય મનોવૃત્તિથી ભર્યા એ યુવાનમાં ૧૮૪૭ ની એક પ્રભાતે આ વિચાર પાંગર્યો; આ વિચાર તેમણે પોતાના સમકાલિનોને કહ્યો; પણ આ સાહસિક મનોવૃત્તિને અમલમાં મૂકવાને કોઇનો સાથ તેમને ન મળ્યો. અમદાવાદના શેઠોએ કહ્યું કે મુંબઇ ખૂબ સાહસપ્રિય અને બુદ્ધિશાળી છે, તે કાં ન શરૂ કરે? સિદ્ધિની ખાતરી દેખાતી નહિ હોવાથી એ શેઠો તેમના આ સાહસને ન ઉત્તેજી શક્યા. પણ શ્રી. રણછોડભાઇના દિલમાં ઘુંટાતા વિચારોને સક્રિયરૂપ આપવાને જોઇતી કાર્યક્ષમતા અને ધીરજ હતાં; અને તેણે આ વિચાર પોતાના એક મિત્ર મેજર ફુલ જેમ્સને કહ્યા. તેમણે સહાનુભૂતિ બતાવી અને યુરોપની બ્રાયન ડંકનની કું. પાસેથી અડસટાઓ મંગાવી આપ્યા. અમદાવાદના શેઠીઆઓના સાથના અભાવે તેમણે પોતાની આ યોજના ભરૂચમાં રૂ લોઢવાનું જીન ચલાવવા મી. લેડનને મોકલી. તેણે યોજના પસંદ કરી અને આ સાહસ માટે અર્ધું ભંડોળ આપવાની હા પાડી. પણ તેમની સાથેની વધુ શરતોમાં મેળ ન ખાવાથી એ યોજના પણ પડતી મુકાઈ.

## પહેલી મિલનાં યંત્રો સ્વ. દાદાભાઈ મારફત

શ્રી. રણછોડભાઇનું પોલાદ ખૂબ પાણીદાર હતું. જેમ પરિસ્થિતિ વધુ વિષમ થતી તેમ તે વધુ તેજ બનતું. તેમણે તો આ યોજના પાછળ ભેખ લીધો હતો. આ કાર્યમાં તેને કુમક મળી વડોદરાના શેઠ શામળ બેચરની, રાજપીપળાના રાજાની અને હિન્દપ્રસિદ્ધ ભાવનગરના દીવાન શ્રી. ગૌરીશંકર ઓઝાની. તેઓએ સારું ભંડોળ આપ્યું; અને એ સધિયારે મિલોનાં યંત્રોના ઓર્ડર આપ્યા. આ ઓર્ડરો મોકલવામાં પણ વિધિનું અજબ વિધાન હતું. હિન્દના દાદા દાદાભાઈ નવરોજી ઇંગ્લાંડ હતા; અને શ્રી. રણછોડભાઇને તેમના મિત્ર મેરવાનજી નસરવાનજી ભાવનગરીએ ઓળખ કરાવી; અને સ્વ. દાદાભાઈ મારફત અમદાવાદની પહેલી મિલનાં યંત્રો આવ્યાં. આ યંત્રો ચડ્યાં ત્યારે અમદાવાદ અને મુંબઈ વચ્ચે રેલવે વ્યવહાર નહોતો; એટલે ખંભાત રસ્તે મંગાવ્યાં; અર્ધે રસ્તે વહાણો ડૂબ્યાં અને યંત્રો જળશાયી બન્યાં. ફરીને નવા ઓર્ડરો આપ્યા; અને એ માલ ખંભાત બંદરે ઉતર્યો. અને ત્યાંથી સંખ્યાબંધ ગાડાંમાં અમદાવાદ પહોંચ્યો. મિલનું જંગી બોયલર ગાડામાં લાવતાં ભારે મુશ્કેલી વેઠવી પડી હતી. આટઆટલી વિષમતા વચ્ચે અજબ ધીરતાથી શ્રી. રણછોડભાઇએ અમદાવાદને આંગણે પહેલી મિલ ધી અમદાવાદ સ્પીનીંગ એન્ડ મેન્યુ. કું; અથવા જાણીતી 'શાહપુર મિલ'ની સ્થાપના કરી; અને વિચારસ્ફુરણા પછી બાર વર્ષના તપ અને તિતિક્ષાએ ૧૮૫૮ માં મિલનો પાયો નાખવાની ક્રિયા કરી; અને ૨૫૦૦ ત્રાકવાળી એ મિલે ૧૮૬૧ ના મેની ૩૦મી તારીખે રાજનગરને આંગણે યંત્રયુગનું પ્રથમ રણશીંગું ફૂંક્યું. આ કાર્યના પ્રતીકરૂપ તેના એન્જિનનું નામાભિધાન–સાહસ–Adventure—મીસીસ એડિંગ્ટને કર્યું અને આ રીતે અમદા-

# THE *Capehart*

automatic radiograms – prince among radiograms – for princes and people of means – world's finest automatic record changer playing 6 to 16 records 10 & 12" records intermixed, and immediate reversing – Capehart – incomparable everyway




the celebrated radio and automatic table radiograms of Swiss manufacture – for exquisite performance, tone and appealing cabinet designs

*Farnsworth*

latest American radios rich in tone – smart in appearane, perfect in performance



radios – popular English receivers of quality manufacture and performance perfect

for everything in

RADIO, CINE, SOUND, ELECTRICAL, REFR.GERATION Etc.

# INTERNATIONAL RADIO CO.

"MALBAR VIEW" CHAUPATY, BOMBAY 7

Phone : 22490

Telegrams : "GRAMORADIO"

વાદની પહેલી મિલ સ્થપાઈ અને અમદાવાદની આજની મિલ ઉદ્યોગની અપૂર્વ સિદ્ધિનું એ પ્રથમ પ્રભાત ઊઘડયું. શ્રી. રણછોડભાઇને 'રેંટિયાવાળા'નું અપૂર્વ બિરૂદ લોકસમૂહે આપ્યું.

અમદાવાદની પહેલી મિલ રૂા. એક લાખના ભંડોળથી ખૂલી. તેમાં ૬૩ માણસો કામે લાગ્યા. અને રૂા. ૫૦૦૦ ના શેરથી શરૂઆત કરી. બે શેર રણછોડભાઇના, બે મગનભાઇ કરમચંદના, એક હઠીસિંગ કેસરીસંગનો, એક પ્રેમાભાઇ હીમાભાઇનો અને એક વાંઇટ સાહેબનો; એમ સાત શેરના વેચાણથી આ મિલ શરૂ થઈ. મિલની બધી વ્યવસ્થા રણછોડભાઇ કરતા હતા અને તે બદલ રડૂ ટકા કમિશન મળતું. આ મિલની સ્થાપના પછી ૧૮૬૪ માં રેલવે વ્યવહાર અમદાવાદ સુધી પહોંચી ગયો અને ૧૮૬૭ માં રાયખડમાં શેઠ બહેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ બીજી મિલ કરી, અને તે પછી દસ વર્ષ એટલે ૧૮૭૭માં રણછોડભાઇએ ત્રીજી મિલ સારંગપુર દરવાજા બહાર માધુભાઇ મિલ ઊભી કરી અને ૧૮૭૮ માં મનસુખભાઇ ભગુભાઈએ ગુજરાત સ્પીનીંગ વીવીંગ મિલ શરુ કરી. એ રીતે યંત્રયુગની પહેલી વીશીમાં અમદાવાદમાં ચાર મિલો થઈ હતી.

## સૂતરની માગ વધતાં ઝડપી વિકાસ

આ નવા ઉદ્યોગને પગભર થવાનું તરત મળી ગયું. આ મિલોમાં પેદા થતું સૂતર ગુજરાતની શાળોમાં વપરાવા લાગ્યું અને વધુમાં ચીનની બજારમાં તેની નિકાસ થવા લાગી. મિલોનું થતું ઉત્પાદન ઓછું પડવા લાગ્યું અને મળતો નફો સૌને આકર્ષક લાગ્યો. આ ઉદ્યોગ સાહસ મટીને સફળતા બન્યો અને અમદાવાદના લક્ષ્મીનંદનોને પોતાની મૂડી પોતાની પાસે રહે, અને મૂડીને ખેવડાતી જોવાનું નજરે દેખાયું; એટલે આ ઉદ્યોગે ૧૮૮૦ પછી ઝડપી વિકાસને માર્ગે દોટ દીધી અને મિલઉદ્યોગમાં જાણીતાં એવાં કેટલાંક કુટુંબોએ ઝંપલાવ્યું અને ચોક્કસ સફળતાને લીધે જથ્થાબંધ મિલોની સંખ્યા વધતી ગઇ.

અમદાવાદના મિલઉદ્યોગના વિકાસનો ખ્યાલ નીચેના આંકડા આપશે :

અમદાવાદના મિલઉદ્યોગના વિકાસનો ખ્યાલ નીચેના આંકડા આપશે : ૧૮૭૯માં ૪ મિલ; ૧૮૯૩માં ૯ મિલ; ૧૮૯૬માં ૧૩ મિલ; ૧૮૯૮માં ૨૧ મિલ; ૧૯૦૦માં ૨૭ મિલ; ૧૯૦૬માં ૩૩ મિલ; ૧૯૧૦માં ૫૨ મિલ; ૧૯૨૬માં ૬૦ મિલ; ૧૯૩૩માં ૭૮ મિલ; ૧૯૩૯માં ૮૧ મિલો સ્થપાઈ ચૂકી હતી. આમાંની કેટલીક બંધ થઈ, ફડચામાં ગઈ અને કેટલીક મિલો ખરીદીને ભેગી પણ કરી દેવામાં આવી. આથી હાલ મિલોની ચાલુ સંખ્યા ૧૯૪૭ના ડીસેમ્બરમાં ૬૭ છે. અમદાવાદને એંશી મિલો આપી અને આ પ્રકારે અમદાવાદના એંશી વર્ષના આ ઉદ્યોગના આયુષ્યે અમદાવાદને એંશી મિલો આપી અને આ પ્રકારે અમદાવાદને હિંદના માન્ચેસ્ટર તરીકેનું ગૌરવાન્વિત સ્થાન મેળવી આપ્યું. છયાશી વર્ષના આયુષ્યમાં આ ઉદ્યોગને ચડતી–પડતીના ઘણા રંગપલટા જોવા અને વટાવવા પડયા છે; ૭ મુખ્ય તબક્કામાં એને વહેંચી શકાય. એ તબક્કા સને ૧૮૫૯ થી ૧૯૦૨, ૧૯૦૨ થી ૧૯૧૭, ૧૯૧૭ થી ૧૯૨૨, ૧૯૨૨ થી ૧૯૩૨, ૧૯૩૨ થી ૧૯૪૨ અને ૧૯૪૨ થી ૧૯૪૭ ના છે.

## ઉદ્યોગનો ઉગમ કાળ

૧૮૫૯ થી ૧૯૦૨ નો કાળ મિલઉદ્યોગના ઉગમનો કાળ હતો ત્યારે ઓછી મિલો અને ઉત્પાદનનું પ્રમાણ ઓછું હોવાને અંગે માલનો નિકાલ તુર્ત થઇ જતો અને પૂરતો નફો મળી રહેતો. મિલોમાં તૈયાર થતું સૂતર હિંદની હાથશાળોમાં વપરાતું અને તે ઉપરાંત ચીનમાં નિકાશ થતી હતી. જાપાન હજુ સૂતર કાપડના ઉદ્યોગમાં પડયું નહોતું અને ચીનમાં મિલો નંખાઇ નહોતી; એટલે

અમદાવાદ અને હિંદના માલને પહેલી ચીનની બજાર લાધી હતી અને તેનો પૂરો લાભ મિલના સૂતરને મળ્યો હતો આ ઊગતા ઉદ્યોગને ચીન જેટલા વિસ્તૃત બજારનો લાભ મળ્યો એ શુભગ ચિન્હ હતું અને તેના વિકાસક્ષેત્રને વધુ ખીલવવાનો લક્ષ્મીનંદનોનો મોહ વધતો જ ગયો

## સુવર્ણયુગ

૧૯૦૨ થી ૧૯૧૭નો તબક્કો વધુ વિકાસ, પ્રગતિ અને સફળતા લાવ્યો આજસુધી અમદાવાદની મિલો સૂતર તૈયાર કરતી હતી પણ હિંદના વાતાવરણમા સ્વદેશીની હિલચાલનો પ્રથમ સચાર થયો ૧૯૦૬ની બગભગની ચળવળે પરદેશી માલના બહિષ્કારનો નાદ ગજવ્યો અમદાવાદને પહેલા યત્રો મોકલનાર દાદાભાઇ નવરોજીએ સ્વદેશી અને સ્વરાજનો મત્ર કલકત્તામાથી ફૂકયો આ સ્વદેશી મત્ર લોકમાન્ય ટિળકે મહારાષ્ટ્રને, અરવિન્દબાબુએ ગુજરાતને, બિપિનચદ્ર પાલે બગાળને અને લાલા લજપતરાયે પજાબને આપ્યો અને હિંદનો જ માલ વાપરવો એ પ્રકારની પ્રજાજીવનમા પહેલી લાગણી ઉત્પન્ન થઇ સ્વદેશી વિના સ્વતત્રતા શકય નથી એમ સૌને લાગવા માડયુ. આ ચળવળે અમદાવાદના મિલમાલિકોને સૂતરમાથી કાપડ બનાવવાને પ્રેર્યા અને અમદાવાદે કાપડ તૈયાર કરવુ શરુ કર્યું લોકભાવનાની તીવ્રતાને જાડુ, ખરબચડુ કે અપ્રિય એવુ પહેલું તૈયાર થતુ કાપડ પણ પ્રિય લાગ્યુ માત્ર સ્વદેશી હોવુ જોઇએ એ તાને ગમે તેવા પહેલા તૈયાર થતા કાપડને માર્ગ મળ્યો અને માલના ઉત્પાદન કરતા કાપડની માગ વધુ રહી અમદાવાદના મિલમાલિકોને આ ચળવળનો સારો લાભ મળ્યો કાપડનો ઉદ્યોગ બીજા તબક્કે મોટી કમાણી આપતો થઇ ગયો

આ જુવાળ સમે, તે પહેલા યુરોપમા ૧૯૧૪મા મહાયુદ્ધ શરુ થયુ મહાયુદ્ધની પહેલી અસર પરદેશથી આયાત થતા માલ ઉપર થઇ આગબોટનો વ્યવહાર યુદ્ધને અગે ખોરભાઇ ગયો અને માલ આવતો ઓછો થઈ ગયો અને અટકી પણ ગયો હિંદને પોતાના કાપડ ઉપર જ અગ ઢાકવાનું રહ્યું પરદેશથી આયાત થતા માલની જગાએ દેશી માલ ઉપડવા લાગ્યો અને કાપડ બજારમા પડતી માલની અછતને અંગે અને ઓછા થતા ઉત્પાદનને અગે કાપડ બજારમા અપૂર્વ એવી તેજી આવી આ ઉદ્યોગના પાયા વધુ દૃઢ બન્યા મિલોમા પહેલી વાર રાતપાળી ચલાવવાની પદ્ધતિ પણ આ યુગમા અમલમા આવી ૧૯૦૨ થી ૧૯૧૭નો તબક્કો એ આ ઉદ્યોગનો સુવર્ણયુગ હતો

## સ્પર્ધા અને ઝીણું કાપડ

પહેલી વીશીમા સ્થપાએલી ચાર મિલોમાથી વધુ બે વીશીમા અમદાવાદને આગણે પચાસ મિલોના ભૂગળા ધુમાડા કાઢવા લાગ્યા અને કાપડ ઉદ્યોગમા ભારતવર્ષમા અમદાવાદનુ સ્થાન પ્રથમ બન્યુ વર્ષો વીતતા ગયા અને આ ઉદ્યોગનુ ભાવિ વધુ ને વધુ ઊજળુ બનતુ ગયુ તેમ તેમ રાજનગરના લક્ષ્મી નદનોએ અને મધ્યમવર્ગે પણ લાખ્ખોની રકમમા પોતાનુ ધન આ ઉદ્યોગને વધુ ને વધુ વેગવતો કરવાને રોકવા માડયુ આ ઉદ્યોગના પહેલા સાઠ વર્ષોની એકધારી તેજીએ સૌનુ ધ્યાન આ ધધા તરફ ખેચી રાખ્યુ મિલમાલિકોએ મળતા નફાઓ વ્હેચવા કરતા આ ઉદ્યોગના વધુ વિકાસમા રોકવાનુ પસદ કર્યું અને વધેલી મૂડી અને મિલોમા લોકધનનો થતો સગ્રહ આ ઉદ્યોગને દિન પર દિન બહલાવતા ગયા

૧૯૧૮મા મહાયુદ્ધ પૂરુ થયુ પાચ વર્ષના યુદ્ધથી થાકેલી બ્રિટનીન પ્રજાએ આર્થિક સકડામણનો ખૂબ રહેંસ સહ્યો હતો એટલે એ ભીડ ઓછી કરવાને તેણે પોતાના યત્રો સાજ કર્યા અને માલનુ ઉત્પાદન અને નિકાસ વધાર્યાં ૧૯૧૭ થી ૧૯૨૨નો તબક્કો આ રીતે શરુ થયો ૧૯૧૮ થી પરદેશી માલની આયાત વધવા લાગી અને મિલમાલિકોને ફરીથી સ્પર્ધામા ઊતરવુ પડ્યુ છેલા વર્ષોના કરેલા અતિઘણા નફાનો

પ્રાંતમાં ફેલાતો આ ઉદ્યોગ ભારે પડવા માંડયો કારણ કે એ પ્રાન્તોની બજાર હાથમાંથી સરકવા લાગી; અને સાથો સાથ ભાવની અંદર હરીફાઇ વધવા લાગી. આજ દિવસ સુધી આ ઉદ્યોગમાં અમદાવાદનું સ્થાન અનોખું રહ્યું હતું, ત્યાં બીજા પ્રાંતોની હરીફાઇએ અને અમદાવાદની ભૌગોલિક વિષમદશાને અંગે આ ઉદ્યોગમાં મંદીનો ઝોક આવ્યો. અમદાવાદને પોતાની ભૌગોલિક દશાનું જે તીવ્ર ભાન આજ સુધી નહોતું તે હવે થવા લાગ્યું; પણ એ સુધરી શકે તેવું નહોતું; એટલે બીજા પ્રાંતો સાથે માત્ર ઉદ્યોગની કક્ષા સુધારી અત્યારસુધીના અનુભવોનો નિચોડ પોતાના ઉદ્યોગને ટકાવી રાખવા જેટલી કુમક આપે તેટલો સુધારવા પ્રત્યે જ ધ્યાન આપવાનું રહ્યું. પ્રાંતોની હરીફાઇની સાથેસાથ પરદેશી કાપડની હરીફાઇ પણ તેટલી જ ભારે પડવા લાગી. જાપાને ચીનની બજાર ઉપર પ્રભુત્વ મેળવ્યું; એટલે સુતરની એ બજાર હાથમાંથી ગઇ; જાપાનીઝ કાપડ હિંદની બજારમાં ખૂબ પેસવા લાગ્યું; તેના હદ ઉપરાંત નીચા ભાવે મિલોના માલને ખૂબ ધક્કો આપ્યો; અને બ્રિટીશ ટાપુના ઝીણા માલે ફરીને પોતાનું વર્ચસ્વ જકાતની લાભદાયી નીતિને અંગે મેળવ્યું. અમદાવાદના મિલમાલિકોએ અને હિંદના ઉદ્યોગપતિઓએ ધારાસભા મારફતે હિંદના ઉદ્યોગોની સંરક્ષણ નીતિ માટે ખૂબ પ્રયત્નો કર્યા. આ પ્રયત્નોમાં અમદાવાદના પ્રતિષ્ઠિત મિલમાલિક શ્રી. કસ્તુરભાઇ લાલભાઇનો હિસ્સો અતિ મહત્ત્વનો છે. તેમના પ્રયત્નોએ કંઇક રાહત સરકાર પાસેથી મળી અને જાપાનના કાપડ ઉપર ઘણી મોટી જકાત નંખાઈ. પણ ઓટાવા કરારે બ્રિટીશ માલની સ્થિતિ તો વર્ચસ્વભરી જ રાખી હતી અને તેની સામે માત્ર માલની ઉત્તમતા અને ગુણવત્તાથી જ લડવાનું રહ્યું હતું. અમદાવાદના મિલમાલિકો શેઠ અંબાલાલ સારાભાઇ અને શેઠ કસ્તુરભાઇ લાલભાઇએ પોતાના વહીવટ તળેની

મિલોમાં બારીક સૂતરના વિધવિધ પ્રકારનાં કાપડ ઉત્પન્ન કર્યાં અને બીજી મિલોએ તેનું અનુસરણ કર્યું અને એ રીતે આ ઉદ્યોગને ટકાવી રાખવાના ભગીરથ પ્રયત્નો કર્યા. આ ઉદ્યોગનો વિકાસ આ તબક્કાથી અટકી ગયો. મિલોનાં ૮૧ ભૂંગળાંની ધૂણી દિનપ્રતિદિન ઓછી થવા લાગી. વધતી સ્પર્ધા અને મંદીના ઝોકમાં ઉત્પાદનમાં અધિક ખર્ચાથી ખાસ કરીને જૂનાં યંત્રોવાળી મિલોને મિલ વહીવટ ચલાવવો બહુ મોંઘો પડવા લાગ્યો. આ મંદીની અસર અમદાવાદની પહેલી સ્થપાયેલી 'શાહપુર મિલ' ઉપર પડી, અને તેને બંધ થવું પડયું. અમદાવાદનું પહેલું પાંગરેલું એ ફૂલ આ મંદીની જ્વાળામાં દાઝયું; અંતે ખરી પડયું, અને આ ઉદ્યોગના પિતા સમાન શેઠ રણછોડલાલ છોટાલાલનું પ્રથમ સાહસ આમ નામશેષ થયું.

મિલઉદ્યોગના વિકાસનો પારો પાછો હઠવા લાગ્યો. આ તબક્કામાં ૧૧ મિલોનાં યંત્રોના ધમધમાટ મંદીના કાળઘેરા વાતાવરણમાં મૂંગા બન્યા. મંદીની અને સંયોગોની વિષમતામાં વધારે ને વધારે ઘેરાતા આ ઉદ્યોગની વિષમતામાં ખાસ કરીને પરપ્રાંતોમાં ઊભી થયેલી મિલો અને પરદેશની મિલોની હરીફાઈએ મુખ્ય ભાગ ભજવ્યો હતો.

## કુનેહ અને કરકસરે ફટકા ઝીલ્યા

પહેલા મહાયુદ્ધ પહેલાં હિંદી મિલોનું સૂતર ચીન ખૂબ મોટા પ્રમાણમાં ખરીદતું હતું. ત્યાર પછી જાપાનનું વધતું વેપારી વર્ચસ્વ અને ચીનમાં જ મિલોની સ્થાપનાને લીધે હિંદના બજાર તરીકે ચીનનું મહત્ત્વ ઘટી ગયું. બીજી તરફ હિંદમાં જ સ્વદેશીની ચળવળે ઉદ્યોગને ખૂબ ઉત્તેજન મેળવી આપ્યું એટલે સૂતરની નિકાસનો પ્રશ્ન ઓછો મૂંઝવણભર્યો રહ્યો. કાપડનું ઉત્પાદન અને વપરાશ હિંદમાં વધતાં ગયાં. પરદેશી કાપડને ટક્કર મારે તેવું કાપડ વણાતાં અને સ્વદેશીની ભાવનાને કારણે પરદેશી કાપડની આયાત પણ ઘટી ગઈ. પરંતુ ફરી પાછો જાપાનના સસ્તા કાપડનો ધોધ હિંદમાં વહેવા લાગ્યો તેથી ઉદ્યોગને સખ્ત હરીફાઈનો સામનો કરવો પડયો. ઓછામાં ઓછું માત્ર બે આને વાર કાપડ ઉત્પન્ન કરવા સુધી મિલોને મહેનત કરવી પડી છતાં મંદીની ચોટ કેટલીય જૂની યંત્રસામગ્રીવાળી મિલોને વાગ્યા વિના ન રહી. આવી મુસીબતો મિલઉદ્યોગને હંફાવતી છતાં અમદાવાદે પોતાના અતિશય દીર્ઘદૃષ્ટિ અને કુનેહભર્યા વહીવટથી તેમ જ જાત દેખરેખથી ખૂબ કરકસર કરીને કાપડઉદ્યોગ પર પડતા ફટકા ઝીલ્યા અને ફરી પાછો મિલોને અઢળક કમાણીનો સમય બીજા મહાયુદ્ધે આણી આપ્યો.

## યુદ્ધ અને કમાણીનો અસાધારણ સમય

૧૯૩૯ માં યુરોપમાં યુદ્ધ ફાટી નીકળ્યું તે પહેલાં ચીન-જાપાન વચ્ચે યુદ્ધ ચાલતું જ હતું. ૧૯૪૧ ના ડીસેમ્બરમાં તો જાપાને અમેરિકા ઉપર પણ ફટકો મારીને યુદ્ધ આરંભ્યું. આ સંજોગોમાં અને જહાજોની તંગીને તથા સાગરોની બિનસલામતીને કારણે પરદેશની આયાતો તો તદ્દન જ નજીવી થઈ ગઈ. તેથી ૧૯૪૦ માં હિંદના મિલઉદ્યોગનો નવો આબાદીનો તબક્કો શરૂ થયો. હિંદની મિલો પાસે કાપડની માંગ અસાધારણ વધી. ઘણીખરી મિલો દિવસ અને રાત ચાલવા માંડી. લશ્કરી જરૂરિયાત માટે પણ હિંદ પાસે ખૂબ મોટી માગણી મુકાઈ અને ઉત્પાદનના લગભગ ૩૫ ટકા જેટલો માલ તો સરકારે પોતે જ યુદ્ધની જરૂરિયાતો માટે ખરીદી લેવા માંડયો.

આ દરમ્યાન હિંદના રાજકીય વાતાવરણમાં પણ ગરમી આવી ગઈ હતી. ૧૯૪૨માં 'ચલે જાઓ'ની લડત અને તોફાનોએ હિંદમાં અસાધારણ ગેરવ્યવસ્થા ખડા કર્યા. અમદાવાદની મિલો લગભગ સાડાત્રણ માસ બંધ રહી અને ઉત્પાદનમાં ૨૫ થી ૩૦ ટકાનો ઘટાડો થયો. આથી તથા પરદેશની

આયાત બિલકુલ બંધ, લશ્કરી માંગનું મોટું પ્રમાણ, નજીકના પડોશી દેશોને કાપડ પૂરું પાડવાની જરૂર વગેરેને લીધે ૧૯૪૨ના અંતે કાપડના ભાવો ખૂબ ઊછળ્યા. ૧૯૪૨ના ઓગસ્ટ પહેલાં જે ભાવો હતા તે કરતાં લગભગ ૩ ગણા ભાવો નવેમ્બર–ડીસેમ્બરમાં થઇ ગયા અને ૧૯૪૩માં ઘણી જાતોમાં ચારથી પાંચ ગણા ભાવ થઇ ગયા ! સરકારે વધારાના નફા પરનો કર નાખ્યો, નોટોનાં કાગળિયાં અગણિતની કિંમતનાં છપાઇને બજારમાં ફરતાં કરાયાં તેથી ફુગાવો ખૂબ વધ્યો અને બધા ભાવો આસમાને ચડ્યા. મોંઘવારીને લીધે જીવનધોરણનો આંક ખૂબ ઊંચે ચડતાં મિલઉદ્યોગે મજૂરોને મોંઘવારી ભથ્થાંની મોટી રકમ આપવાની જરૂરી બની. યુદ્ધસમયના ખાસ જરૂરના ઉદ્યોગોમાં આની ગણતરી હોવાથી મિલઉદ્યોગ પર સરકારના અંકુશ વધવા માંડ્યા અને છેવટે કાપડનો અંકુશ અને માપબંધી દાખલ થયાં. કાપડના ભાવ સરકારે બાંધ્યા તે પણ ૧૯૪૨ પહેલાંના ભાવ કરતાં ત્રણથી ચાર ગણા તો હતા જ. મિલોની કમાણી લાખોમાં ગણાવા માંડી અને અમદાવાદમાં અકલ્પ્ય એવા, એક વર્ષમાં એક કરોડ રૂપિયાથી વધુ નફા સુધી કેટલીક મિલો પહોંચી! કેલીકો મિલે સરકારને એક જ વર્ષના નફા પરના કરવેરા માટે એક કરોડ વીસ લાખ રૂપિયાનો એક જ ચેક લખીને મિલઉદ્યોગની જંગી કમાણીનો સીમાસ્તંભ રોપ્યો. ઘોડાપૂર આવે ત્યારે પાણી પોતાની ઊંચામાં ઊંચી સપાટીની નિશાની મૂકી જાય છે. એ રીતે એ ચેક મિલઉદ્યોગના ઇતિહાસમાં જનતાને ભોગે વધુમાં વધુ કમાણીની નિશાની ( High Watermark ) તરીકે યાદગાર રહેશે.

## જનતાની હાય લીધી

૧૯૪૨ પછી આજ સુધી મિલોની કમાણી ખૂબ મોટી રહી છે. કાપડની ભારે મોંઘવારી અને પાછળનાં દોઢેક વર્ષથી કાપડની કારમી તંગી અને કાળાંબજારથી જનતા ભીંસાઇ રહી છે. માથાદીઠ છ મહિને ૧૦ વાર કાપડની હાસ્યજનક માપબંધી અમલમાં છે તેથી કાળાંબજારના અને હાથશાળના કાપડનું ચલણ ખૂબ વધ્યું છે. આમાં એક હકીકતની નોંધ લેવી ઘટે કે મિલો તરફથી કુલ ઉત્પાદનની જે ગાંસડીઓ સરકતી કાપડ મહાજનને સોંપવામાં આવે છે તે તેની ખાસ વહેંચણી સમિતિ દ્વારા એટલી ઉત્તમ રીતે વહેંચાય છે કે બિનસરકારી વહેંચણી–વ્યવસ્થામાં અમદાવાદના એ હિંદવિખ્યાત મહાજને વધુ પ્રતિષ્ઠા મેળવી છે. કાપડ ઉદ્યોગના આ ૧૯૪૨–૪૭ ના તબક્કામાં ઉદ્યોગે જુદી જુદી રીતે મુસીબતો વેઠી છે, સાધનોની તંગી અને ભીષણ મોંઘવારી અનુભવ્યાં છે પરંતુ એ બધાનો બોજ છેવટે તો કાપડ વાપરનારને શિરે જ ઓઢાડી દેવાયો છે. મિલમાલિકો તો લાખોને હિસાબે કમિશનો કમાતા જ રહ્યા છે અને કાપડના ભયંકર ઊંચા ભાવો અને કાળાંબજારોએ અમદાવાદના અને સમસ્ત હિંદના કાપડ ઉદ્યોગને કપાળે કલંક ચોંટાડ્યું છે જનતાની જરૂરિયાત અને જનતાની સ્થિતિનો ઉદ્યોગે વિચાર કર્યો નથી. પૈસા વધુ કમાવા માટે ઝીણું કાપડ જ ઉત્પન્ન કર્યાં કરીને કુલ ઉત્પાદન ઘટાડી તંગી ઊભી કરી છે અને એનો લાભ ઉઠાવ્યો છે. જનતાની હાય કદી ખાલી જતી નથી એટલે ઉદ્યોગે હવે પછીના તેના ભાવિ માટે ચેતતા રહેવાનું છે.

## ૧૯૪૮થી નવા તબક્કાની શરૂઆત

૧૯૪૭ના ડીસેમ્બરની ૧લી તારીખથી કાપડનું શાળદીઠ ઉત્પાદન વધારવાની યોજના અમલમાં આવવી શરુ થઇ છે. કાપડ સહેજ જાડું અને ટકાઉ કાઢવાથી ઓછા કાપડે વધુ સમય ચાલી શકે અને તંગી ઓછી જણાય એ હેતુથી યોજના ઘડવામાં આવી છે અને તેમાં ૬૦×૮૦થી ઝીણું કાપડ નહિ વણવાનો સમાવેશ થાય છે. ઘણી ખરી મિલો વધુ નફો મેળવવા ઝીણું કાપડ જ તૈયાર કરે છે તેથી કાપડ વારમાં ઓછું ઉત્પન્ન થાય છે. તે સ્થિતિ દૂર કરવાનો આ યોજનાનો પ્રયાસ છે,

સરકાર એમાં કેટલી સફળ થાય છે તે જોવાનું રહે છે કેમકે મિલમાલિકો જ્યાં સુધી કાપડ વાપરનારની જરૂરિયાત કરતાં કમાણીને પ્રથમ સ્થાન આપવાની દષ્ટિ બદલી સહકાર ન આપે ત્યાંસુધી એમાં કેટલી સફળતા મળશે એ કહેવું મુશ્કેલ છે. બીજી તરફ કાપડનો અંકુશ સદંતર દૂર કરી નાખવાની પ્રજાની માગણી પણ જોરશોરથી ઉપડી છે અને ડીસેમ્બરની શરૂઆતમાં આ લખાય છે ત્યારે કાપડ પરનો અંકુશ ૧૯૪૮માં ચાલુ રહેશે કે કેમ એ કહી શકાય તેમ નથી. અંકુશ દૂર થતાં લોકોને કાપડ વધુ પ્રમાણમાં મળતું થશે અને હરીફાઈથી ભાવ નીચા આવશે એમ મનાય છે. મિલઉદ્યોગનો જંગી કમાણીનો આ પાંચ-છ વર્ષનો તબક્કો લગભગ પૂરો થવા આવ્યો છે. પણ કાપડ ઉદ્યોગ રાષ્ટ્રનો મુખ્ય ઉદ્યોગ હોવાથી તેમાં એવી અસાધારણ મંદી નહિ આવે કે જેથી એના અસ્તિત્વનો ભય ઊભો થાય. પરંતુ મિલની કુલ મૂડીના ૪૦૦ ટકા જેટલા નફાના અસાધારણ દિવસો તો હવે આથમી ગયા કહેવાય. મિલઉદ્યોગ ૧૯૪૮થી હવે નવા તબક્કામાં પ્રવેશ કરે છે એમ ગણવું જોઈએ કેમકે હિંદની આઝાદી સાથે ઉદ્યોગનીતિમાં ફેરફાર થશે જ અને જનતાને રાહત માટે માલ સસ્તો થાય એવા દરેક પ્રયાસ થશે જ.

આ ઉદ્યોગના ખરા વિકાસ માટે ઉદ્યોગપતિઓએ પોતાનું લક્ષ ઝીણા સૂતરનું કુમાશદાર કાપડ ઉત્પન્ન કરવા તરફ પરોવ્યું અને દિન પ્રતિદિન હિંદી મિલોમાંથી વધુને વધુ ઝીણું સૂતર અને બારીક કાપડ નીકળી રહ્યું છે. આ ઉદ્યોગની શરૂઆતના દિવસોમાં માત્ર જાડું સૂતર અને ધીંગું કાપડ તૈયાર થતું; પણ ધીરે ધીરે પૂર્વનાં બજારો ગુમાવી દેવાને અંગે અને જાપાનની સ્પર્ધાને અંગે, હિંદી મિલોને લાંબા તારનું રૂ વાપરી ઝીણું કાપડ કાઢવાનું અનિવાર્ય બન્યું. ૧૯૧૪-૧૮ ના મહાયુદ્ધ પહેલાં હિંદમાં તૈયાર થતા કાપડનો માત્ર ½ ટકો ૪૦ નંબરના સૂતરનો હતો; અને જ્યારે આજે તે ૪૦ ટકાથી પણ વધારે પહોંચ્યો છે.

**અમદાવાદના મિલઉદ્યોગની વિશિષ્ટતાઓ**

અમદાવાદના આ ઉદ્યોગના છયાશી વર્ષના ઘડતર અને વિકાસના ઇતિહાસનું વિહંગાવલોકન કર્યા પછી એટલું તો સ્હેજે ખ્યાલમાં આવી જાય છે કે અમદાવાદે પોતાની ખાસ વિશિષ્ટતાઓથી આ વિકાસ સાધ્યો છે. આમાં પહેલી વિશિષ્ટતા તેની મૂડી એકત્ર કરવાની પ્રથાની છે. અમદાવાદની મિલોમાં શહેરની જનતાની લાખો રૂપિયાની ડીપોઝીટો પડેલી છે. મોટા ભાગની મિલોની મૂડીમાં અને વર્કીંગ ફંડમાં બેન્કો કે શરાફોનો ફાળો સાવ નજીવો જ છે. પ્રજાનાં નાણાં સાથે મિલ-એજન્ટોનું તો લગભગ સર્વસ્વ એમાં રોકાયેલું હોય છે. જરૂરી મૂડીનો ત્રીજો કે ચોથો ભાગ જ શેરો મારફત મેળવવામાં આવતો અને બાકીની રકમ પ્રજાનાં નાણાંમાંથી ડીપોઝીટો દ્વારા મેળવી લેવાતી. આ કારણથી મિલોમાં સમગ્ર શહેરનું હિત હતું અને ઉદ્યોગની સાથે જ હજારો કુટુંબોનું નસીબ પણ સંકળાયેલું છે. પહેલાંની મહાજનસત્તાક સમાજવ્યવસ્થાને કારણે મિલઉદ્યોગના સ્થાપકોની પ્રતિષ્ઠા, આંટ એવાં હતાં અને પ્રજાનો તેમનામાં વિશ્વાસ એટલો બધો હતો કે એણે આ પ્રથામાં મુખ્ય ફાળો આપ્યો છે. શ્રી. રણછોડલાલ છોટાલાલે પ્રથમ મિલની મૂડી એ રીતે જ ઊભી કરેલી અને શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈએ ૧૯૩૯ માં એક લેખમાં લખ્યું હતું તેમ 'દુનિયામાં કોઈપણ દેશમાં લોકોનું નાણું કોઈપણ ઉદ્યોગમાં આવી રીતે રોકાયલું નથી' એ જોતાં અને ૧૯૪૩ પહેલાંનાં છેલ્લાં ૩૦-૪૦ વર્ષમાં મિલો પાસેની લોકોની ડીપોઝીટોની મૂળ રકમમાં નોંધપાત્ર ફેરફાર થયો નહોતો એ હકીકત મિલઉદ્યોગ પર અમદાવાદનું કેટલું વિશ્વાસભર્યું અવલંબન છે તેનો અને ઉદ્યોગના વિકાસ પાછળ કામ કરતા એ વિશિષ્ટ તત્ત્વનો ખ્યાલ આપે છે. અમદાવાદને માટે આ પ્રથા ગૌરવ લેવા જેવી છે. પરંતુ ૧૯૪૩માં મિલઉદ્યોગની

કમાણી ખૂબ વધી અને તે ત્રણ ચાર વર્ષ સુધી એવી ને એવી ટકી રહી તેથી ડીપોઝીટોનું વ્યાજ ઘટાડાતું ગયું અથવા ડીપોઝીટોની મુદત પૂરી થતાં ફરી વખત મુદત લંબાવાઈ કે ડીપોઝીટો રાખવાનું સ્વીકારાયું નહિ એટલે ૧૯૩૯–૪૦માં આશરે રૂ. સાડા પાંચ કરોડ જેટલી જાહેરજનતાની ડીપોઝીટો હતી તે ૧૯૪૭ સુધીમાં ઘટી ગઈ હોવાનું જણાય છે અને અત્યારે આશરે રૂ. ૨॥–૩ કરોડનો અંદાજ ગણાય છે. બીજી તરફ લોકો પાસે નાણું વધ્યું અને તે ક્યાં રોકવું એ સવાલ ઊભો થયો તેથી જ અમદાવાદમાં બેન્કીંગનો જે પહેલાંના વર્ષોમાં વિકાસ નહોતો થયો તેટલો ૧૯૪૨ પછી થયો અને ઘણી બેન્કોની નવી શાખાઓ અમદાવાદમાં સ્થપાઈ અને જૂની બેન્કો પાસે લાખોને હિસાબે ડીપોઝીટો વધી. મિલઉદ્યોગમાં જ પહેલાં જનતાનું ફાજલ નાણું રોકાતું તેથી બેન્કોનો વિકાસ ૧૯૩૦–૩૫ પહેલાં શહેરના વિકાસ સાથે સપ્રમાણ નહોતો તે હવે થયો છે કેમકે મિલઉદ્યોગમાં પ્રજાનું ફાજલ બધું જ નાણું રોકી શકાતું નથી.

દેશનાં મિલઉદ્યોગ કેન્દ્રોમાં અમદાવાદ સહુથી શાંતિમય કેન્દ્ર છે એ નિર્વિવાદ છે. મૂડી અને મજૂરી વચ્ચે અહીં ઝઘડા થયા જ નથી એવું નથી પરંતુ જ્યારથી વર્ગભાનની આધુનિક હવા અસરી ત્યારથી પૂ. ગાંધીજીની પ્રેરણાથી અમદાવાદનું મજૂરસંગઠન વિશિષ્ટ રીતે જ બંધાયું છે અને લવાદ પ્રથાના પ્રભાવે મિલઉદ્યોગની પ્રગતિ ખૂબ શાંતિમય કારકિર્દીમાં સધાઈ શકી છે. ઔદ્યોગિક શાંતિનાં મીઠાં ફળ અમદાવાદે ચાખ્યાં છે અને મિલઉદ્યોગમાં વધુ પોસાણ અને વધુ પ્રગતિ એને જ આભારી છે. મજૂર મહાજનનાં છેલ્લાં ૩૦ વર્ષના અસ્તિત્વમાં મૂડી–મજૂર ઝઘડા ઘણા પડ્યા છે પરંતુ તેનાથી ઉદ્યોગને ધક્કો પહોંચ્યો નથી. છાશવારે ઝઘડા, હડતાળો, ભાંગફોડ વગેરે અહીંના ઉદ્યોગે સામ્યવાદી

મંડળ સિવાય બીજી રીતે અનુભવ્યાં જ નથી એમ કહીએ તો ચાલે. મજૂર મહાજનની કારકિર્દીએ મિલઉદ્યોગને ખૂબ સમૃદ્ધિ અપાવી છે અને તેમાં લવાદી પ્રથા એ આપણા શહેરના ઉદ્યોગની બીજી વિશિષ્ટતા છે.

કાપડની વહેંચણીની પ્રથા એ તેની ત્રીજી વિશિષ્ટતા છે. મસ્કતી કાપડ મહાજન જેવું સુસંગઠિત, સત્તાશાળી, સમૃદ્ધ અને પ્રતિષ્ઠિત એવું કોઈ બીજું વેપારી મહાજન ભાગ્યે જ મળી આવે. મસ્કતી કાપડ મહાજન મિલમાલિકો સાથે મળીને કાપડની યોગ્ય વહેંચણી દાયકાઓથી કરતું આવ્યું છે અને મિલો સાથે કાપડ-સૂતરના કબાલા કરે છે. આ કબાલાના પાલનમાં કંઇ મતભેદ પડે તો તેનો નિકાલ લવાદ અને સરપંચની પદ્ધતિથી જ લાવવામાં આવે છે. એથી કાપડના ઝઘડા કોર્ટો સુધી બહુ જતા નથી. ઉત્પાદક અને વેપારી વચ્ચેના સંબંધો એથી સારા ટકી રહ્યા છે અને મસ્કતી મહાજન એક ભારે શક્તિશાળી, વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ તેમ જ કરોડો રૂપિયાની આંટવાળું મહાજન બનીને ઉદ્યોગને ખીલવી રહ્યું છે. ૧૯૪૩માં કાપડની ભારે અછત વર્તાયા પછી કાપડ પર અંકુશ આવ્યા બાદ ક્વોટા પદ્ધતિ અમલી બનતાં પણ મસ્કતી મહાજને સ્થાનિક અને દેશાવર કાપડની વહેંચણી ખૂબ નિપુણતાથી કરી છે. તેની કાપડ વહેંચણી સમિતિએ આખા દેશમાં એની આ સુંદર કાર્યક્ષમ વહેંચણીથી પ્રતિષ્ઠા મેળવી છે અને મસ્કતી મહાજનની આંટ દેશદેશાવરમાં વધારી છે. કાપડનો અંકુશ હતો તે દરમ્યાન કાળાં બજારો નથી થયાં એમ નથી, પરંતુ મુંબઈ અને અન્ય ઉદ્યોગ કેન્દ્રોના પ્રમાણમાં કાપડની વહેંચણી અમદાવાદમાં વધુ સારી રીતે થઈ શકી છે. શહેરનાં બીજાં વેપારી મહાજનો ઉપર પણ મસ્કતી મહાજનની ભારે મોટી અસર પડેલી દેખાય છે.

મિલઉદ્યોગની આ વિશિષ્ટતાઓ જેમ તેની પ્રગતિ સાધનારી બની છે તેમ પહેલી વિશિષ્ટતા એના વિકાસને અમુક દષ્ટિએ રોકી રહી છે. ડીપોઝીટોની પ્રથાથી મેનેજીંગ એજન્ટો અને તેમનાં સગાંસંબંધીઓનું નાણું મિલમાં રોકાયેલું હોવાથી મિલોના વિસ્તાર, સાહસવૃત્તિ અને સંશોધનવૃત્તિ પણ મર્યાદિત બની જાય છે. અમદાવાદની લગભગ આખી વસતીનો આધાર આ એક જ ઉદ્યોગ ઉપર હોવાથી, શહેરની સમૃદ્ધિ સર્જતા આ ઉદ્યોગ માથે મોટો બોજો થઈ પડે છે. વળી મજૂર-માલિક વચ્ચેની લવાદપ્રથાએ અમદાવાદમાં ઔદ્યોગિક શાંતિનો લાભ આપવા સાથે મજૂરોનું પગારધોરણ મિલઉદ્યોગનાં બીજાં કેન્દ્રો કરતાં ઘણું ઊંચું સ્થાપ્યું છે. પરંતુ મજૂરની કાર્યદક્ષતામાં નોંધપાત્ર વધારો કર્યો નથી. આથી ઉત્પાદન બીજા દેશો કરતાં તો આમેય હિંદમાં મોંઘું છે એમાં વળી અમદાવાદમાં તે વધુ ખર્ચાળ બન્યું છે. અમદાવાદના મિલએજન્ટોની જાતદેખરેખ અને કરકસરને લીધે જ આ ઉદ્યોગમાં આપણે ટક્કર ઝીલી શક્યા છીએ. બાકી ભૌગોલિક દષ્ટિએ, આર્થિક દષ્ટિએ, કાચામાલની અને કોલસા વીજળી વગેરે યંત્રશક્તિની દષ્ટિએ અમદાવાદને લાભ કરતાં ગેરલાભ વધારે છે. છતાં ભાંગેલા અમદાવાદને મિલઉદ્યોગે જ ફરી સજીવન કરીને ધનગનતું કર્યું છે એમાં શંકા નથી. અમદાવાદની ભૂમિમાં જ રહેલી વાણિજ્યવૃત્તિ અને વિશિષ્ટ વેપારબુદ્ધિને પ્રતાપે જ એ સિદ્ધિ મેળવી શકાઈ છે. હિંદ સરકારના કાયદાકાનૂનો અને કરવેરામાંથી બચવા અમદાવાદના કેટલાક મિલએજન્ટોએ નજીકનાં દેશીરાજ્યોમાં મિલો કરવાની પ્રવૃત્તિ છેલ્લાં થોડાં વર્ષમાં વધારી છે એની નોંધ અહીં લેવાવી ઘટે છે.

હકીકતો અને માહિતીનો સંગ્રહ એ જ આ પુસ્તકનો હેતુ હોઇને મિલઉદ્યોગની ઉણપો નોંધવાનું કે એનાં છેલ્લાં પાંચ વર્ષનાં પ્રજાવિરોધી કાર્યો નોંધવાનું અથવા તો ઉદ્યોગના ભાવિ વિષે આશાવાદી કે નિરાશાવાદી આગાહી કે અનુમાનો કરવાનું અહીં અસ્થાને માન્યું છે. પરંતુ આઝાદ

હિંદની ઔદ્યોગિક નીતિ, ચાવીરૂપ ઉદ્યોગોના રાષ્ટ્રીકરણની નીતિ પડાવાનો સંભવ અને રાષ્ટ્રનિયોજન એ બધાની વ્યાપક અસરોમાં અમદાવાદનો મિલઉદ્યોગ પણ ઝપાટામાં આવશે જ, ત્યારે તે પોતાની વિશિષ્ટતાઓને જોરે ટકી રહે અને પ્રજાના હિતમાં પ્રગતિ સાધે એવી આશા જરૂર વ્યકત કરવી જોઈએ.

---

# અમદાવાદની ટેલીફોન વ્યવસ્થા

*આધુનિક અમદાવાદના વિકાસમાં સંદેશા વ્યવહારના અનિવાર્ય સાધન તરીકે ટેલીફોને ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે આજથી બરાબર ૫૦ વર્ષ પહેલાં અમદાવાદમાં પહેલો ટેલીફોન ગોઠવવામાં આવ્યો હતો ૧૮૯૭ થી ૧૯૪૭ના ૫૦ વર્ષમાં ટેલીફોન વ્યવસ્થામાં થયેલા વિકાસનું વિહંગાવલોકન કરતો નીચેનો લેખ અમદાવાદ ટેલીફોન્સના એક્ઝીક્યુટિવ એન્જિનિયર શ્રી. દેવેન્દ્ર ચંદ્ર દે એ ખાસ તૈયાર કરી આપ્યો છે. એ ઘણી રસમય વિગતો પૂરી પાડે છે.*

*

ટેલીફોનની શોધ થયા પછી બહુ જ થોડા સમયમાં લંડનના કેટલાક આગેવાન દીર્ઘદૃષ્ટા સજ્જનોને માત્ર યુરોપમાં જ નહિ પણ એશિયામાં પણ એની વિશાળ શકયતાઓનો સાચો ખ્યાલ આવી ગયો. આ સજ્જનોમાં પ્રોફેસર થોમસ આલ્વા એડીસન, સર વિલિયમ થોમસન એફ.એસ., ડી. એલ. આર. એસ. એમ. આઇ. સી. ઇ. (પાછળથી જેઓ લોર્ડ કેલ્વીન તરીકે ઓળખાયા તે) અને ટેલીફોનના સંશોધકોમાંના એક પ્રોફેસર એલેકઝાન્ડર ગ્રેહામ બેલનાં નામો મુખ્ય છે. તેમણે ઓરિએન્ટલ ટેલીફોન કંપની લિમિટેડની સ્થાપના કરી અને જગતના જુદા જુદા ભાગોમાં ટેલીફોન એક્ષચેન્જો ઉઘાડવા માંડયાં.

હિંદના સર્વપ્રથમ અગ્રણી શહેર મુંબઇને હિંદમાં ટેલીફોન વ્યવસ્થાના આરંભસ્થાન તરીકે પહેલી પસંદગી, સ્વાભાવિક રીતે જ મળી. ઇ. સ. ૧૮૮૨નું એ વર્ષ હતું. ઓમ્બે ટેલીફોન કંપની લિમિટેડના અસલ પ્રોસ્પેકટસમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ તે વખતે એક્ષચેન્જના પહેલા લગભગ ૧૦૦ ગ્રાહકો નોંધાયેલા હતા. ત્યાર પછી તો આ પદ્ધતિનો વિદ્યુતગતિએ વિકાસ થયો છે.

## અમદાવાદમાં ટેલીફોનનું આગમન

આ કંપનીએ જ અમદાવાદમાં પણ પોતાની પ્રવૃત્તિ ૧૫ વર્ષ પછી વિસ્તારી અને ઇ. સ. ૧૮૯૭ના જુલાઇની ૧૭મી તારીખે ૩૪ ગ્રાહકોની સંખ્યા સાથે આ શહેરમાં ટેલીફોન વ્યવસ્થાનું પ્રથમ ઉદ્દ્ઘાટન થયું. તે વખતનું ટેલીફોન એક્ષચેન્જ જે 'મેગ્નેટો' પ્રકારનું હતું તે પાંચકૂવા દરવાજા પાસેના એક મકાનમાં ગોઠવાયું હતું અને આશરે ૨૦ વર્ષ એટલે ૧૯૧૬ સુધી ત્યાં એણે સફળતાથી ટેલીફોન વ્યવસ્થા ચલાવી. આ સમયે ટેલીફોન વ્યવસ્થામાં પ્રગતિ નોંધાઈ અને ગ્રાહક પોતાના ટેલીફોનના 'હુક' ઉપરથી રીસીવર માત્ર ઉપાડે એટલે તે એક્ષચેન્જ સાથે આપોઆપ જોડાઇ જાય તેવી સગવડ સાથેની સેન્ટ્રલ બેટરી યંત્રવ્યવસ્થા શાહપુર અને મિરઝાપુર રોડના જોડાણ પાસેના એક મકાનમાં ગોઠવીને તેનો આરંભ કરવામાં આવ્યો. ટેલીફોન વ્યવસ્થામાં આ એક સીમાસ્તંભ હતો. આ પદ્ધતિનો વિકાસ ઉત્તરોત્તર વધતો ગયો, વ્યવસ્થા વિસ્તારવી પડી અને ૧૯૨૨માં એક્ષચેન્જને એની સંપૂર્ણ શકિત સુધી વધારવામાં આવ્યું.

## ઓટોમેટિક ટેલીફોન

અમદાવાદમાં મિલઉદ્યોગના અસાધારણ અને ચમત્કારિક વિકાસને લીધે ટેલીફોનોની સંખ્યામાં એટલો બધો વધારો થયો કે કંપનીએ એવો નિર્ણય કર્યો કે અમદાવાદના ગ્રાહકોને ટેલીફોન સરવીસની

છેલ્લામાં છેલ્લી આધુનિક સગવડોનો લાભ મળવો જોઇએ. આથી છેલ્લી ઢબની 'લાઈન ફાઇન્ડર' આપોઆપ નંબર જોડતી (ઑટોમેટિક) ઢબની ૧૨૦૦ ગ્રાહકો માટે પૂરતી એવી યંત્રસામગ્રી મંગાવાઇ અને શાહપુર રોડ ઉપર નવા બંધાયેલા 'ટેલીફોન બીલ્ડીંગ'માં કંપનીના કાર્યકરોએ ઇ. સ. ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં આ વ્યવસ્થા ચાલુ કરી.

વિકસતા શહેરની આસપાસ તેના પરાઓ પણ સ્થપાય અને વિકસે છે અને એ નિયમમાં અમદાવાદ પણ કંઇ અપવાદરૂપ નહોતું છેક ૧૯૩૨ની સાલમાંજ નદીની પશ્ચિમે એલિસબ્રીજ વિસ્તારમાં ટેલીફોનની વધતી જતી માગને પહોંચી વળવા માટે ખાસ જુદું એક્ષચેન્જ બાંધવાની જરૂર પડી હતી ઇ સ. ૧૯૩૬માં તો આ એક્ષચેન્જને પણ 'ઑટોમેટિક' ઢબની યંત્ર સામગ્રીથી સજ્જ કરવામાં આવ્યું આ અરસામાંજ ટેલીફોન સરવીસમાં એક નવું તત્ત્વ ઉમેરાયું અને આપોઆપ કેટલા વાગ્યા છે તે જાહેર કરતી વ્યવસ્થા 'ટેલીફોન યંત્ર સાથે જોડેલી સીન્ક્રોનાઇઝડ ગ્રામોફોન રેકર્ડોથી આ વસ્તુ યાન્ત્રિક રીતે યોજવામાં આવેલી છે આજે કોઇ પણ ગ્રાહક ૦૪ નંબર જોડે તો તે કેટલા વાગ્યા એનો મિનિટે મિનિટ સુધ્ધાંતનો જવાબ સાંભળી શકે છે.

## વિપુલ વપરાશ

ટેલીફોનની માગ તો વધતી જ જતી હતી અને તેથી કંપનીએ ૧૯૪૦ની સાલમાં શહેરની દક્ષિણે રાયપુર દરવાજા નજીક એક વધારાનું એક્ષચેન્જ સ્થાપ્યું. આ એક્ષચેન્જ દ્વારા કાંકરિયા, જમાલપુર, અને મણિનગર વિસ્તારોની ટેલીફોન વ્યવસ્થા સચવાય છે. અમદાવાદ શહેરના વિસ્તારના પ્રમાણમાં તેનો ટેલીફોન વપરાશ ઘણો વધારે છે સેન્ટ્રલ એક્ષચેન્જમાં દરરોજના દર ટેલીફોન દીઠ ૨૭ 'કૉલ'ની સરેરાશ આવે છે, એલિસબ્રીજ એક્ષચેન્જમાં દરરોજ દર લાઇને ૨૦ 'કૉલ' અને રાયપુર દરવાજા એક્ષચેન્જમાં દરરોજ દર લાઇને ૪૫ 'કૉલ'ની સરેરાશ આવે છે.

આજે અમદાવાદ શહેરમાં ગુજરાત અને કાઠિયાવાડ વિભાગમાં સૌથી ઉત્તમ એવી ટેલીફોન પદ્ધતિ અસ્તિત્વમાં છે ટેલીફોન ખાતાના મુંબઇ વિભાગમાં ૨૨,૩૬૦ ગ્રાહકો નોંધાયેલ છે ત્યારે અમદાવાદ વિભાગમાં ગ્રાહકોની સંખ્યા ૨૧૫૦ જેટલી છે લોર્ડ કેલ્વીન, પ્રો એડીસન અને પ્રો ગ્રેહામ પોતાની દીર્ઘદૃષ્ટિના સુંદર પરિણામો જોવા અહીં આવી શકતા નથી એ ખરેખર ગ્લાનિ ઉપજાવે તેવું છે

હિંદમાં ખાનગી કંપનીઓ દ્વારા ચલાવાતી ટેલીફોન વ્યવસ્થાઓ પોતાને હસ્તક લઇ લેવાની હિંદ સરકારની નીતિ અનુસાર, તા ૧લી એપ્રિલ ૧૯૪૩ની સાલથી મોમ્બે ટેલીફોન સીસ્ટમને હિંદી તાર અને ટપાલ ખાતામાં સમાવી લેવામાં આવી અને તેવી જ રીતે અમદાવાદની ટેલીફોન વ્યવસ્થા પણ તા ૧ લી સપ્ટેમ્બર ૧૯૪૩ થી હિંદ સરકારને હસ્તક આવી ગઈ હતી બીજું વિશ્વયુદ્ધ તે વખતે પૂરજોશમાં ચાલતું હતું અને દરેક દિવસ વીતતો જાય તેમ તેમ ટેલીફોન અંગેની અત્યંત આવશ્યક સામગ્રી મેળવવામાં વધુ ને વધુ મુશ્કેલીઓનો અનુભવ થતો જતો હતો જેટલા મળી શકે તેટલા લગભગ તમામ સાધનસામગ્રી સંરક્ષણના તાકીદી કાર્ય માટે ફરજિયાત મેળવી લેવામાં આવતા હતા બરાબર તે જ સમયે ગ્રાહકો તરફથી પણ વધુ ટેલીફોનોની માગણીઓ પણ વધતી જ જતી હતી આ સંજોગોમાં ખાસ તાકીદની આવશ્યક સેવાઓની જરૂરિયાતની થોડીક સંખ્યા સિવાય નવા ટેલીફોનોની માગણીને ટેલીફોન ખાતું પહોંચી શકે તેવું રહ્યું જ નહોતું એ દેખીતું છે

## ટેલીફોનની તંગી દૂર થશે

૧૯૪૩ની સાલથી ૧૯૪૬માં યુદ્ધ પૂરું થયું ત્યાં સુધી વિવિધ કારણોસર ટેલીફોન વ્યવસ્થાની સ્થિતિ બહુ સંતોષકારક નહોતી ખરું જોતાં તો ચાલુ સરવિસને પણ કાર્યક્ષમ રીતે નભાવી

શકાય તેની ખાતરી મેળવવા માટે પણ જરૂરી સામગ્રીને અભાવે ટેલીફોન ખાતું ખૂબ સંકડામણમાં હતું. યુદ્ધનો અંત આવ્યા પછી પણ અમદાવાદની ટેલીફોન વ્યવસ્થાનો વિસ્તાર કરવાની શક્યતાઓ બહુ આશાસ્પદ નહોતી કેમકે ખાસ એક્ષચેન્જની સામગ્રી અને ટેલીફોન કેબલની બહુ જ તંગી હોવાથી તે મેળવવામાં ખૂબ મુશ્કેલી પડતી. આ બધી યંત્ર અને સાધનસામગ્રી મેળવવા માટે સરકારે દરેક પ્રયત્ન કર્યો છે અને એવી ધારણા રખાય છે કે, બહુ દૂરના નહિ તેવા ભવિષ્યમાં ટેલીફોન ખાતું જાહેર પ્રજાને નિરંકુશ રીતે જોઇએ તેટલા ટેલીફોનોની વ્યવસ્થા પૂરી પાડવાની સ્થિતિમાં આવી જશે. આ સમયે હિંદની સંસ્થાન સરકારની સ્થાપના એ ભાવિ માટે એક શુભ શુકન છે અને આ શહેરના સતત વિકાસ પામતા ઔદ્યોગિક જીવનની ખૂબ જ આવશ્યક જરૂરિયાત સમાન ટેલીફોનની તંગીથી અમદાવાદની પ્રજાને જે હાડમારી સહન કરવી પડે છે તે દૂર કરવા માટે શક્ય તમામ પ્રયાસો થશે એની એમાં ખાત્રી મળી રહે છે.

અમદાવાદના અત્યારના એક્ષચેન્જોની અત્યારની શકિત અને ભાવિ વિકાસની ધારણાનો ખ્યાલ નીચેના કોઠા ઉપરથી આવી શકશે.

| એક્ષચેન્જ | અત્યારની શક્તિ | ધારેલો વિકાસ |
|---|---|---|
| સેન્ટ્રલ એક્ષચેન્જ | ૧,૩૭૦ | ૩,૦૦૦ |
| એલિસબ્રીજ ,, | ૩૫૦ | ૨,૦૦૦ |
| રાયપુર ગેટ ,, | ૫૦૦ | ૨,૦૦૦ |

યુદ્ધોત્તર વિકાસ યોજનામાં અત્યારે અસ્તિત્વ ધરાવતાં બધાં જ એક્ષચેન્જોને ઉપર દર્શાવ્યા પ્રમાણે તેની વધુમાં વધુ શક્તિ સુધી યંત્રસજ્જ કરવાની ધારણા રખાઈ છે અને એક નવું ઑટોમેટિક એક્ષચેન્જ જેને કેન્ટોન્મેન્ટ એક્ષચેન્જ કહેવાશે તે કેમ્પ અગર શાહીબાગ વિસ્તારમાં શરૂઆતમાં ૨૦૦ ગ્રાહકોની સગવડ પૂરતું સ્થાપવાની યોજના પણ વિચારાઇ છે.

# ✿ ✿ ✿ પ્રગતિમાં વીજળીનો ફાળો

તેત્રીસેક વર્ષ ઉપર જ્યારે અમદાવાદમાં વીજળીનાં પહેલાં પગરણ થયાં તે પહેલાં શહેરના નગરપાલકોએ પોતાના આ પુરાણા કાળના શહેરમાં પોતાને આ ભયંકર અને અનિચ્છનીય લાગતી શોધ દાખલ નહિ કરવાની એના પ્રયોજકોને વિનંતી ગુજારી હતી! આજે એ જ શહેરના આશરે ૨૨૦ માઇલ જેટલા લાંબા રસ્તાઓને ૮૬૦૦ બત્તીઓ વીજળીના પ્રકાશથી ઝળહળતા રાખી રહી છે, ૧૦૦ ચોરસ માઇલમાં અમદાવાદ ઇલેક્ટ્રીસીટી કું. લિ. ની પ્રવૃત્તિનો વિસ્તાર છે! અને ૨૩૫૦૦ ગ્રાહકો છે. અમદાવાદની પ્રગતિમાં વીજળીના વપરાશની દિશામાં થયેલી પ્રગતિનો ફાળો ઘણો મોટો છે.

છેલ્લાં તેત્રીસ–ચોત્રીસ વર્ષમાં જનતાના દરેક વર્ગે વીજળીને અપનાવી છે. આ વર્ષોએ વીજળીને એક દેખીતા વૈભવમાંથી ગરીબમાં ગરીબ શહેરીને પણ પહોંચતી એક સગવડના રૂપમાં બદલાતી નીરખી છે. કંપનીની સ્થાપના ૧૯૧૩માં થઇ હતી પરંતુ તેનાં વિદ્યુતશક્તિ ઉત્પન્ન કરનાર ત્રણ ૯૪ કિલોવોટ ડીઝલ ઑઇલ એન્જિનોનો પહેલો જ પ્લાન્ટ પહેલા મહાયુદ્ધને લીધે હિંદ પહોંચતાં ઢીલ થઈ તેથી વીજળીનો પ્રવાહ તો ઇ.સ. ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં ચાલુ થયો હતો. તે વર્ષના સપ્ટેમ્બર સુધીમાં ૨૬૧ ગ્રાહકોને વીજળીનાં જોડાણો અપાઈ ચૂક્યાં હતાં અને ૨૬૮ બત્તીઓ રસ્તાઓ પર પ્રકાશ પાથરવા લાગી હતી. ૧૯૧૬માં કામકાજના પ્રથમ આખા વર્ષ દરમ્યાન વીજળીનો વપરાશ ૧॥ લાખ યુનિટનો થયો હતો જ્યારે આજે તેથી બમણા એટલે ૩॥ લાખથી વધુ યુનિટ તો દરરોજ વપરાઇ રહ્યા છે! અમદાવાદ મ્યુનિસિપાલિટી વર્ષ દિવસે પહેલાં માત્ર ૪૨૦૦૦ યુનિટ વીજળી વાપરતી હતી તેનો વપરાશ વધીને અત્યારે માત્ર દીવાબત્તીમાં જ લગભગ ૧ કરોડ યુનિટ વપરાય છે. મ્યુ.ની પ્રગતિશીલ નીતિને લીધે વોટર વર્કસ અને ડ્રેનેજ પમ્પીંગ સ્ટેશન અને ટ્રાફિક લાઇટો પણ વીજળીથી જ ચાલી રહ્યાં છે.

૧૯૧૭ થી કંપનીના વિકાસનો આરંભ થયો. ઘરોમાં બત્તી, પંખા અને રસ્તાની રોશનીથી આગળ વધી મિલઉદ્યોગમાં વીજળીનો વપરાશ આરંભાયો તે માટે આ વર્ષ નોંધપાત્ર છે. વીજળીની શક્તિ માગનાર પહેલી બે મિલો તે એડવાન્સ મિલ અને જ્યુબિલી મિલ હતી. કંપનીની શક્તિની મર્યાદા ત્યાં આવી ગઇ અને યુદ્ધ પૂરું થતાં સુધી મહામુશ્કેલીએ કંપનીના કાર્યકરોએ કામ ચલાવ્યે રાખ્યું. ૧૯૨૧ માં બે ૧૬૨ કીલોવોટનાં જનરેટર આવ્યાં અને પછી તરત ૧૯૨૩ માં પણ બીજાં બે ૧૬૨ કીલોવોટનાં જનરેટરો લાવવાં પડ્યાં. કંપનીના કામકાજનો આરંભ શાહપુરમાં થયો હતો પરંતુ વર્ષો વીતતાં યંત્રોની સંખ્યા વધતી ચાલી. ૧૯૨૪ માં ત્રણ ૫૦૦ કીલોવોટનાં યંત્રો ગોઠવાયાં. વળી ૧૯૨૬ માં એક ૬૦૦ કીલોવોટનું યંત્ર આવ્યું. ૧૯૩૪ સુધીમાં ૨૯૧૦ કીલોવોટનાં ડીઝલ એન્જિન જનરેટરો કંપની પાસે હતાં. શહેરમાં વીજળીનો વપરાશ વધતો જ જતો હતો અને કંપનીનો વિસ્તાર પણ અસાધારણ ઝડપથી થતો જતો હતો. રૂ. પાંચ લાખની મૂડી સ્થાપના સમયે હતી તે વધીને ૧૯૩૯ માં તો રૂ. ૭૫ લાખની થઇ હતી અને તેના શેરો માટે પડાપડી થતી. આજે અમદાવાદ ઇલેક્ટ્રીસીટી કંપની લિ.ની ભરપાઇ મૂડી રૂ. ૨ કરોડની છે! મૂડીનો વધારો જ્યારે જ્યારે થયો છે ત્યારે વીજળીની પ્રગતિના વિશ્વાસને લીધે જનતાએ તેને ખૂબ ઝડપી આવકાર આપ્યો છે.

શાહપુરનું સ્થાન કંપનીના વિકાસ માટે હવે ખૂબ નાનું લાગવા માંડ્યું અને સાબરમતીના ઉત્તર કિનારે વિશાળ જગ્યા મેળવીને સ્ટીમ–ટરબાઇનથી ચાલતું નવું મોટું પાવરહાઉસ બાંધવાની યોજના ૧૯૩૨માં થઇ અને ૧૯૩૪માં તે સાબરમતી પાવરહાઉસે કામકાજ શરુ કર્યું. ૨૯૧૦

કીલોવોટની શક્તિમાંથી છલાંગ મારી કંપનીએ ૩૭૫૦ કીલોવોટની શક્તિના બે ટર્બો-ઓલ્ટર્નેટર-સેટ્સ (૭૫૦૦ કીલોવોટની કુલ શક્તિના) ગોઠવ્યા હતા અને આકર્ષક ભાવો આપી ઉદ્યોગને પણ વીજળીનો પાવર વાપરવા તરફ ખેંચ્યો. ઘણી મિલોએ પાવર લેવાની શરૂઆત કરી. મ્યુ. એ પણ રસ્તાની રોશની, પમ્પીંગ અને ડ્રેનેજમાં પણ વીજળી વાપરવાના નિર્ણય સાથે ૧૯૩૫માં ૭ વર્ષનો કરાર કર્યો. વીજળીની પ્રગતિ વિદ્યુતગતિએ થતી ચાલી અને બેજ વર્ષમાં એટલે ૧૯૩૬માં ૭૫૦૦ કીલોવોટનો વધારાનો જનરેટીંગ સેટ નાખવો પડયો. વળી ૧૯૩૯માં તેનીય મર્યાદા આવી ગઇ એટલે ૭૫૦૦ કીલોવોટનો વધુ એક સેટ આવ્યો અને તે પછી ૧૯૪૦માં પણ એવોજ એક વધુ સેટ આવ્યો. ૧૯૪૭ની અધવચ્ચ સુધીમાં તો કંપનીએ પોતાના ૧૯૧૫ના આરંભની શક્તિ કરતાં ૧૩૩ગણી શક્તિ—૩૭૫૦૦ કીલોવોટ—શહેરની સેવામાં હાજર કરી દીધી હતી. કંપનીની શાહપુર રોડની ઓફિસ નાની પડતાં ૧૯૪૦–૪૧માં લાલ દરવાજે ખાસ બાંધેલી અદ્યતન અને ભવ્ય વિશાળ ઈમારત 'વીજળી ઘર'માં તેની ઓફિસ ખસેડાઇ છે.

૧૯૩૪માં સ્ટીમ સ્ટેશન શરૂ થયું ત્યારે ૪૭૦૦ ગ્રાહકો હતા; આજે આશરે ૨૩૫૦૦ ગ્રાહકો રજીસ્ટરમાં નોંધાયેલા છે. ૧૯૩૯માં ૨૩ મિલો અને ફેકટરીઓ કંપની પાસેથી સીધો પાવર લેતી તેની જગ્યાએ ૧૯૪૭ના ઓકટોબરમાં ૫૦ મિલો અને ફેકટરીઓ કંપની પાસેથી સીધો 'હાઇ-ટેન્શન' પાવર લે છે. ૧૯૪૭ના નવેમ્બરની ૨૮મી તારીખે મુંબઇના ના. ગવર્નર સર જ્હોન કોલવીલના હસ્તે કંપનીએ ૧૫૦૦૦ કી. વો. શક્તિનું નવું યંત્ર ચાલુ કર્યું છે અને આજે ૧૯૪૮ના આરંભમાં તે ૫૨,૫૦૦ કીલોવોટની કુલ શક્તિ ધરાવે છે. અમદાવાદ શહેરમાં અને નજીક તેનાં ૬૨

# અગત્યના ટેલીફોન નંબરો

| | | | |
|---|---|---|---|
| આગ લાગે ત્યારે | ૫૦૩૩ | મ્યુ. પ્રમુખ ઓફિસ | ૫૧૦૬ |
| એમ્બ્યુલન્સ માટે | ૫૦૦૮ | શ્રી. મણિભાઇ ચતુરભાઈ શાહ | |
| વા. સા. હોસ્પીટલ | ૭૦૧૯ | (મ્યુ. પ્રમુખનુ રહેઠાણ) | ૭૧૭૮ |
| સિવિલ હોસ્પીટલ | ૨૧૩૦ | ચીફ ઓફિસર | ૫૧૧૨ |
| ટપાલ માટેની માહિતી | ૨૦૦૨ | હેલ્થ ઓફિસર | ૫૧૧૧ |
| તાર માટેની માહિતી | ૨૪૦૦ | મ્યુ. એન્જીનિયર | ૫૨૧૩ |
| ટેલીફોન પૂછપરછ અને મેલ | | મ્યુ. સ્કૂલ બોર્ડ | ૫૪૨૯ |
| ટ્રેનના આવ-જાવના વખત માટે | ૦૩ | દૂધેશ્વર વોટર વર્કસ | ૨૦૬૫ |
| રેલ્વે અંગે પુછપરછ | ૨૦૫૭ | મજૂર મહાજન સંઘ | ૨૦૮૪, ૨૩૮૪ |
| વિમાની સર્વિસની પુછપરછ | ૨૭૭૭, ૮૦૭૭, ૨૮૩૦, ૨૨૩૫ | મિલમાલિક મંડળ | ૨૧૩૭, ૩૨૫૦, ૩૨૮૭ |
| | | અમદાવાદ ઇલેકટ્રીસીટી કંપની | ૨૦૪૩ |
| ફોનોગ્રામ્સ | ૨૮૯૧ | બસ ટ્રાન્સપોર્ટ સરવીસ (વર્કશોપ સુપરિ.) | ૫૨૪૬ |
| ટ્રંક લાઇન માટે | ૦૯ | ગુજરાત ટ્રાન્સપોર્ટ સરવીસ | |
| ટ્રંક કોલ માટેની માહિતી | ૨૮૦૦ | (બહાર ગામની બસ સર્વિસ માટે) | ૩૦૩૬ |
| ટ્રંક કોલ બાબત ફરિયાદ | ૨૮૦૯ | ડી. ટી. એસ. (રેલ્વે) | ૨૧૯૧ |
| સ્થાનિક ટેલીફોન સરવીસની ખામી | ૦૨ | રેલ્વે પોલિસ સુપરિ. (સ્ટેશન) | ૨૧૫૭ |
| સુપરિન્ટેન્ડન્ટ તાર ઓફિસ | ૨૯૩૩ | રેલ્વે પોલિસ સબ ઇન્સ્પે. | ૨૫૬૯ |
| સુપરિન્ટેન્ડન્ટ પોસ્ટ ઓફિસ | ૨૬૦૬ | આસી. ટ્રાફીક સુપરિ. બ્રાંચીઝ (સ્ટેશન) | ૩૧૦૧ |
| પોસ્ટ માસ્તર | ૨૫૮૧ | ગુજરાત સમાચાર, પ્રજાબંધુ, લોકનાદ, | ૨૬૨૦ ૨૮૨૧ |
| ટેલીફોન ઓફિસ હેડકલાર્ક | ૩૦૧૮ | | |
| કલેકટર મીરઝાપુર રોડ | ૨૫૫૮ | સંદેશ, ગુજરાતી પંચ, સેવક | ૨૬૪૬,૩૧૧૯ |
| ,, શાહીબાગ | ૮૦૩૬ | પ્રભાત, નવસૌરાષ્ટ્ર | ૩૦૯૫,૩૨૮૮ |
| કમિશનર શાહીબાગ | ૮૦૩૫ | નવજીવન કાર્યાલય | ૩૨૭૬ |
| ,, (અંગત) | ૮૦૩૯ | ભારત, કોમર્શિયલ ન્યુઝ | ૩૦૫૬ |
| ફૂડ કન્ટ્રોલર | ૫૨૬૯ | ગુજરાત કલબ, ભદ્ર | ૨૨૬૦ |
| રેશનીંગ ઓફિસર | ૫૨૩૦ ૭૨૬૦ | ઓરીએન્ટ કલબ, કલ્યાણ સોસાયટી | ૭૨૭૨ |
| | | રીફોર્મ કલબ, લાલ દરવાજા | ૨૪૪૩ |
| ડી. એસ. પી. શાહીબાગ | ૮૦૩૩ | રીઝ હોટલ ખાનપુર | ૨૩૯૭ |
| કોંગ્રેસ હાઉસ | ૨૬૦૦ ૨૮૫૧ | ગ્રાન્ડ હોટલ, લાલદરવાજા | ૨૧૧૧ |
| | | શાહીબાગ | ૮૦૧૯ |
| અમદાવાદ મ્યુનિસિપાલિટી | ૫૧૨૭ | બોમ્બે હોટલ, શાહીબાગ | ૩૧૧૧ |



અમદાવાદનું યાત્રાધામ સાબરમતીના સંતનું
સત્યાગ્રહ આશ્રમમાં નિવાસસ્થાન—'હૃદયકુંજ'



અમદાવાદના પ્રાચીન કોતરકા
નમૂનો · હરકુંવર શેઠાણીની હ





મહાત્માજીનાં સંભારણાં
એમને મળેલાં કાસ્કેટો
અને ભેટોનો સંગ્રહ

# આપણા શહેર વિષે જાણવા જેવી કેટલીક રસમય વિગતો

¶ અમદાવાદની વસતી ૧૯૪૧ની વસતી ગણત્રી મુજબ ૫,૯૧,૬૪૩ હતી. ડીરેકટર ઓફ પબ્લીક હેલ્થ તરફથી ૧૯૪૬–૪૭ ની વસતી ૭,૩૦,૮૯૨ની જણાવવામાં આવી છે. રેશન વિસ્તાર મ્યુ. હદ કરતાં મોટો છે. તેમાં કાર્ડની કુલ સંખ્યા ૮,૪૩,૦૪૯ ની છે.

¶ અમદાવાદ મ્યુનિસિપલ હદનો વિસ્તાર અત્યારે ૨૦૩/૪ ચોરસ માઇલ અથવા ૧૨૯૬૪ એકર છે. આમાં કોટની દીવાલની અંદર ૧૩૬૧ એકર અને પરાં વિસ્તારમાં ૧૧૬૦૩ એકર છે. હદ વધારવાની દરખાસ્ત ૧૯૪૪–૪૫ માં સરકાર પાસે ગઇ છે પણ હજી મંજૂર થઈ નથી. ફરતા ૧૦ માઇલમાં પદ્ધતિસર વિકાસને માટે 'માસ્ટર પ્લાનની' યોજના વિચારણા હેઠળ છે.

¶ મ્યુનિસિપલ હદમાં હાલ ૨૯ પરાં, ૧૮ ગામતળ, ૫૯,૧૧૮ ઘરો અને ૧,૮૬,૧૨૮ વાસો (ટેનેમેન્ટસ) આવેલાં છે. પાંચસો વર્ષ પહેલાં ૧૫મી સદીમાં શહેરનાં ૩૬૦ પરાં હતાં અને બાર લાખની વસતી હતી!

¶ ઈ. સ. ૧૮૨૪ થી ૧૯૪૧ સુધીમાં વસતી ૬૪૦ ટકા વધી છે ત્યારે મકાનોની સંખ્યા ૭૭ ટકાજ વધી છે. પરંતુ મકાનોના ભાગલા પડી જઇને વાસો (ટેનેમેન્ટસ)ની સંખ્યા ૩૯૮ ટકા વધી છે.

¶ મ્યુનિસિપલ હદના ૧,૮૬,૧૨૮ વાસોમાંથી ૧,૩૪,૨૯૮ વાસો રહેણાકના છે તેમાંથી માત્ર એક જ ઓરડીના વાસોની સંખ્યા ૭૯,૩૯૮ એટલે કુલ વાસોના ૫૯·૧ ટકા અને બે ઓરડીના વાસોની સંખ્યા ૩૩,૩૦૬ એટલે કુલ વાસોના ૨૪·૮ ટકા છે. આમ આશરે પા લાખ માણસો ભયંકર દશામાં જીવી રહ્યાં છે.

¶ આથી શહેરમાં દર હજાર બાળકો નવાં જન્મે તેમાંથી ૨૨૩.૩૫ બાળકો મૃત્યુ પામે છે એટલું ભયંકર બાળમરણ પ્રમાણ છે. જન્મપ્રમાણ વસતીના દર હજારે ૨૯.૧૭ અને સામાન્ય મરણ પ્રમાણ વસતીમાં દર હજારે ૨૦.૮૪ જેટલું છે.

¶ અમદાવાદ શહેરમાં દરેક પ્રહરે (૩ કલાકે) પાંચ માણસ મરે છે, એટલે વર્ષે આશરે ૧૫,૨૦૦ જેટલાં માણસો મૃત્યુ પામે છે; જ્યારે લગભગ દરેક બે કલાકે પાંચ બાળકો જન્મે છે એટલે વર્ષે ૨૧,૨૦૦ જેટલાં બાળકો જન્મે છે.

¶ શહેરમાં ૧૨૮૦ હોટેલો અને લોજો છે, ૩૬ હોસ્પીટલો, ૩૧ પ્રસૂતિગૃહો, ૨૩૧ દાક્તરો, ૨૭૪ વૈદ્યો અને હકીમો છે.

¶ શહેરમાં ૩૧૧૨ હાથલારીઓ, ૧૬૮૪ ખાનગી મોટરો, ૧૨૯૦ ઘોડાગાડીઓ, ૭૬૩ રીક્ષાઓ અને ૫૮૯ ગાડાં છે.

¶ શહેરમાં સહુથી વધુ અને ગીચ વસતી કાળુપુર વોર્ડમાં છે. જ્યારે એલિસબ્રીજમાં તેથી કેટલાય ગણા વિશાળ વિસ્તારમાં તેથી અર્ધા ભાગની પણ વસતી નથી.

¶ અમદાવાદ શહેરમાં મ્યુ. હદમાં ૧૫૨.૮૫ માઇલ લાંબા રસ્તાઓ છે તેમાં ૬૧.૭૦ માઇલના રસ્તા આસ્ફાલ્ટના છે, અને લગભગ ૭ ફર્લાંગ જેટલા રસ્તા સીમેન્ટના છે.

¶ આ રસ્તાઓ પર આશરે ૬૦૦૦ સાયકલો સિવાયનાં ૮૫૦૦ વાહનો રોજ અનેકવાર ફરતાં રહે છે. તે ઉપરાંત મુખ્ય રસ્તાઓ પર મ્યુ. ની ૧૪૦ બસો ફરતી રહે છે. રસ્તાઓ પર આશરે ૪૦ લાખ પગલાં પડે છે એવો અંદાજ છે,

❑ અમદાવાદ શહેરમાં આશરે ૪૦૦૦૦ પાણીના નળનાં મુખ્ય જોડાણો છે. તે પર દોઢ લાખથી વધુ ચકલીઓ મુકાયેલી છે. રોજનું ૧ કરોડ ૭૦ લાખ ગેલન પાણી મુખ્ય વોટર વર્કસમાંથી શહેરને આપવામાં આવે છે. વપરાશ ૧ કરોડ ૯૦ લાખ ગેલનનો છે. તેને પહોંચી વળવા પરાં વિસ્તારમાં ૫ ટયુબવેલ કર્યા છે તેમાંથી ૨૦ લાખ ગેલન પાણી રોજ અપાય છે. આમાંથી ૧ કરોડ ૬૦ લાખ ગેલન પાણી રોજ સુએજ ફાર્મમાં કાઢવામાં આવે છે. રોજનું ૪ કરોડ ગેલન પાણી શહેરને આપી શકાય તેવી વ્યવસ્થાની યોજના તૈયાર થાય છે.

❑ સુએજ ફાર્મમાં કઢાતું આ મેલું પાણી ૬ ઈંચથી માંડી ૭૨ ઈંચના વ્યાસ (ડાયામીટર) ના પાઇપો દ્વારા જાય છે અને એ પાઇપો બધા મળી ૯૪ માઇલ લાંબા નાખેલા છે. ૭૨૪૦૦ ગટર-કનેકશનો શહેરમાં છે. ૨૧૭૧૦ ફ્લશનાં જાજરૂ છે, ૧૬૫૫૩ સાફ કરવાના જાજરૂ છે તે મ્યુ. સાફ કરાવે છે.

❑ વરસાદનું પાણી જવા માટે ખાસ સ્ટોર્મ વોટર ડ્રેઇનના પાઇપો નાખેલા છે તે ૨૬ માઇલ લાંબા છે.

❑ શહેરના રસ્તાઓ પર ધૂળ, છાણ, શાકની છાલ, ફળોની છાલ, ઘાસ, કાગળિયાં, ડૂચા, ગાભા, વગેરે કચરો ૧૬ મોટર લોરીઓમાં ભરાઇને જાય છે. તે દરેક ૪ ફેરા કરે છે અને કચરો રોજનો ૮૪૦૦ મણ જેટલો હોય છે. તે વાળવા માટે ૪૦૦૦ સાવરણા અને ૧૦૦૦૦ ટોપલા દર વર્ષે મ્યુ. ખરીદે છે. ગલીટ્રપ, મૂતરડી, જાજરૂ, વગેરે ચોકખાં રાખવા વર્ષે ૨૯૦૦ ગેલન ફીનાઇલ વપરાય છે.

❑ અમદાવાદની શહેરની ૮૯૦ પોળો, ૬૦ હાઉસીંગ સોસાયટીઓ અને ૪૦ જેટલા રસ્તાઓમાં થઇને કુલ ૮૪૩૧ વીજળીની બત્તીના થાંભલા છે. તેમાં દર મહિને ૮,૨૯,૩૨૦ યુનિટ વીજળી બળે છે. દીવાબત્તીનો વાર્ષિક ખર્ચ બધો મળીને રૂ. ૨.૪૫ લાખ થાય છે.

❑ શહેરમાં ૧૮ બગીચા ૬૭ એકર ૨ ગુંઠા જમીનમાં છે અને તેના નિભાવ પાછળ રૂ. ૧,૬૩,૦૦૦ ખર્ચાય છે.

❑ શહેરની ૨૦૪ મફત પ્રાથમિક શાળાઓમાં થઇને ૪૧,૮૮૦ જેટલાં બાળકોને, ૧૩૬૮ શિક્ષકો ભણાવે છે; ૬ થી ૧૧ વર્ષનાં ૨૬,૦૦૦ બાળકો હજી કેળવણી લેતાં નથી. મ્યુ. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પાછળ વર્ષે રૂા. ૨૨ લાખ ખર્ચે છે. ચોવીસ વર્ષથી પ્રાથમિક શાળાઓમાં ફી લેવાતી નથી. માધ્યમિક શાળાઓ ૩૧ છે તેમાં આશરે ૮૦૦ શિક્ષકો, ૧૮૦૦૦ વિદ્યાર્થીઓને ભણાવે છે.

❑ મ્યુનિસિપાલિટીની આવક ૧૯૪૬–૪૭ માં રૂા. ૧,૦૨,૯૫,૬૫૭ થઇ હતી, ૧૯૪૭–૪૮ નો અંદાજ રૂા. ૧,૪૨,૧૬,૦૦૦ નો છે. ખર્ચ ૧૯૪૬–૪૭ માં રૂા. ૮૨,૩૮,૯૭૦ થયો હતો અને ૧૯૪૭–૪૮ ના ખર્ચનો અંદાજ રૂા. ૧ કરોડનો છે તથા રૂા. ૨૮ લાખનાં કેપીટલ કામો કરવાનાં છે.

❑ અમદાવાદ મ્યુ.ને શિરે ૧૯૮૬–૪૭ના વર્ષ આખરે રૂા ૧,૧૪,૯૦,૦૦૦નું દેવું હતું તે પાછું વાળવા સીંકીંગ ફંડની યોજના છે તેમાં રૂા. ૨૨ લાખ ૩૩ હજારની રકમ ૩૧–૩–૪૭ના રોજ હતી.

❑ પંચવર્ષીય યોજના માટે રૂા. ૬ કરોડની લોન લેવાની વિચારણા થયેલી પરંતુ તેની ચોક્કસ દરખાસ્તો તૈયાર થયેલી નથી.

❑ અમદાવાદ મ્યુ. ટ્રાન્સપોર્ટ સરવીસમાં ૨૦૮ મોટરો, ૪૦૦ ડ્રાયવરો, ૪૦૦ કન્ડકટરો, તથા બીજા ૬૩૩ માણસોનો સ્ટાફ છે. તેની રોજની આવક નવેમ્બર ૧૯૪૭ પહેલાં રૂા. ૧૦,૫૦૦ થી

૧૧,૫૦૦ની વચ્ચે રહેતી. બસો બધું મળીને રોજના ૧૦૬૬૩ માઇલ દોડે છે, એટલે અઢી દિવસમાં પૃથ્વીની પ્રદક્ષિણા કર્યા કરતાં વધુ દોડે છે. એપ્રિલથી નવેમ્બરના આઠ માસ દરમ્યાન કુલ ૨,૬૩,૭૮,૬૦૯ ઉતારૂઓ તેમાં બેઠા હતા. માસિક સરેરાશ ૩૨,૯૭,૩૨૬ આવી. ૧,૦૦,૦૦૦ થી વધુ ઉતારૂ રોજ બસનો ઉપયોગ કરે છે.

¶ અમદાવાદમાં ૫૦ વર્ષ પહેલાં ૧૮૯૭ માં પહેલો ટેલીફોન નંખાયો. આજે ૨૧૫૦ ટેલીફોનો છે. રોજ ૮૦ હજાર વાર ટેલીફોન-જોડાણ થાય છે. દરેક મિનિટે ૫૦ ટેલીફોનોમાં વાત ચાલતી હોય છે.

¶ અમદાવાદમાં ૩૨ વર્ષ પહેલાં ઇ.સ. ૧૯૧૫ માં વીજળી ચાલુ થઈ. આજે ૨૨૦ માઇલના રસ્તા પર ૮૬૦૦ દીવા, ૨૩૫૦૦ જેટલાં જોડાણો દ્વારા ૧૨ કરોડ ૯૦ લાખ યુનિટ જેટલો વાર્ષિક વપરાશ છે. આમાં બત્તી-પંખામાં ૬૦ લાખ યુનિટ વપરાય છે; ઉદ્યોગમાં વીજળિક મોટરો ૯ કરોડ ૭૦ લાખ યુનિટ બાળે છે; વીજળી કંપની શરુ થઈ ત્યારે ૨૮૨ કીલોવૉટ શક્તિનાં યંત્રો હતાં. આજે ૩૨ વર્ષમાં ૫૨,૫૦૦ કી. વૉ. શક્તિનાં યંત્રો ચાલે છે.

¶ અમદાવાદ શહેરમાં ૨૧ પોસ્ટ ઓફિસો છે. હેડ પોસ્ટ ઓફિસમાં ૨૦૦ પોસ્ટ બૉક્સ ખાતાં છે. શહેરમાં ૯૩ ટપાલપેટીઓ ગોઠવેલી છે, ૧૯૩ પોસ્ટમેન, ૭૭ પેકરો, ૨૩ ઓવરસીઅરો અને ૮ મીનીયલ્સ મળી ૩૦૧ નો સ્ટાફ છે તે રોજના ૩૦૦૦૦ થી ૬૨૫૦૦ કાગળો શહેરમાં વહેંચે છે. આમાંથી આશરે ૧૫૦૦૦ જેટલાં કાર્ડો અને બુકપોસ્ટ હોય છે. રોજના ૭૦ થી ૭૫ થેલા ભરીને ટપાલ આવે છે અને મોકલાય છે. દરેક અઠવાડિયે રૂા. ૩૮૦૦૦ ની કિંમતનાં કાર્ડ, કવર, સ્ટામ્પ વગેરે વેચાય છે.

# મહાજનો અને જાહેર સંસ્થાઓ

આ અમદાવાદ શહેર એની મહાજન વ્યવસ્થા માટે પંકાયેલું છે અને જાહેર પ્રવૃત્તિઓથી ધમધમી રહેલું ગુજરાતનું પાટનગર છે. આ બધાં મહાજનો અને જાહેર પ્રવૃત્તિ કરતી સંસ્થાઓની એક યાદી નીચે આપવામાં આવી છે અને તેમાંની કેટલીક સંસ્થાઓનો ટૂંકો પરિચય પણ આ પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

## અમદાવાદ શહેરનાં મહાજનો અને જાહેર સંસ્થાઓ

મિનમાલિક મંડળ લાલદરવાજા
મરકતી કાપડમારકીટ મહાજન મરકતી મારકેટ
પાંચકૂવા કાપડ મહાજન પાંચકૂવા
શ્રી રતનપોળ કાપડ મહાજન રતનપોળ
અમદાવાદ મિલક્લોથ બ્રોકર્સ એસોસીએશન
અમદાવાદ મિલજીન સ્ટોર મરચન્ટસ એસોસીએશન રીચીરોડ
આયર્ન સ્ટીલ એન્ડ હાર્ડવેરમરચન્ટસ એસોસીએશન રેવડીબજાર
ધી ટીમ્બર-મરચન્ટ એસોસીએશન સારંગપુર બહાર
ધી અમદાવાદ ગ્રેન મરચન્ટ એસોસીએશન ચોખા બજાર
ધી અમદાવાદ સીડ્ઝ મરચન્ટ એસોસીએશન કપાસીઆ બજાર
અમદાવાદ કોટન સીડ્ઝ મરચન્ટ એસોસીએશન કપસીઆ બજાર
ધી અમદાવાદ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન માણેકચોક
ધી અમદાવાદ શેર એન્ડ સ્ટોક એક્ષચેન્જ એસોસીએશન સેન્ટ્રલ બેંક પાસે, રાવનની વાડી
ધી અમદાવાદ કોટન એક્ષચેન્જ એસોસીએશન રતનપોળ
ધી ગુજરાત કોટન બ્રોકર્સ એસોસીએશન માણેકચોક
વેસ્ટ કોટન એસોસીએશન
બોમ્બે શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન માણેકચોક
ગુજરાત ઓઇલ એન્ડ જનરલ ટ્રેડર્સ એસોસીએશન માણેકચોક
ઓટોમોબાઈલ ડીલર્સ એસોસીએશન
રતનપોળ અને રીચીરોડના સોનાચાંદીના અને ઝવેરાતના વેપારીઓનું મહાજન રીચીરોડ
જૂના માધવપુરા મહાજન જૂના માધવપુરા
નવા માધવપુરા મહાજન નવા માધવપુરા
કાળુપુર કાપડ મહાજન કાળુપુર
ધી અમદાવાદ ગાંધી મહાજન માંડવીનીપોળ
ચોકસી મહાજન માણેકચોક
અમદાવાદ કોમરશીઅલ એસોસીએશન ચોખાબજાર
અમદાવાદ કુવારા કાપડ મહાજન કુવારા
રાણીના હજીરાનું કાપડ મહાજન રાણીનો હજીરો
બાદશાહના હજીરાનું કાપડ મહાજન બાદશાહનો હજીરો
માણેકચોક ન્યુરેશમી કાપડ મહાજન માણેકચોક
શ્રી રતનપોળ આખા તથા નુકસાની કાપડ મહાજન રતનપોળ
ધી આસ્તોડિયા ન્યુરંગાટી કાપડ મહાજન રંગાટી કાપડ બજાર આસ્તોડિઆ
ધી અમદાવાદ ક્લોથ રીટેલર્સ ફેડરેશન ૩૦૪૯, રતનપોળ નગીનાપોળ
ધી અમદાવાદ હોલસેલ હોઝીઅરી મરચન્ટ એસોસીએશન
માણેકચોક કંસારા મહાજન માણેકચોક
માંડવીની પોળ સોનાચાંદીના દાગીનાનું મહાજન માંડવીની પોળ
અમદાવાદ કોટન બ્રોકર્સ એસોસીએશન રતનપોળ-ના નાકે ખોડાદાર બિલ્ડીંગ
માણેકચોક શરાફમહાજન માણેકચોક
અમદાવાદ કોટન મરચન્ટસ એસોસીએશન માણેકચોક
રીટેઇલ ક્લોથ મરચન્ટ એસોસીએશન ગાંધીરોડ, કાપડીઆ કામર્સી બિલ્ડીંગ
અમદાવાદ બુકસેલર્સ એસોસીએશન ગાંધીરોડ
અમદાવાદ દવા બજાર „ પાનકોરનાકા
અમદાવાદ હેસીઅન એન્ડ ગનીબેગ્ઝ મરચન્ટ એસોસીએશન કપાસીઆ બજાર
કેમીસ્ટ એન્ડ ડ્રગીસ્ટ એસોસીએશન

અમદાવાદ આમોફોન એસોસીએશન ગાંધીરોડ
અમદાવાદ ગ્લાસ એન્ડ ફ્રેઇમ મરચન્ટ એસોસીએશન ગાંધીરોડ, નં. ૧૯૨૪
અમદાવાદ કરિયાણા મહાજન ફરનાન્ડીઝ પુલ નીચે
અમદાવાદ ઇલેક્ટ્રીક ગુડ્ઝ મરચન્ટ એસોસીએશન જુમ્મામસ્જિદ સામે
સુતર મહાજન મરકતી મારકીટ પાસે
અમદાવાદ ચાંદીકામ મહાજન રતનપોળ
અમદાવાદ સુગર મરચન્ટસ એસોસીએશન સાકરબજાર
દૂધવાળા મહાજન „
હિંદુ હોટલ ઓનર્સ એસોસીએશન રીચીરોડ
મુસ્લિમ હોટલ ઓનર્સ „ ભદ્ર
પ્રેમદરવાજા બહારનું કાપડ મહાજન પ્રેમદરવાજા બહાર
ધી અમદાવાદ ફેક્ટરી ઓનર્સ એસોસીએશન ઘીકાંટા રોડ
ધી ઇન્ડીઅન શેર એન્ડ જનરલ એક્ષચેઇન્જ એ સો. રતનપોળ
અમદાવાદ આયર્ન મરચન્ટસ એસોસીએશન બાલાહનુમાન કવિશ્વરની પોળ
અમદાવાદ બુલીયન એન્ડ જનરલ એક્ષચેન્જ એસો. રતનપોળ નાકે ખોડીદાર બિલ્ડીંગ
અમદાવાદ હેસીયન એસોસીએશન કપાસીઆ બજાર
ધી અમદાવાદ ગ્રેઇન મેન્યુફેક્ચરીંગ એસોસીએશન ૭૧૦, સાકરબજાર
ધી અમદાવાદ કોલ મરચન્ટ એસોસીએશન ૭૪૪/૩ નાણાવટી બિલ્ડીંગ ગાંધીરોડ
ધી અમદાવાદ કંસારા રીટેઇલ ડીલર્સ એસોસીએશન કાળુપુર, કાળુશીની પોળ
ધી અમદાવાદ ઇન્સ્યુરન્સ એસોસીએશન (હાલ બંધ)
ધી રીટેઇલ વેજીટેબલ મરચન્ટસ એસોસીએશન માણેકચોક, કંસારા બજાર
ધી અમદાવાદ કો. ઓ. ફ્રુટ એન્ડ વેજીટેબલ ગ્રોઅર્સ એસોસીએશન દાણાપીઠ
ધી અમદાવાદ બેકરી ડીલર્સ એસોસીએશન કાળુપુર, ચોખાબજાર
રંગ બજાર મહાજન
મશીનરી મરચંટ એસોસીએશન
ટીંબર મરચંટ એસોસીએશન
ધી અમદાવાદ રેડી ઓઇલ મરચન્ટસ એસોસીએશન, ચોખાબજાર
ધી અમદાવાદ કોમરશીઅલ એસોસીએશન કપાસીઆ બજાર
આસ્તોડિયા રોડ રંગવાલા મહાજન આસ્તોડિયા
ધી અમદાવાદ ડ્રેપ એન્ડ હોઝીઅરી મરચન્ટસ એસોસીએશન રતનપોળ
સાયકલ મરચન્ટસ એસોસીએશન ખાડિયા, ચારરસ્તા
ધી અમદાવાદ વેજીટેબલ વેપારી મંડળ ખમાસાચકલા
અમદાવાદ મેટલ એસોસીએશન રેલ્વેપુરા, કંસારાનું ડહેલું
અમદાવાદ સ્વીટ મરચન્ટસ એસોસીએશન કંદોઇપોળ

## જાહેર સંસ્થાઓ

ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિ, કોંગ્રેસ હાઉસ ભદ્ર
અમદાવાદ જીલ્લા સમિતિ „ „
અમદાવાદ શહેર સમિતિ „ „
મજૂર મહાજન સંઘ મિરજાપુર રોડ
સમય મહાજન સમિતિ C/o મિલમાલિક મંડળ
ગુજરાત વિદ્યાપીઠ નવરંગપુરા
હરિજન આશ્રમ સાબરમતી
નવજીવન મુદ્રણાલય કાળુપુર, ખજુરીની પોળ
રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ રાયપુર
જ્યોતિસંઘ રાયપુર
વિકાસગૃહ સરખેજરોડ, ફત્તેહનગર
ગુજરાત રિલીફ એસોસીએશન C/o શ્રી. ગિરધરલાલ દામોદરદાસ, રીચીરોડ
અમદાવાદ વ્યાયામ મંડળ ખાડિયા ગેટ પાસે
ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ „ „
ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) ભદ્ર
ગુજરાત સાહિત્ય સભા ત્રણ દરવાજા
ગુજરાત સ્ત્રીકેળવણી મંડળ C/o ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ મેડીકલ સોસાયટી પ્રાર્થના સમાજ
શ્રી કાઠિયાવાડ પ્રજાસંઘ રતનપોળ
અમદાવાદ એજ્યુકેશન સોસાયટી કોમર્સ કોલેજ નવરંગપુરા

શહેર સેનાદળ　C/o કોંગ્રેસ હાઉસ
એલિસબ્રીજ આરોગ્ય સમિતિ　પ્રિતમનગર
ગુજરાત પુસ્તકાલય મંડળ C/o મા. જે. પુસ્તકાલય
કસ્તુરબા સ્મારકનિધિ સમિતિ C/o રીટીટ શાહીબાગ
મહાગુજરાત દલિત સંઘ　C/o મજુર મહાજન
અખિલ હિંદ મહિલા પરિષદ (અમદાવાદ શાખા)
ભોળાનાથ સા. લે. ઇન્સ્ટી.
અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ
ટયુટોરિયલ હાઇસ્કૂલ
હેડમાસ્ટર્સ એસોસીએશન　C/o દામુભાઇ શુકલ
નવચેતન હાઇસ્કૂલ
રાઇફલ એસોસીએશન　ખાનપુર
લેબર વેલફેર ડીપાર્ટમેન્ટ　રાયપુર દરવાજા બહાર
અમદાવાદ મ્યુનિસિપલ નોકર મંડળ મ્યુ.માં
અમદાવાદ શહેર સફાઇ કામદાર મહાજન
મ્યુનિસિપાલિટીમાં
અમદાવાદ ફેકટરી કામદાર મહાજન　ગાંધીરોડ
અમદાવાદ ગુમાસ્તા મહામંડળ　ગાંધીરોડ
રેલ્વે પેસેન્જર્સ એસોસીએશન　રીડરોડ
બસ પેસેન્જર્સ એસોસીએશન　એલિસબ્રીજ
મોટરડ્રાઇવર્સ એન્ડ મોટર વર્કર્સ એસોસીએશન
C/o મજૂર મહાજન સંઘ, લાલદરવાજા
બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે એમ્પ્લોઇઝ
એસોસીએશન કપાસીઆ બજાર
ગુજરાત પ્રાંતિક હિંદુસભા　રાયપુર
અહરાર પાર્ટી
આર્યવીર દળ　કાંકરીઆ રોડ
બહાઇ સંસ્થા　રેલવેપુરા
પારસી પંચાયત
ધી ઇન્ડીઅન ક્રીશ્ચિયન સોસાયટી વાડજરોડ,
નરીમાન ફેડાવાળા બિલ્ડીંગ
જાયુ મંડળ　સલાપોસરોડ, પાટડી સ્ટેટ બિલ્ડીંગ
રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ　રાયપુર
જમિયતુલ ઉલેમાએ હિંદ　કાળુપુર પાંચપટી
જમિયતુલ અન્સાર　ગોમતીપુર
„　ઉર્દુ
તન્ઝીમે અફઘાન કમિટી

પારસી જીમખાના　ખાનપુર
મહારાષ્ટ્ર સેવા સમાજ　ભદ્ર
શ્રદ્ધાનંદ સેવા સમાજ　જમાલપુર
મહારાષ્ટ્ર ભગિની સમાજ　ભદ્ર
ઘોડાગાડીવાળા મંડળ
ખાકસાર મંડળ
કુમાર સાહિત્ય મંડળ　રતનપોળ
સંગીતનૃત્ય નિકેતન　એલિસબ્રીજ
સારવાર મંડળ　C/o ડૉ. મોતીભાઈ પટેલ
એલિસબ્રીજ
રાષ્ટ્રીય યુવક મંડળ　રાયપુર
મકાનમાલિક મંડળ　આકાશેઠ કુવાનીપોળ
ભાડુઆત પરિષદ　સાંકડીશેરી
શ્રી. દશકોઇ રેંટીયા પ્રચાર સંઘ　કોંગ્રેસ હાઉસ
અમદાવાદ મજદૂર સેવક સંઘ　C/o મજૂર મહાજન
બેંક કલાર્ક મંડળ
રેલ્વે મેન્સ યુનિયન
અહરાર પાર્ટી
ગોમતીપુર પ્રજામંડળ　ગોમતીપુર
તન્ઝીમે અફઘાન કમિટી
માંડવીની પોળ સેવાસંઘ　માંડવીની પોળ
ગુજરાત હાથવણાટ વ્યવસાયી મંડળ　પાંચકૂવા
હિંદી તત્ત્વજ્ઞાન સમિતિ　સારંગપુર
શીખગુરદ્વારા　શાહપુર
ગુજરાત પોસ્ટમેન એન્ડ લોઅરગ્રેડ
સ્ટાફ યુનિયન　જ. પો. ઓફિસ
અમદાવાદ વિદ્યાર્થી મંડળ　પ્રાર્થના સમાજ
મુસ્લિમ સ્ટુડન્ટસ યુનિયન
ગુજરાત કલબ　ભદ્ર
રોટરી કલબ　ખાનપુર
બાર એસોસીએશન　કોર્ટમાં, ભદ્ર
કોમ્યુનીસ્ટ પાર્ટી　પ્રાર્થના સમાજ
રેડીકલ ડેમોક્રેટીક પાર્ટી

## મજૂર મહાજન સંઘ

ગાંધીજીના સિદ્ધાંતો પર રચાયેલી, મજૂર સંગઠનની સમસ્ત હિંદમાં આ શ્રેષ્ઠ સંસ્થા ઇ. સ. ૧૯૧૭ના ડિસેમ્બરની ચોથી તારીખે એના પ્રથમ સ્વરૂપે સ્થપાઇ. મજૂરોમાં સેવાકાર્ય કરતાં શ્રી. અનસૂયાબેનની દોરવણી હેઠળ મિલના તાણાવાળાઓએ સફળ હડતાળ કરી. એનો દાખલો લઈ 'પ્લેગ બોનસ' આપવા માટે ફરી બેઠેલા મિલમાલિકો સામે શાળખાતાના કારીગરોએ ઇ. સ. ૧૯૧૮માં હડતાળ પાડી. શ્રી. અનસૂયાબેન અને પૂ. મહાત્મા ગાંધીજીએ છેવટ સુધી ટેક નહિ છોડવાની મજૂરો પાસે પ્રતિજ્ઞા લેવડાવી આ હડતાળનું નેતૃત્વ સ્વીકાર્યું. મિલમાલિકોના અક્કડ વલણને લીધે ઝગડો લંબાયો અને મહાત્માજીને એ 'ધર્મયુદ્ધ' માટે ઉપવાસ પર ઊતરવું પડ્યું. આખરે પ્રો. આનંદશંકર ધ્રુવ પંચ નીમાયા અને ૨૨ દિવસની લડતને અંતે ઝગડાનું સુખદ સમાધાન થયું. પૂ. મહાત્માજીની દોરવણી નીચે ચાલેલી આ અહિંસાત્મક લડતને પરિણામે મજૂરો જાગૃત થયા, અને મિલોમાં જુદાં જુદાં ખાતાંઓનાં જે મહાજનો ચાલતાં હતાં તેના એક એકત્રિત સંઘની ઊર્ફે 'મજૂર મહાજન સંઘ' ની ઈ. સ. ૧૯૨૦માં સ્થાપના થઇ. 'એક ટેક' એ એનું બિરુદ અને સૂત્રવાક્ય છે.

આ પછી મિલમાલિકો અને મજૂરો વચ્ચે કોઇપણ ઝગડો પડે તેના નિકાલ માટે લવાદીનો સિદ્ધાંત પ્રથમવાર માન્ય રખાયો અને મિલમાલિક મંડળ તરફથી શેઠ શ્રી. મંગળદાસ ગિરધરદાસ અને મજૂરો તરફથી પૂ. મહાત્મા ગાંધીજીની કાયમી પંચ તરીકે નિમણૂક થઈ. આ પછી ૧૯૨૧માં બોનસ અંગે, ૧૯૨૨માં મોંઘવારી રદ કરવા અંગે, ૧૯૨૩માં અને ૧૯૩૩માં પગારકાપ અંગે, ૧૯૪૦-માં મોંઘવારી ભથ્થા અંગે, ૧૯૪૨માં 'હિંદ છોડો'ની ચળવળની સહાનુભૂતિમાં ૧૦૫ દિવસ સુધી હડતાળ પાડીને, એમ અનેકવાર મિલમાલિકો સામે મજૂરોએ હડતાળો અને લડતો આપી છે. એમાં ક્યારેક તેઓએ ભૂલો પણ કરી છે, ક્યારેક એમને મુશ્કેલીઓ પણ વેઠવી પડી છે; પણ એકંદરે મજૂર મહાજને યશસ્વી જીતો મેળવી છે અને ઉત્તરોત્તર પ્રગતિ જ કરી છે. પૂ. મહાત્મા ગાંધીજી, શ્રી. અનસૂયાબેન, શ્રી. શંકરલાલ બેન્કર, શ્રી. ગુલઝારીલાલ નંદા, શ્રી. ખંડુભાઇ દેસાઇ વગેરેની દોરવણી અને મહાજનના પાયામાં મહાત્માજીએ પૂરેલી અહિંસાત્મક કાર્યપદ્ધતિને લીધે આજે અમદાવાદનું મજૂર મહાજન હિંદભરમાં પદ્ધતિસરનું અને સ્વાશ્રયી એવું એક અજોડ મહાજન બની ચૂક્યું છે.

મજૂર મહાજનની સ્થાપનાથી મજૂરોમાં રાજકીય જાગૃતિ પણ ખૂબ આવી છે. તેઓ મ્યુનિસિપાલિટીમાં પોતાના પ્રતિનિધિ મોકલી શક્યા છે; શ્રી. ગુલઝારીલાલ નંદા અને શ્રી. ખંડુભાઈ દેસાઇને પોતાના તરફથી ચૂંટીને ધારાસભામાં મોકલી શક્યા છે; આજે એ જ એમના પ્રિય નેતા શ્રી. નંદાજી રાષ્ટ્રીય સરકારમાં મજૂર ખાતાના પ્રધાન નીમાયા છે; શ્રી. નંદાના પ્રયાસોના ફળરૂપ તેઓ પોતાના ઝગડાઓની પતાવટ માટે ઔદ્યોગિક અદાલત મેળવી શક્યા છે; ઉપરાંત દેશભરની મજદૂર ચળવળ ઉપર હિન્દુસ્થાન મજદૂર સેવક સંઘ, રાષ્ટ્રીય મજદૂર મહાસભા અને મુંબઈ સરકાર મારફત થયેલા કાયદાઓ—એ બધું શ્રી. નંદા અને શ્રી. ખંડુભાઇના શ્રમને આભારી છે. સન ૧૯૩૭માં જ્યારે અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભા તરફથી દારૂનિષેધ આવ્યો ત્યારે અમદાવાદના મજૂરોએ પોતામાં ઘર કરી બેઠેલ એ પીણાની બદીને એક લાતે દૂર કરી છે.

આ ઉપરાંત મજૂર મહાજન મજૂરોમાં રચનાત્મક કાર્ય પણ કરે છે. મહાજન તરફથી શાળાઓ, રાત્રિશાળાઓ, શ્રી. જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ ફંડની મદદથી એક કન્યાગૃહ, બે વિદ્યાર્થીઆશ્રમો, કસ્તુરબા સ્મારક ફંડના ફાળામાંથી એક પ્રસૂતિગૃહ, દવાખાનાં, વ્યાયામશાળાઓ વાચનાલયો વગેરે ચાલે છે. સહકારી ધોરણે મજૂરો ઘરો બાંધી શકે એ પ્રવૃત્તિને વેગ આપવા તાજેતરમાં એક સહકારી બેંકની

પણ સ્થાપના કરવામાં આવી છે. સને ૧૯૩૦ થી દેશપરદેશની મજદૂરપ્રવૃત્તિની ખબરો આપતું અને તેમનું સાંસ્કારિક ઘડતર કરતું 'મજૂર સંદેશ' નામનું અઠવાડિક પત્ર ચાલે છે. તે હવે અઠવાડિયામાં બે વાર પ્રગટ કરવામાં આવે છે. સદાય મજૂરોનાં હિતમાં રાચતાં શ્રી. અનસૂયાબેન સંઘના પ્રમુખ તરીકે, અને કસાયેલ કાર્યકર્તા શ્રી. ખંડુભાઈ દેસાઇ મંત્રી તરીકે વર્ષોથી સેવા કરી રહ્યા છે. અત્યારે મજૂર સંઘના ૫૫,૦૦૦ ઉપરાંત નિયમિત લવાજમ ભરનારા સભ્યો છે. ૧૫૦ જેટલા નાનામોટા સંસ્થાના કાર્યકર્તાઓ છે. મજૂર ઓફિસ લાલદરવાજે મીરઝાપુર રોડ પર આવેલી છે.

## અમદાવાદ મિલમાલિક મંડળ

સામાન્ય રીતે વેપાર, ઉદ્યોગ અને ધંધાદારીઓ અને વિશેષમાં કાપડના ઉદ્યોગનું રક્ષણ કરી તેમની ઉન્નતિ કરવી તથા શેઠીઆઓ અને કામદારો વચ્ચે મીઠો સંબંધ જાળવવો એ આ મંડળનો મુખ્ય ઉદ્દેશ છે. તેની સ્થાપના ઇ.સ. ૧૮૯૧માં થઇહતી. ઉદ્યોગની ઘણી ચઢતી અને મંદીનું આ મંડળ સાક્ષી છે. મંડળની ઓફિસ લાલદરવાજે મ્યુ. મોટર સ્ટેન્ડ સામે આવેલી છે. હાલ તેના પ્રમુખ શેઠ શ્રી. રતિલાલ નાથાલાલ છે. ઉદ્યોગની રક્ષા માટે મિલમાલિક મંડળે વારંવાર પ્રયત્નો કર્યા છે.

હાલ મિલો પાસેથી શાળદીઠ ફાળો ઉઘરાવવામાં આવ્યો છે અને રૂા. ૩૦ લાખના ખર્ચે રીસર્ચ ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયૂટ સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. મિલમાલિક મંડળે જાહેર પ્રવૃત્તિ કે દેશનાં સંકટો સમયે લાખો રૂપિયાની આર્થિક સહાય કરી છે. મજૂર સંગઠન, ગાંધીજીની અસર, અને લવાદીનો સિદ્ધાંત એને લીધે અમદાવાદની ઔદ્યોગિક શાંતિ દેશમાં લગભગ અજોડ જળવાઇ રહી છે એમાં મિલમાલિક મંડળનો પણ મહત્ત્વનો ફાળો છે. !

છેલ્લાં ૪૦ વર્ષમાં નીચેના પ્રમુખોએ મિલમાલિક મંડળને યશસ્વી દોરવણી આપી છે.

શેઠશ્રી મનસુખભાઇ ભગુભાઈ ૧૯૦૮ થી ૧૯૧૨
શેઠશ્રી જમનાભાઇ ભગુભાઇ ૧૯૧૩ થી ૧૯૧૪
,, સર ચિનુભાઈ માધવલાલ ૧૯૧૫ થી ૧૯૧૬
,, મંગળદાસ ગિરધરદાસ ૧૯૧૬ થી ૧૯૧૭
,, અંબાલાલ સારાભાઇ ૧૯૧૮ થી ૧૯૧૯
,, મંગળદાસ ગિરધરદાસ ૧૯૨૦ થી ૧૯૨૩
,, ચમનલાલ ગિરધરદાસ ૧૯૨૪ થી ૧૯૩૪
,, કસ્તુરભાઇ લાલભાઈ ૧૯૩૫ થી ૧૯૩૭
,, સાકરલાલ બાલાભાઈ ૧૯૩૭ થી ૧૯૩૯
,, કસ્તુરભાઇ લાલભાઇ ૧૯૩૯ના જુલાઇ સુધી
,, હરિદાસ અમરતલાલ ઓગસ્ટ ૧૯૩૯થી ૧૯૪૦
,, નંદદાસ હરિદાસ ૧૯૪૦ થી ૧૯૪૧
,, જયંતીલાલ અમૃતલાલ ૧૯૪૧ થી ૧૯૪૨
,, સાકરલાલ બાલાભાઇ ૧૯૪૨ થી ૧૯૪૬
,, શાંતિલાલ મંગળદાસ ૧૯૪૬ થી ૧૯૪૭
,, રતિલાલ નાથાલાલ એપ્રિલ ૧૯૪૭ થી ચાલુ

## સમગ્ર મહાજન સમિતિ

સને ૧૯૪૧ માં અમદાવાદમાં કોમી હુલ્લડ થયું અને કોંગ્રેસના આગેવાન કાર્યકરો જેલમાં હોવાથી શહેરમાં શક્ય વ્યવસ્થા અને રાહત માટે અમદાવાદનાં સમગ્ર મહાજનોનું આ સંગઠન થયું. મહાજન સમિતિમાં મિલમાલિક મંડળ, મસ્કતી, પાંચકૂવા, શેર બજાર, મિલસ્ટોર બજાર, દાણાબજાર, એરંડા બજાર વગેરે મહાજનોના પ્રમુખો તથા શહેરનાં બીજાં તમામ નાનાં મોટાં મહાજનો સામેલ થયેલ છે. મહાજન સમિતિ આ રીતે અમદાવાદનાં તમામ મહાજનોનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા છે અને તેથી કરીને અમદાવાદના નાગરિક પ્રશ્નો અને શહેરની શાંતિના પ્રશ્નો વિશે મહાજનો તરફથી બોલી શકે એમ છે. સમિતિની ઓફિસ મિલ ઓનર્સ એસોસીએશનની ઓફિસે–લાલદરવાજે છે.

## મસ્કતી કાપડ મારકીટ

મસ્કતી કાપડ મારકીટ મહાજન સંવત ૧૯૬૨માં શેઠ તૈયબભાઇ મુલ્લાં મહમદઅલીના પ્રમુખપણા નીચે સ્થાપવામાં આવેલું. સંવત ૧૯૬૪-માં શેઠ તૈયબભાઇએ રાજીનામું આપ્યા પછી શેઠ માણેકલાલ પ્રેમચંદભાઇને પ્રમુખ નીમવામાં આવેલા.

તેમણે ૧૯૮૮માં રાજીનામું આપ્યા બાદ શેઠ ભોગીલાલ છોટાલાલ સુતરિયાના પ્રમુખપણા નીચે આજદિન સુધી મહાજનનો વહીવટ ચાલે છે. મહાજનને હાલની સંગઠિત સ્થિતિએ પહોંચાડવામાં મહાજનના માનદ મંત્રી સ્વ. શ્રી. હરિલાલ વાડીલાલ કાપડિયા અને હાલના માનદ મંત્રી શ્રી. ચંદુભાઈ સતીઆનો ખૂબ મોટો ફાળો છે. મહાજનના મતાદારો (સભ્યો)ની સંખ્યા હાલ ૧૫૦૦ની છે.

મસ્કતી કાપડ મહાજન એ કાપડ વહેંચણી માટે દેશની સર્વોત્તમ બંધારણવાળી અને ખૂબ કાર્યક્ષમ સંસ્થા છે. એની શિસ્ત પણ મજબૂત છે. મિલો સાથેના એના કમાલા અને લવાદની પદ્ધતિ પણ અજોડ છે. દેશભરમાં આ મહાજન પ્રતિષ્ઠિત છે. તેણે ગાંસડીએ અમુક ધર્માદા લાગો રાખી ધાર્મિક, રાજકીય, કે સંકટ સમયના રાહત ફાળાઓમાં આજ સુધીમાં લાખો રૂપિયાની રકમ આપેલી છે. મસ્કતી મારકીટની નવી જમીન પુરૂષોત્તમ મિલ કમ્પાઉન્ડ છે તે છે અને ત્યાં નવી મારકીટ બંધાવાની છે.

હિંદી સરકારના ટેક્ષટાઇલ કમિશનર તરફથી કાપડ કન્ટ્રોલ ઓર્ડર સને ૧૯૪૩માં અમલમાં મૂકવામાં આવ્યો. ત્યારપછી સને ૧૯૪૪થી કોટા પદ્ધતિ અમલમાં આવી અને માર્ચ ૧૯૪૫થી કાપડના કોટા હોલ્ડરોના હાથમાં તમામ માલ સ્થગિત કરવામાં આવ્યો. આ રીતે સ્થગિત થયેલા માલની વહેંચણીનું કામ સ્વેચ્છાએ અને માનદ રીતે કરવાની મસ્કતી અને પાંચકુવા મહાજને ઇચ્છા પ્રદર્શિત કરેલી અને ટેક્ષટાઇલ કમિશનરે તે સ્વીકારી. માર્ચ ૧૯૪૫થી આ બન્ને મહાજન તરફથી વહેંચણી સમિતિ ઓફિસ દ્વારા અમદાવાદની તમામ મિલો અને વીરમગામ, નડિયાદ, ખંભાત, ભરૂચ અને સુરતમાં આવેલી મિલોના ઉત્પાદન થયેલા તમામ કાપડની વહેંચણી કરવામાં આવે છે. ટેક્ષટાઇલ કમિશનર તરફથી દરેક પ્રાંતને વસતીના પ્રમાણમાં વાર્ષિક માથા દીઠ કોટા નક્કી કરીને દરેક મહિને ખરીદ પરમીટો આપવામાં આવે છે. આવી ખરીદ પરમીટો જે તે પ્રાંતના ઇમ્પોર્ટરના નામની નીકળે છે. તેઓ અમદાવાદમાં તેમના આડતીઆઓને આ ખરીદ પરમીટો મોકલે છે. આ ખરીદ પરમીટો મહાજનની વહેંચણી સમિતિ ઓફિસે રજીસ્ટર કરાવવામાં આવે છે. કોટાહોલ્ડરો દર દસ દિવસે મિલોમાંથી કોટામાં આવેલા માલને સ્ટોક નિયત કરેલા ફોર્મમાં વહેંચણી ઓફિસને આપે છે. આ સ્ટોક ફોર્મમાંથી રજીસ્ટર થયેલી ખરીદ પરમીટો સામે વહેંચણી ઓફિસ તરફથી માલની રીલીઝો કાઢવામાં આવે છે. ખરીદ પરમીટ ધરાવનાર આવી રીલીઝો સામે ત્રણ દિવસમાં પેમેન્ટ આપીને પંદર દિવસમાં માલની ડીલીવરી લે છે. માલની ડીલીવરી લીધા પછી ખરીદ પરમીટ ધરાવનાર ટ્રાન્સપોર્ટ પરમીટના આધારે માલને રેલવે દ્વારા જે તે પ્રાંતમાં રવાના કરે છે.

## હરિજન સેવક સંઘ

પૂ. ગાંધીજીના યરોડા જેલના ઉપવાસને અંતે સને ૧૯૩૨ માં અખિલ હિંદ હરિજન સેવક સંઘની સ્થાપના થઇ. તેની અમદાવાદ ખાતેની શાખાનું મથક સાબરમતી હરિજન આશ્રમમાં છે. સંઘ તરફથી સાબરમતી આશ્રમમાં ૧ કન્યા છાત્રાલય અને ૮ આશ્રમો ચાલે છે. તેમાં ૮ શાળાઓ ચાલે છે. આ રીતે લગભગ ૪૫૦ વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ માટે રહેવા ભણવા ઇત્યાદિની સગવડ થયેલી છે. ઉપરાંત ગામડાંના હરિજનોને પીવાના પાણીના કૂવાઓ ઇત્યાદિ કરી આપવાની અને તેમને અનેક જાતની નડતરમાંથી મુક્તિ આપવાના પ્રયત્નો થાય છે. ગુજરાતના જુદા જુદા જિલ્લાના હરિજન સંઘો મારફતે થયેલા રચનાત્મક કાર્ય, પ્રચારકાર્ય, કાર્યાલયખર્ચ વગેરેમાં સને ૧૯૪૫-૪૬ માં થયેલા કુલ ખર્ચનો આંકડો લગભગ રૂા. ૫૦૩૮૨ જેટલો છે. હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ મજમુદાર છે. તેઓ સાબરમતી, હરિજન આશ્રમમાં રહે છે.

## ગુજરાત વિદ્યાસભા (ગુ. વર્નાક્યુલર સોસાયટી)

ઓગણીસમી સદીની પહેલી અને બીજી પચીસી આખા હિંદુસ્તાનમાં અને ગુજરાતમાં હકૂમતોની ઊથલપાથલનો સમય હતો. અને એવા સમયને

આનુસંગિક એવી કંઇક અરાજકતા અને અવ્યવસ્થા સર્વત્ર હતી. આ અરાજકતામાંથી બ્રિટીશ રાજ્યવ્યવસ્થા જન્મતી હતી. એ સંધિકાળમાં પણ બુદ્ધિના પ્રકાશને અવકાશ આપવા માટે ગુજરાતી ભાષાને ખીલવી પશ્ચિમની વિદ્યાઓને તેમાં ઉતારવાની, તેના સાહિત્યપ્રકારોને સ્વકીય કરવાની, વૈજ્ઞાનિક પદ્ધતિએ સંશોધન કરવાની જરૂરિયાત દેશહિતચિંતકોને લાગતી હતી. આવા યુગકાળમાં ઇ. સ. ૧૮૪૮ ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે મંગળવારના દિને મિ. એલેકઝાન્ડર કિન્લોક ફોર્બસના હાથે "અધિક વધારનારી વિદ્યાના અભ્યાસની" આ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના થઈ, અને "દ્વિજ દલપતરામે દિલથી આશિષ દીધી."

સોસાયટીએ પોતાની નવ્વાણું વર્ષની કારકીર્દિમાં આ વિદ્યાના અભ્યાસને વધારવાનો સતત અને બહુવિધ પ્રયત્ન કર્યો છે. "ગુજરાતી ભાષાસાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવી" એવો ઉદ્દેશ સ્થાપના સમયે જાહેર થયો હતો; એ ઉદ્દેશને અમલમાં મૂકવા સોસાયટીએ સને ૧૮૪૯માં 'વર્તમાન' નામનું અઠવાડિક પ્રગટ કરવા માંડ્યું હતું. નગરશેઠ હિમાભાઇની સખાવતથી થયેલા 'હિમાભાઇ ઇન્સ્ટીટયૂટ'માં પુસ્તકશાળા ઉઘાડવામાં આવી હતી. 'બુદ્ધિપ્રકાશ' નામના મંડળે સને ૧૮૫૦-માં 'બુદ્ધિપ્રકાશ' નામનું શરુ કરેલું ચોપાનિયું જે થોડા સમયમાં બંધ પડેલું તે સને ૧૮૫૪થી સોસાયટીએ ફરી શરુ કર્યું, અને સને ૧૮૫૫થી કવિ દલપતરામે એનું તંત્રીપદ લઈ એ ચોપાનિયા દ્વારા અજ્ઞાન અને વહેમ દૂર થાય એવી વિવિધ લેખસામગ્રી પીરસી જનતાની કેળવણીની ભૂખ ઉઘાડી; 'બુદ્ધિપ્રકાશ' આજ સુધી ચાલુ છે; વિવિધ વિષયના ગ્રંથો રચાવી પ્રગટ કરવાની પ્રવૃત્તિ પણ પ્રારંભનાં વર્ષોથી જ કરવામાં આવી હતી. એને પરિણામે સાહિત્ય, ભાષાશાસ્ત્ર, કોષ, ઇતિહાસ, વિજ્ઞાન, સામાજિક સુધારા, ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃત તેમ જ અંગ્રેજી શિષ્ટ ગ્રંથોનાં ભાષાંતર તથા મૌલિક ગ્રંથો મળી આજ સુધી સોસાયટીએ લગભગ સવા પાંચસો જેટલાં પુસ્તકો પ્રગટ કર્યાં છે. વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા તથા વિવિધ વિષયોના ગ્રંથો રચાવવા ટ્રસ્ટફંડો સ્વીકારવાની નીતિ પણ આ સંસ્થાએ શરૂઆતથી સ્વીકારેલી છે. છાત્રવૃત્તિઓ અને પારિતોષિકોને લગતાં ટ્રસ્ટફંડો મોટે ભાગે કોમી છે. ગુજરાતમાં શિક્ષણનો વિસ્તાર કરવાની પ્રવૃત્તિ પણ સોસાયટીએ આરંભથી જ કરેલી છે. ગુજરાતના વિદ્યાવિકાસ અને વિદ્યાવિસ્તારમાં જે સમયે જેની જરૂર તેને સમજાય તેમાં પહેલ કરવી; અને એ રીતે ગુજરાતીમાં પ્રથમ ચોપાનિયું પ્રગટ કર્યું, સ્ત્રી કેળવણીનું કાર્ય હાથ ધર્યું, સાહિત્ય પ્રકાશન કર્યું ઇત્યાદિ.

ગુજરાતી વાઙ્મયનો ઉત્કર્ષ કરવો હોય તો તેમાં ઉચ્ચ અભ્યાસ અને સંશોધન થવાં જોઇએ એ તત્ત્વ સોસાયટીના સંચાલકોના ધ્યાનમાં આવતાં મુંબઈ સરકાર સાથે પત્રવ્યવહાર કરી સને ૧૯૩૯-ના માર્ચમાં 'ઉચ્ચ અભ્યાસ અને સંશોધન' માટે વીસ હજારની દેણગી (Grant) મેળવી.૧૯૪૦ના જાન્યુઆરીમાં તો સોસાયટીને સંસ્કૃતમાં, ભારતીય પ્રાચીન સંસ્કૃતિમાં અને ગુજરાતીમાં અનુસ્નાતક અધ્યાપન માટે મુંબઇ વિદ્યાપીઠની માન્યતા (Recognition) પણ મળી ગઈ. આ નવી પ્રવૃત્તિનું સદ્ભાગ્ય એ હતું કે પ્રારંભમાં જ તેને આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ જેવા સમર્થ વિદ્વાન, સૂક્ષ્મ વિચારક અને ઉત્કૃષ્ટ કેળવણીકારની દોરવણી મળી હતી. સને ૧૯૪૬માં શેઠ શ્રી. ભોળાનાથ જેસીંગભાઈ તરફથી રૂપિયા બે લાખની સખાવત ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ માટે મળી છે. અને તેથી એ વિભાગ પાછળ તેઓશ્રીનું નામ જોડવામાં આવ્યું છે. ભાષા, સાહિત્ય, ઇતિહાસ અને સમાજશાસ્ત્રનું સંશોધન વિદ્વાનો અને તજ્જ્ઞો પાસે સોસાયટી કરાવે છે. ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના ઘડતરમાં મુસ્લિમ કાળમાં જે ફાળો આવ્યો તેનું અલગ સંશોધન કરવા સોસાયટીએ મૌલાના સૈયદ અબુઝફર નદવીની નિમણૂક કરી છે. વળી આ સંસ્થા તરફથી આચાર્ય શ્રી. આનંદશંકરભાઇએ સંશોધનમાં આગળ વધાય એ દૃષ્ટિથી વિદ્યા-

પીઠોના આગળ પડતા અધ્યાપકો તથા તેવા જ બીજા વિદ્વાનોને આમંત્રણ આપી અહીં બોલાવી તેમની પાસે વ્યાખ્યાનો અપાવવાની યોજના કરેલી. તદનુસાર ડૉ. સુનીતિકુમાર ચેટરજી, ડૉ. હીરાનંદ શાસ્ત્રી, ડૉ. અલી, પ્રો. ધર્માનંદ કોસંબી તથા એ. સી. ગાંગુલિએ આ સંસ્થાના આશ્રય નીચે જુદાં જુદાં વ્યાખ્યાનો આપ્યાં છે. આ ઉપરાંત વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા પણ યોજવામાં આવી છે. તેમાં ગુજરાતીના પીઢ સાહિત્યકારો, અભ્યાસી અધ્યાપકો, કવિઓ તથા વિવેચકોનાં વ્યાખ્યાનો યોજાય છે. આ બધાં વ્યાખ્યાનો છપાવી પ્રસિદ્ધ પણ કરવામાં આવે છે. વળી સેમિનારની પદ્ધતિએ વિદ્યાભ્યાસક મંડળ પણ યોજવામાં આવ્યું છે, જેમાં વિદ્યાર્થીઓ પોતાને મનપસંદ વિષય પર અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન કે નિબંધ લખે છે અને પછી તે મંડળમાં વાંચવામાં આવે છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકો એ એ પછી છૂટથી એની પર ચર્ચા કરે છે. આ રીતે એમ કહી શકાય કે આ સંસ્થામાં ઉચ્ચ શિક્ષણની બોધભાષા (Medium) તરીકે ગુજરાતીને ખીલવવાનો પ્રયત્ન પણ થાય છે. ફેબ્રુઆરી ૧૯૪૮થી બી. જે. વિદ્યાભવન તરફથી વૃત્ત વિદ્યા (જર્નાલિઝમ) માટેના ખાસ વર્ગો શરુ થવાના છે.

સોસાયટીએ લગભગ પ્રારંભકાળથી જ હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ કરવા માંડ્યો હતો; જેના પરિણામે સોસાયટી પાસે '૪૪ના જૂન સુધીમાં સંસ્કૃત, ગુજરાતી, ફારસી, અરબી વગેરેની મળી ૬૯૦૮ હાથપ્રતો નોંધાઈ છે. આ ઉપરાંત પ્રાચીન સિક્કાઓ તથા મૂર્તિઓનો પણ સોસાયટી સંગ્રહ કરે છે. સિક્કાઓની સંખ્યા '૪૪નાં જૂન સુધી ૧૦૩૬ થઈ છે.

આ ઉપરાંત બ્રહ્મચારી વાડી સંસ્કૃત પાઠશાળા જેમાં બનારસ ક્વીન્સ કોલેજની સંસ્કૃતની આચાર્ય પર્યન્તની ઉચ્ચ પરીક્ષાઓ માટે જુદાં જુદાં શાસ્ત્રોનો પ્રાચીન પદ્ધતિએ અભ્યાસ કરાવવામાં આવે છે, તેનો વહીવટ પણ સોસાયટી કરે છે.

પરીક્ષાર્થી ન હોય તેવા સંશોધકોને પણ સંસ્થામાં રૂા. ૧૦ વાર્ષિક ભરી કામ કરવાની, માર્ગસૂચન લેવાની તથા સંસ્થાનાં સાધનોનો ઉપયોગ કરવાની છૂટ છે. સોસાયટીમાં નીચેના વિષયોમાં સંશોધન કરવાની ખાસ સગવડ છે. (૧) ગુજરાતનો ઇતિહાસ, (૨) ગુજરાતનું શિલ્પ અને સ્થાપત્ય, (૩) અરબી, ફારસી અને ઉર્દૂ—ભાષા અને સાહિત્ય, (૪) પ્રાકૃત અને અપભ્રંશ (૫) જૂની પશ્ચિમ રાજસ્થાની, (૬) પુરાણ, (૭) જૈન આગમ, (૮) વલ્લભવેદાંત (૯) ગુજરાતમાંની માનવજાતિ, (૧૦) ગુજરાતનું લોકસાહિત્ય, (૧૧) સંસ્કૃત કાવ્યમીમાંસા અને (૧૨) ભારતીય દર્શનો.

છેલ્લાં નવાણું વર્ષથી ગુ. વ. સોસાયટી ગુજરાતની જનતાની સાહિત્યિક અને કેળવણી વિષયક સેવા એકધારી રીતે બજાવી રહેલ છે. એના વહીવટ હેઠળનાં રૂા. ૧૧,૧૯,૨૩૬ નાં ૨૦૬ ટ્રસ્ટ ફંડો એની કામગીરીની શાખ પૂરે છે. નવાણું વર્ષની એની કારકીર્દિ એના સંચાલકોની સત્યનિષ્ઠાનો પુરાવો આપે છે. સોસાયટીને પગભર અને પ્રાણવાન બનાવવામાં અનેક સાક્ષરો અને સેવાભાવી સેવકો અને સખી શ્રીમંતોનો ફાળો છે પરંતુ તેમાં તેના ચાર મહાન હિતચિંતકો મિ. અલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ, કવિ દલપતરામ, રા. સા. મહીપતરામ અને રા. બ. ઉમિયાશંકર લાલશંકરના નામનિર્દેશ કર્યા વિના સોસાયટીનો પરિચય અપૂર્ણ ગણાય. તેનું નામ બદલીને હમણાં જ ગુજરાત વિદ્યા સભા રાખવામાં આવ્યું છે જેની કચેરી ભદ્ર પાસે 'પ્રેમાભાઇ હોલ'વાળા મકાનમાં આવેલી છે. મકાન સોસાયટીનું જ છે. શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર ગુજરાત વિદ્યાસભાના પ્રાણરૂપ પ્રમુખ છે.

## ગુજરાત સાહિત્ય સભા

ગુજરાત સાહિત્ય સભાનાં મૂળ બીજ તો છેક ઇ. સ. ૧૮૯૮માં ગુજરાત કોલેજના 'યંગમેન્સ યુનિયન' માં વવાયાં હતાં. એ યુનિયનમાં તેના સભ્યો વચ્ચે કાંઈ કારણે સર મતભેદ ઊભો થતાં 'Social and Literary Association' ઉદ્ભવી અને

તેમાંથી સને ૧૯૦૪માં સ્વ. રણજીતરામ વાવાભાઈએ એ જ એસોસીએશનનું નામ ફેરવી 'ગુજરાત સાહિત્ય સભા' સ્થાપી. જીવનની પૂર્ણતા માટે ઉચ્ચ મનોવ્યાપાર અને મહાન સિદ્ધાંતોથી પ્રેરાયેલા જીવનની જરૂર રહે છે અને આ કામ કરવાનું હોય છે સાહિત્યે. પ્રજાજીવનના ઘડતરમાં સાહિત્ય પાછળ ન રહી શકે. સાહિત્ય પણ પ્રજાઘડતરનું પ્રેરક અને પોષક બળ બની શકે છે એવા સ્તુત્ય હેતુથી સ્વ. રણજીતરામે આ સભાનું નિર્માણ કર્યું. પોતાના ઉદ્દેશની સિદ્ધિ માટે નિયમિતપણે સાહિત્ય સભાએ ઊછરતી પ્રજા સમક્ષ માતૃભાષા દ્વારા જ્ઞાનના અગણિત વિષયો રજૂ કર્યા છે; ઉચ્ચ કર્તવ્યથી પ્રેરાઈ એણે અનેક સત્સંગો કેળવ્યા છે; કાવ્ય અને શાસ્ત્રના વિનોદ વિચારપૂર્વક યોજ્યા કર્યા છે; કથા, સંગીત, કુદરતનાં અવલોકન અને વિજ્ઞાનના પ્રયોગો એણે છૂટથી પ્રજા સમક્ષ મૂક્યા છે; એણે પક્ષાપક્ષી થવા દીધી નથી; એણે તો ગુણની જ પૂજા કરી છે, વય કે કુળ સામું જોયું નથી; અભિનયકલા, ભાટચારણનાં ગીતો, ગરબા અને કલાપ્રદર્શનો એણે પ્રજાને બતાવ્યાં છે; દેશભક્તિનાં ગીતો પ્રસિદ્ધ કર્યાં છે; લોકસાહિત્ય બહાર આણ્યું છે–ટૂંકમાં પ્રજાજીવનનું સાંસ્કારિક આરોગ્ય વધારવા એણે બધી તજવીજ બને તેવી રીતે કરી છે.

આ ઉપરાંત ગુજરાત સાહિત્ય સભા તરફથી સિદ્ધહસ્ત લેખકો પાસે સાહિત્યને ઉપકારક ગ્રંથો લખાવવામાં આવે છે તથા વર્ષ દરમિયાન પ્રગટ થયેલા ગુજરાતી સાહિત્યનું અવલોકન કોઈ સારા વિવેચકને હાથે કરાવવામાં આવે છે. વળી સાહિત્ય, સંગીત કે કલાના ક્ષેત્રમાં પ્રતિ વર્ષ કોઈ આગળ તરી આવતા સાહિત્યકાર, ગાયક કે ચિત્રકારને ઉત્તમાં વર્ષોથી ગુજરાત સાહિત્ય સભા તરફથી રણજીતરામ સુવર્ણચંદ્રક એનાયત કરવામાં આવે છે. સભાએ પોતાના રજત મહોત્સવ પ્રસંગે સ્વ. રત્નમણિરાવ ભીમરાવ દીવેટીઆ પાસે લખાવેલો 'ગુજરાતનું પાટનગર—અમદાવાદ' પણ કીમતી ગ્રંથ છે.

અમદાવાદની આ સાહિત્ય સભા ગુજરાતની પહેલી જ સ્થપાયેલી સાહિત્ય સભા છે અને પોતાનું એ સ્થાન એણે પોતાનાં કાર્યોથી દિપાવ્યું છે અને ટકાવ્યું છે. ગુજરે સાક્ષર જયંતીઓ ઊજવીને અને બીજાં થોડાં પ્રકાશનોથી અને વિશેષે કરીને વ્યાખ્યાનોથી સભાએ પોતાની સાહિત્યોપાસના ચાલુ રાખી છે. સાહિત્ય પરિષદના વિચારબીજને વાવનાર પણ ગુજરાતી સાહિત્ય સભાના નિર્માતા સ્વ. રણજીતરામ હતા એટલું અત્રે યાદ આપવું જરૂરી છે.

## નવજીવન કાર્યાલય

નવજીવન કાર્યાલય એ પ્રકાશન સંસ્થા જ માત્ર નથી પરંતુ અમદાવાદ અને ગુજરાતના જાહેરજીવનમાં અનોખો ભાગ ભજવતી એક જાહેર સંસ્થા જ છે. મહાત્મા ગાંધીજી અમદાવાદ આવી વસ્યા ત્યારપછી 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા' સાપ્તાહિકો તેમણે પોતે ચલાવવા માંડ્યાં હતાં. એ નવજીવન સંસ્થાનું મૂળ બીજ સારંગપુર, સરખીગરાની વાડીમાં નંખાયું હતું. ટ્રસ્ટડીડમાં તેનો ઉદ્દેશ આ પ્રમાણે જણાવાયો છે.

'ગુજરાતી ભાષાના સાધન દ્વારા ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થવા અને એ રીતે હિંદની શુધ્ધ સેવા કરવા ઇચ્છનારા સંસ્કારી અને ગુજરાતી ભાષાપરાયણ સેવકો દ્વારા લોકશિક્ષણનું કાર્ય કરી હિંદ સ્વરાજ પ્રાપ્ત કરવાના શાંતિમય ઉપાયોનો પ્રચાર કરવો.' નવજીવન સંસ્થા આ ઉદ્દેશની પૂર્તિને સારુ ગાંધીજીનાં સાપ્તાહિકો તથા અન્ય પુસ્તકોનું પ્રકાશન કરે છે. 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા' લડત દરમ્યાન બંધ થયાં પછી તે 'હરિજન' પત્રોમાં રૂપાંતર પામ્યાં અને હાલ 'હરિજન' (અંગ્રેજી), 'હરિજનબંધુ' (ગુજરાતી) 'હરિજનસેવક' (હિંદી અને ઉર્દૂ) એ સાપ્તાહિકો તથા 'શિક્ષણ અને સાહિત્ય' એ માસિક તેના તરફથી પ્રગટ થાય છે. ઈ. સ. ૧૯૨૯ ની સાલમાં રૂ. ૧ લાખની મિલકતનું ટ્રસ્ટ બનાવવામાં આવ્યું હતું અને તે વખતે પ્રથમ ટ્રસ્ટીઓ સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલ, શ્રી જમનાલાલ બજાજ, શ્રી. કાકાસાહેબ કાલેલકર, શ્રી. મહાદેવભાઈ દેસાઈ અને

શ્રી. મોહનલાલ મ. ભટ્ટ હતા. અત્યારે તેમાંના છેલ્લા ચાર બદલાઈ ગયા છે અને સરદાર શ્રી. વલ્લભભાઈ; શ્રી. મોરારજીભાઈ દેસાઈ, શ્રી. મગનભાઇ પ્ર. દેસાઈ અને શ્રી. જીવણજી ડા. દેસાઇ (વ્યવસ્થાપક ટ્રસ્ટી) એટલા ટ્રસ્ટીઓ છે. ગાંધી સાહિત્યનો પ્રમાણભુત સંગ્રહ કરતી અને તે પ્રકાશિત કરતી આ સંસ્થાએ અનેક કીમતી ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. તેના કુલ પુસ્તક પ્રકાશનના આંકડા જોઇએ તો જણાશે કે નવજીવન સંસ્થાએ ગુજરાતી ૧૬૫, અંગ્રેજી ૪૦, હિંદુસ્તાની ૩૪, અને મરાઠી ૮ મળી કુલ ૨૪૭ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. પુસ્તક પ્રકાશન અને "હરિજન" પત્રોની સંસ્થાની ૧૯૪૬ ની આવક આશરે રૂ. ૨,૪૦,૦૦૦ થી વધુ હતી. તેની કુલ આવક રૂ. ૨૮૫,૦૩૯ અને કુલ ખર્ચ રૂ. ૨,૧૭,૪૦૮ થયું હતું. ગુજરાતભરમાં એનાં સુઘડ છપાઇનાં પુસ્તકોની ખપત ઘણી છે. નવજીવન સંસ્થાના કાર્યકરો માટે ઉદાર નિયમો, સારા પગાર ધોરણ અને ખાસ સગવડો છે. વળી તેની પાસે આશરે ૫૬૦૦૦ ચો. વાર જમીન છે તેમાં પ્રેસનું મકાન તથા તેના સેવકોનાં રહેઠાણ બંધાવવાનાં છે. અત્યારે નવજીવન કાર્યાલય, કાળુપુર ખજુરીની પોળમાં છે.

## અમદાવાદ વ્યાયામમંડળ

અમદાવાદ વ્યાયામમંડળ એ અમદાવાદ શહેરમાં વ્યાયામના ક્ષેત્રમાં કામ કરતી એક આગળ પડતી સંસ્થા છે. ગુજરાતીઓનાં માયકાંગલાં શરીરમાં વ્યાયામદ્વારા ચેતન રેડી મજબૂત અને ખડતલ શરીરવાળા નીડર, સાહસિક અને ચારિત્ર્યવાન યુવાનો તૈયાર કરવા; "સેવા માટે શરીર"નો મુદ્રાલેખ નજર સમક્ષ રાખી સમાજ અને દેશની સેવા કરવા ખડે પગે તૈયાર રહેનાર યુવાનો સમાજ અને દેશ સમક્ષ મૂકવાના હેતુથી આ સંસ્થાની સ્થાપના સને ૧૯૩૩ના માર્ચ માસમાં થઇ.

અમદાવાદ શહેરમાં ન્યાતજાતના ભેદભાવ વિના સાર્વજનિક ધોરણે ચાલતી નાની–મોટી તમામ વ્યાયામ-શાળાઓ, શાળા અને મહાશાળાઓના રમતવિભાગો, એથલેટિક કલબો વગેરે વ્યાયામના ક્ષેત્રમાં કાર્ય કરતી સંસ્થાઓના સંયોજનથી આ સંસ્થા બનેલી છે. આજસુધીમાં આ સંસ્થા સાથે ૧૧૮ જેટલી સંસ્થાઓ સંયોજિત થયેલી છે.

આ મંડળ વ્યાયામના ક્ષેત્રમાં અનેકવિધ પ્રવૃત્તિઓ કરે છે, જેવી કે રમતગમતની હરીફાઇ, કાયાકૌશલ્ય કસોટી, વ્યાયામના તાલીમ વર્ગો, સ્વરક્ષણ તાલીમ વર્ગ, વ્યાયામના જુદા જુદા પ્રશ્નો ચર્ચતી મિજલસ, રંજનપ્રવૃત્તિ તરીકે ડાયરો, પ્રવાસ, પ્રકાશન, રખડુ ટોળી, યુદ્ધ રમતો, માધ્યમિક શાળાઓના વ્યાયામ શિક્ષકોનું સંગઠન અને શાળાઓમાં વ્યાયામપ્રવૃત્તિને વેગ, પુસ્તકાલય અને છેલ્લી છતાં ઘણી જ અગત્યની પ્રવૃત્તિ તે વ્યાયામનાં સસ્તાં અને સુંદર સાધનો અને સાહિત્ય પૂરાં પાડતો સહકારી ભંડાર વગેરે વગેરે.

મંડળ તરફથી યોજાતી ઓલિમ્પિક હરીફાઇઓમાં બાળકો, યુવાનો અને પ્રૌઢોને યોગ્ય એવી રમતો રાખવામાં આવે છે. ભાઈઓ તેમ જ બહેનો બંને તેમાં ભાગ લઈ શકે છે. ન્યાતજાતના ભેદભાવ વિના સૌ કોઈ આ રમતગમતની હરીફાઇના મેદાન પર એકઠા થાય છે, અને ખેલદિલી તથા ભ્રાતૃભાવની ભાવના કેળવે છે. દર વર્ષે યોજાતી આ મોટામાં મોટી પ્રવૃત્તિમાં પાંચ પાંચ હજાર ભાઈબહેનો ભાગ લે છે. અને અમદાવાદની હરીફાઇઓમાં વિજેતા થનારાંને ગુજરાત ઓલિમ્પિક હરીફાઇમાં મોકલી આપવામાં આવે છે.

આ ઉપરાંત વ્યાયામના શાસ્ત્રીય અભ્યાસ માટે ગ્રીષ્મ વ્યાયામ વર્ગો તેમ જ દ્વિમાસિક તાલીમવર્ગો પણ મંડળ ચલાવે છે અને ઘણા શહેરીઓ એમાં ભાગ લે છે.

વળી સ્થાનિક છાપાંઓના સહકારથી મંડળ 'સંદેશ' માં 'કાયા અને કેળવણી' નું સંપાદન કરે છે. ઉપરાંત 'ગુજરાત સમાચાર', 'લોકનાદ', વગેરેમાં પોતાની પ્રવૃત્તિઓના સમાચાર આપી પ્રજાને પોતાના કાર્યથી વાકેફ રાખે છે.

આમ આ મંડળે અમદાવાદનાં સંસ્કાર કેન્દ્રો અને શારીરિક તાલીમ આપતી સંસ્થાઓનું સંગઠન કરી એક મધ્યસ્થ સંસ્થા તરીકે અમદાવાદના નાગરિક–ઘડતરમાં પોતાનો શક્ય તેટલો બધો ફાળો આપ્યો છે. રાષ્ટ્રીય લડતોમાં પણ મંડળના કાર્ય-

કર્તાઓએ તેમ જ વ્યાયામવીરોએ પોતાની સેવાઓ આપી છે શહેરની છેલ્લી કોમી અશાંતિમા શાંતિ સ્થાપવા હિંમતભેર મૃત્યુને ભેટનાર વ્યાયામ–વીર સ્વ વસંતરાવ હેગિષ્ટે અમદાવાદ વ્યાયામમંડળના એક અગ્રણી કાર્યકર અને પ્રમુખ હતા મંડળની કચેરી ખાડિયા પોલિસ ચોકી પાસે આવેલી છે

## ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ

ગુજરાતના શહેરો, ગામ તથા ગામડાઓની વ્યાયામશાળાઓ, વ્યાયામ કાર્યકરો અને માનનીય વ્યક્તિઓનુ આ મંડળ બનેલુ છે ગુજરાતના યુવાનો તથા યુવતીઓ આરોગ્યવાન, બળવાન, સપ્રમાણ શરીરવિકાસવાળા, સ્વરક્ષણની કળા જાણવાવાળા, ખડતલ, નીડર, સાહસિક, ચારિત્ર્યવાન તથા સારા દેશપ્રેમી અને સેવાભાવી બને એ મંડળનો ઉદ્દેશ છે, પરંતુ એ જાણવુ જરૂરી છે કે આ મંડળનો ઉદ્દેશ મલ્લો કે પહેલવાનો પેદા કરવાનો નથી

ઇ સ ૧૯૦૫ મા બંગભંગની ચળવળનો એક તણખો ગુજરાતમા પણ પડ્યો—અને શ્રી છોટુભાઇ પુરાણી તથા શ્રી અંબુભાઈ પુરાણીએ ગુજરાતભરમા ફરી વ્યાયામ પ્રવૃત્તિનો પ્રચાર કર્યો ટૂંક સમયમા જ ગુજરાતમા અખાડાઓની હારમાળા ટપકાઈ ગઈ એ સઘળા અખાડાઓની મધ્યસ્થ સંસ્થા તરીકે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળની સ્થાપના કરવામા આવી છે

મંડળ તરફથી પ્રવાસો, સુંદરમતો, ઓલિમ્પિક હરીફાઇઓ, ગ્રીષ્મ વ્યાયામ વર્ગો,—જેમા ચાર વર્ષને અંતે નિયત અભ્યાસક્રમમા ઉત્તીર્ણ થનારને 'વ્યાયામ વિશારદ'ની પદવી એનાયત કરવામા આવે છે, વ્યાયામને ઉપયોગી શાસ્ત્રીય પુસ્તકોનુ પ્રકાશન, વગેરે શરીર–મનને ઘડનાર પ્રવૃત્તિઓ ચલાવવામા આવે છે

મંડળની ઓફિસ પણ હમણા અમદાવાદમા લાવવામા આવી છે અને તે ખાડિયામા આવેલી છે

## અમદાવાદ મિલિટરી એન્ડ રાઇફલ ટ્રેનિંગ એસોસીએશન

સાર્વજનિક, બિનરાજકીય, બિનસરકારી અને શૈક્ષણિક એવી આ સંસ્થાની સ્થાપના સને ૧૯૩૮–ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે થઇ હતી સંસ્થાનો ઉદ્દેશ ગુજરાતના જુદા જુદા વિભાગોમા રાઇફલ રેન્જો સ્થાપવાનો, રાઇફલ તથા તીરની નિશાનબાજી શીખવવાનો પ્રવાસો તથા હરીફાઇઓ ગોઠવી બંદૂકની તાલીમ આપવાનો તથા બીજી જરૂરી વ્યાયામી તાલીમથી નાગરિકોનુ ઘડતર કરી સ્વરક્ષણ માટે લાયક બનાવવાનો છે આજસુધીમા સંસ્થાએ ૩૦૦૦ વિદ્યાર્થીઓને પદ્ધતિસરની સાચી બંદૂકની તાલીમ આપી છે અને લશ્કરી તથા બંદૂકતાલીમનો પ્રચાર કર્યો છે વળી આ સંસ્થાએ બંદૂક, વ્યાયામ *તથા રમતગમતને લગતા સાધનોનો એક જંગી* સ્ટોર રૂ ૫૦૦૦૦ ના ખર્ચે રિલીફ રોડ પર દાડવાના બિલ્ડીંગમા ખોલ્યો છે શહેરમા ચાલતા બીજા શરીરતાલીમી કેન્દ્રો સાથે સંસ્થા હાથ મિલાવીને કામ કરે છે ફૂટબોલ, હૉકી, બૉક્સીંગ, સ્કેટીંગ, સાઇકલીંગ વગેરે રમતો અને વ્યાયામ પ્રવૃત્તિમા નવા નવા મંડળો સ્થાપવામા એણે અગ્રણી તરીકે કામ કરેલુ છે

માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકર આ સંસ્થાના પ્રમુખ છે સંસ્થાની ઓફિસ ખાનપુર, સર ચિનુભાઇનો બંગલો નં ૩ મા આવેલી છે

## રોટરી ક્લબ

અમદાવાદની રોટરી ક્લબની સ્થાપના 'રોટરી ઇન્ટરનેશનલ'ના ૮૮મા ડિસ્ટ્રિક્ટના ચાર્ટર નંબર ૪૦૦૮ પ્રમાણે સને ૧૯૩૬ના માર્ચની ૮ મી તારીખે થઇ હતી Rotate (રોટેટ) એટલે ફરવુ એ ઉપરથી 'રોટરી' એટલે દેશપરદેશમા માનવ માત્રની સેવા કરનાર સંસ્થા પોતાના નામ પ્રમાણે રોટરી ક્લબે ૧૯૪૧ના કોમી હુલ્લડ વખતે અહી અને તે જ વર્ષે કનોલ અને ધોળકામા ફાટી નીકળેલા કોલેરાના રોગ વખતે, ૧૯૪૨ની ચળવળ વખતે, ૧૯૪૬મા અહી ફરી થયેલા કોમી હુલ્લડ વખતે જે સેવાઓ બજાવી છે તે અમદાવાદીઓથી અજાણી નથી આ ઉપરાંત ક્લબ ગરીબ વિદ્યાર્થીઓ ફી તથા ચોપડીઓ પણ આપે છે કોલેજના વિદ્યાર્થીઓમા વક્તૃત્વ કળાની હરીફાઈ માટે ક્લબે એક ટ્રોફી પણ રાખી છે અમદાવાદ વિશે જરૂરી માહિતી આપતું એક સચિત્ર

પુસ્તક 'અમદાવાદ' ક્લબે પ્રગટ કર્યું છે. વળી સરકારી કાયદાકાનૂનોની સમજ આપતી નાની પુસ્તિકા ક્લબે છપાવી પ્રગટ કરી છે. આ ઉપરાંત નિર્વાસિતોને રાહત આપવી, પ્રૌઢ શિક્ષણ આપવું, ખોરાક તથા આરોગ્ય વિશે સમાજને પ્રદર્શનો વગેરે દ્વારા ઘટતું માર્ગદર્શન કરવું વગેરે સેવાઓ રોટરી ક્લબ કરે છે. વળી ક્લબ બાળકોના મેળા યોજે છે. અનાથાશ્રમનાં બાળકોને મીઠાઈ વહેંચે છે, સીનેમા શો બતાવે છે; બહેરાંમૂગાંની શાળામાં ક્લબે જ વીજળીના દીવા મુકાવી આપ્યા છે. આમ રોટરીનું ધ્યેય શક્ય તેટલાં સાધનોથી બની શકે તેટલાં લોકોનું ભલું કરવું એ છે. વિવિધ વિષયો પર ખાસ વ્યાખ્યાનો ક્લબ તરફથી વારંવાર ગોઠવાય છે.

ક્લબના બે સભ્યો–શ્રી. એચ. એમ. દેસાઇ અને શ્રી. આઇ. આર. ભગત 'રોટરી ઇન્ટરનેશનલ'-ના ગવર્નર નીમાયા છે. વળી મધ્યસ્થ ધારાસભાના પ્રમુખ માનનીય શ્રી. માવલંકર રોટરી ક્લબના પ્રથમ પ્રમુખ હતા અને હાલ પણ છે.

## જ્યોતિસંઘ

હિંદમાં ગાંધીજીના આગમને અને ત્યારપછી સને ૧૯૩૦-૩૨ની ચળવળે ગુજરાતની સ્ત્રીઓને ઘરની ચાર દીવાલ વચ્ચેથી બહાર કાઢી. એનામાં જાગૃતિ આવી. પણ ચળવળ બંધ થયા પછી એ જાગૃતિ સરી ન જાય પણ 'ઇંડી તાકાત'થી રચનાત્મક કાર્ય તરફ વાળી શકાય એ આશયથી સને ૧૯૩૪ના એપ્રિલની ૨૪મી તારીખે જ્યોતિ-સંઘની શરૂઆત થઇ. જ્યોતિસંઘનું ધ્યેય સ્ત્રીઓનો શારીરિક અને માનસિક વિકાસ સાધી તેમનામાં નીડરતા, સ્વાશ્રયીપણું, આત્મવિશ્વાસ, બંધુત્વ અને રાષ્ટ્રીયતા કેળવી કોમી ભાવ દૂર કરી તેમને સારાં નાગરિક બનાવવાનું રહ્યું છે. શ્રી. લીલાવતીબહેન દેસાઈ, શ્રી. મૃદુલાબહેન સારાભાઈ, શ્રી. પ્રમોદાબહેન, શ્રી. પુષ્પાબેન મહેતા વગેરે એના મુખ્ય કાર્યકરો હતાં.

સને ૧૯૩૪ના જુલાઇમાં સામાન્યજ્ઞાન, વેપારી, જ્ઞાન, ઔદ્યોગિક પ્રશ્નોનો ઉંપ, આધુનિક, સામાજિક, રાજકીય વગેરે પ્રશ્નોનો ખ્યાલ, નાગ-રિકતાની તાલીમ, કવાયત, રમતગમત–ટૂંકમાં કહીએ તો સાચી રાષ્ટ્રીય તાલીમના વર્ગો શરુ કર્યા. કૌટુંબિક બાળથી રહિત અથવા તેમાંથી મુક્ત થઇ શકે તેવાં નિયમિત રીતે અભ્યાસક્રમ પાર પાડવાને શક્તિમાન તથા પોતાની ઇચ્છા મુજબ જીવનમાર્ગ નક્કી કરવા પૂરતાં સ્વતંત્ર બહેનો માટે કાર્યકર્તા તાલીમ વર્ગ તથા શિક્ષિકા તાલીમ વર્ગ જેમાં સંગીત, સીવણ, ગુજરાતી, અંગ્રેજી ટાઇપીંગ વગેરે વિષયો શીખવી ડિપ્લોમા આપતા વર્ગો શરુ કર્યા. કાર્યકર્તા વર્ગની બહેનોને દેશની સેવામાં ઉપયોગમાં થઇ પડે એવી તાલીમ આપવામાં આવતી. વિશેષમાં જે બહેનોની આર્થિક સ્થિતિ નબળી હોય તેમને કમાવાની તક આપવા સંઘ તરફથી ભરત, સીવણ, સ્પ્રે-પ્રિન્ટીંગ વગેરે ઉદ્યોગોની કેળવણી આપતો કારીગર વર્ગ ચલાવવામાં આવતો. એ વર્ગમાં ખાદ્ય–પદાર્થો પણ બનાવવામાં આવતા. તે બધી વસ્તુઓનું વેચાણ કરવા 'કમલા–જ્યોતિ હાટ' સંઘે કાઢેલું. છેલ્લા વિશ્વયુદ્ધ વખતે રંગ અને બીજી વસ્તુઓની મોંઘવારી વધતાં એ વર્ગ બંધ કરવામાં આવ્યો. છતાં હજુ જ્યોતિસંઘ પાપડ, અથાણાં, મસાલા, રાષ્ટ્રધ્વજો વગેરે સંઘમાં બનાવે છે અને વેચે છે. વળી પ્રતિવર્ષ ગાંધીજયંતી સપ્તાહ વખતે ગૃહ–ઉદ્યોગ–પ્રદર્શન, વ્યાખ્યાનો, રંજન કાર્યક્રમ વગેરે યોજવામાં આવે છે.

આ ઉપરાંત કૌટુંબિક અને ઇતરમાં ફસાએલી દુ:ખી સ્ત્રીઓને રાહત આપવી, બાળલગ્નોની અટકાયત કરવી, પરાણે પરણાવી દેવામાં આવતી કે નાની ઉમ્મરમાં પરણાવી દેવામાં આવતી સ્ત્રીઓને કાનૂની અને બીજી સહાય કરવી, સ્ત્રી આદર્શ ગૃહિણી બની શકે, કઠણ સંજોગોમાં નિ:સહાય ન થઇ જતાં સ્વમાનથી પોતાના પગ પર ઊભી રહી શકે, સારો બાળ–ઉછેર કરી શકે, વગેરેની તાલીમ આપતી અનેક પ્રવૃત્તિઓ સંઘ કરે છે. જરૂરવાળી બહેનોને સંઘનાં ફંડોમાંથી શિષ્યવૃત્તિઓ અને શિષ્યવૃત્તિ લોનો પણ આપવામાં આવે છે.

સંઘની હાલની પ્રવૃત્તિઓમાં સીવણ-ભરતના ડિપ્લોમા વર્ગો, હિંદી, અંગ્રેજી, ગુજરાતી વગેરે વિષયોનું અક્ષરજ્ઞાન આપવાના સામાન્ય વર્ગો ચાલે છે. ઉપરાંત સ્કૂલ બોર્ડ તરફથી મોકલવામાં આવતી બહેનોને ૬ા માસમાં કાંતણની સંપૂર્ણ તાલીમ સાથે ગામડાં, આરોગ્ય વગેરેનું સામાન્ય જ્ઞાન આપતો શિક્ષિકા તાલીમ વર્ગ ચાલે છે. વિશેષમાં દાઉદી વોરાઓની ઝકરિયા મસ્જિદમાં એ કોમની બહેનોને સીવણ, ભરત, ગૂંથણ, બૌદ્ધિક વિષયો વગેરે જે શીખવાની ઇચ્છા હોય તે સંઘની બહેનો ત્યાં જઇને શીખવે છે. જમાલપુરની કેટલીક મુસ્લિમ બહેનોને જ્યોતિસંઘ તરફથી વેતન આપી કાંતવાનું કામ આપવામાં આવે છે.

જ્યોતિ સંઘનાં હાલનાં પ્રમુખ શ્રીમતી લીલાવતી દેસાઈ છે અને શ્રી. પેરીનબેન મિસ્ત્રી એનાં મંત્રી છે. સંઘના તાલીમી કેન્દ્રના મંત્રી શ્રી. હેમલતા હેગિષ્ટે છે. શ્રી. સરલાબેન સારાભાઈ, શ્રી. વિજ્યાલક્ષ્મી પંડિત, શ્રી. તનુમતી ગિરજાપ્રસાદ ચીનુભાઈ, શ્રી. તારાબેન પ્રેમચંદ, શ્રી. ઝરીના કરીમભાઈ વગેરે સંઘના ટ્રસ્ટીઓ છે. સંઘ સ્ત્રીસંચાલિત છે. અવારનવાર પુરુષ-કાર્યકરોની મદદ લેવામાં આવે છે. સંઘમાં હરકોઇ જ્ઞાતિની યા કોમની ભણેલી યા અભણ બહેન સભ્ય થઈ શકે છે. સંઘનું મકાન રાયપુરમાં વાઘેશ્વરની પોળની સામેની મગનભાઇ કરમચંદ હવેલીમાં આવેલું છે.

## વિકાસગૃહ

કુટુંબજીવનમાં અન્યાય પામતી, ક્યાંક અનીતિ કે જુલ્મનો ભોગ થઇ પડતી, ક્યાંક આર્થિક કે બીજી કઠણ પરિસ્થિતિને કારણે સ્વવિકાસ માટે મૂંઝાતી, ક્યાંક બાળલગ્ન કે વૃદ્ધલગ્નમાં ધકેલાઇ દેવાતી અનેક સ્ત્રીઓની અને સહાય વિના રસ્તે આખડતાં બાળકોની ફરિયાદો જોરશોરથી અથડાયા જ કરતી હતી. આવાં બાળકો અને સ્ત્રીઓને સહાયરૂપ થવા જાણીતાં કોંગ્રેસ કાર્યકર શ્રી. મૃદુલાબેન સારાભાઈ અને શ્રી. પુષ્પાબેન મહેતા તથા શહેરની બીજી શિક્ષિત સમાજહિતેચ્છુ અને શ્રીમંત બેનોએ મળી સને ૧૯૩૭ના મેની ૧લી તારીખે પૂ. મહાત્મા ગાંધીજીના આશીર્વાદ સાથે અમદાવાદમાં 'વિકાસગૃહ'ની સ્થાપના કરી.

સમાજમાંથી પોતાના જ પ્રશ્નો લઇ આવતી, અપહૃત, ગુંડાશાહીનો ભોગ બનેલી, અનીતિને માર્ગે દોરાવાયેલી, કુટુંબકલેશમાંથી રક્ષણ ઇચ્છતી, વૃદ્ધ કે બાળલગ્નમાં ધકેલાઇ દેવાતી, માનસિક અસ્થિરતાને કારણે હડધૂત થતી કે બીજી કોઇ રીતે આશ્રયની જરૂરવાળી સ્ત્રીઓને વિકાસગૃહમાં રાહત આપવામાં આવે છે. કેટલીક વખત સગીર બાળાઓના હક્ક કે બીજી કોઈ બાબતનો ન્યાય મેળવવા માટે વિકાસગૃહને કોર્ટ અને કાયદાનો પણ આશરો લેવો પડે છે. આજ રીતે અત્યાચાર અને ઉપેક્ષાનો ભોગ થઇ પડતાં કુમળી વયનાં બાળકોને પણ વિકાસગૃહમાં રાખવામાં આવે છે.

ભણવામાં પછાત રહેલાં બાળકો અને મોટી ઉંમરની બહેનોને થોડા સમયમાં અભ્યાસમાં રસ લેતાં કરવા અને એમની અભ્યાસ પ્રત્યેની રુચિ ઉઘાડવા સને ૧૯૪૦ ના ડિસેમ્બરથી વિકાસગૃહમાં શારીરિક તાલીમ, સંગીત, રાષ્ટ્રભાષા, ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ, ગણિત, ગુજરાતી, અંગ્રેજી, વિજ્ઞાન વગેરે શીખવવાના વર્ગો શરુ કરવામાં આવ્યા છે. સંસ્થામાં સરેરાશ ૧૨૦ થી ૧૩૦ વચ્ચે સ્ત્રીઓ હોય છે. તેમના અને બાળકોના પોષણ પાછળ તથા શિક્ષણ માટે સંસ્થાને માસિક રૂા. ૧૫૦૦ થી રૂા. ૨૦૦૦ જેટલો ખર્ચ આવે છે. આવી સંસ્થાને પોતાનું મકાન નથી. જે છે તે પણ નાનું હોવાથી ૮૫ જેટલાં છોકરા-છોકરીઓને વઢવાણમાં વિકાસગૃહની શાખામાં રાખવામાં આવે છે. પરંતુ હાલમાં જ શહેરના કેટલાક ઉદાર શ્રીમંતો તરફથી લાખેક રૂપિયા જેટલી રકમ સંસ્થાને મકાન માટે મળી છે. અને સંસ્થાને જરૂરી એવા મકાનની વ્યવસ્થા થઈ રહી છે. ૧૯૩૭ થી ૧૯૪૬ સુધીમાં હિંદુસ્તાનના કુલ ૧૨ જેટલા પ્રાંતોમાંથી ૧૩૦૮ જેટલાં સ્ત્રીઓ અને બાળકોએ આ સંસ્થાનો લાભ લીધો છે. પ્રવાસ, પર્યટન, રંજનકાર્યક્રમ વગેરે પ્રવૃત્તિઓ અને તબીબી રાહતની વ્યવસ્થા છે. પોતાનાં કાર્યકરોના

સતત પ્રયાસ અને શહેરના ઉદારમતવાદી ગૃહસ્થોની સહાય અને શુભેચ્છાથી વિકાસગૃહ દિવસે દિવસે ગુજરાતનું એક તાલીમી અને સાંસ્કૃતિક કેન્દ્ર બની રહ્યું છે. વિકાસગૃહની વિશિષ્ટતા એ છે કે તેમાં નાતજાત કે વર્ગના કશા ભેદભાવ વિના તમામ સ્ત્રીઓ તથા બાળકોને રાહત આપવામાં આવે છે.

વિકાસગૃહ એલિસબ્રીજ ફતેહનગરમાં આવેલું છે. શ્રીમતી પુષ્પાવતીબહેન મહેતા એનાં પ્રાણરૂપ અગ્રણી કાર્યકર અને મંત્રી છે.

## મહિલા પરિષદ

અખિલ હિંદ મહિલા પરિષદની આ અમદાવાદ ખાતેની શાખા છે. આ સંસ્થા નાતજાતના કશાય ભેદભાવ વિનાની અને રાજકીય પક્ષાપક્ષીથી તદ્દન અલિપ્ત છે.

મહિલા પરિષદનું કાર્ય સ્ત્રીજગતના પ્રશ્નો ઉકેલવાનું છે. છતાં ગત બંગાળ દુકાળ વખતે, કલકત્તામાં થયેલા કોમી હુલ્લડ વખતે મહિલા પરિષદે કપડાં વગેરે શીવી મોકલીને રાહતનું ઘણું કાર્ય કર્યું હતું. બપોરની રજામાં નિશાળિયાં અનારોગ્યકર ચવાણું વગેરે ખાતાં અટકે તે માટે જમાલપુર વિસ્તારની કેટલીક નિશાળોમાં ૭ માસ સુધી મહિલા પરિષદની બહેનોએ એમને દૂધ પાવાનો સફળ પ્રયોગ કર્યો હતો. અત્યારે એક કો-ઓપરેટિવ સ્ટોર કાઢવાની પ્રવૃત્તિ ચાલે છે. એલિસબ્રીજમાં એક સીવણવર્ગ પણ ચલાવવામાં આવે છે. ત્યાં જ હિંદીનો વર્ગ પણ ખોલવામાં આવ્યો છે. અત્રેની મહિલા પરિષદની આ શાખાને પોતાનું મકાન નથી. અને ભોળાનાથ સારાભાઇ લીટરરી ઇન્સ્ટીટ્યુટમાં બેસે છે. પરિષદનાં પ્રમુખ શ્રીમતી જયવતીબહેન દેસાઇ છે, શ્રી. શિરીનબહેન ઉપપ્રમુખ છે, શ્રી. પદ્મા મહેતા અને શ્રી. ચારૂબહેન યોધ મંત્રીઓ છે.

## મહિલા મંડળ-ડૉ. મોટીબાઇ કાપડીઆ હોલ

મહિલા મંડળ એ અમદાવાદની ઘણી જૂની સંસ્થા છે. શ્રી. મહાલક્ષ્મીબેન મનસુખરામના પતિ રા. પીતાંબરદાસ ત્રિભુવનદાસ મહેતા જૂના 'હિતેચ્છુ' પત્રના તંત્રીનું અવસાન થયું. તે પછી સને ૧૯૧૦-થી મહાલક્ષ્મીબેને દર અઠવાડિયે પોતાને ઘેર સ્ત્રીઓની સભા બોલાવવા માંડી. તેમાં ઇશ્વરપ્રાર્થના અને વ્યાખ્યાન થતાં. ત્યારબાદ સને ૧૯૧૬માં શ્રી. શારદાબેન મહેતા અમદાવાદ રહેવા આવ્યાં. તેમણે એ સંસ્થાનો વિકાસ કરવાનું હાથમાં લીધું. મહાલક્ષ્મીબેનના ઘર જેવા ખાનગી સ્થળને બદલે રા. બા. મગનભાઇ કરમચંદની હવેલી જ્યાં અંગ્રેજી ટ્યૂટોરિયલ શાળા બેસતી તેનો એક ખંડ મંડળના ઉપયોગ માટે માગી લીધો.

સને ૧૯૨૮માં અત્રેની વિક્ટોરીઆ જ્યુબીલી હોસ્પીટલમાં લોકપ્રિય ડૉક્ટર મોટીબાઈ કાપડીઆ જેઓ આ શહેરની સ્ત્રીપ્રવૃત્તિઓમાં ઘણો રસ લેતાં તેમણે પોતાના પદરથી સ્ત્રીઓ માટે હોલ બંધાવવા રૂપિયા પંદર હજાર શ્રી. વિદ્યાબેન નીલકંઠને સોંપ્યા. તેમનો આગ્રહ માધવબાગમાં એ હોલ બાંધવો એવો હતો. માધવબાગની જમીન સરકારે મ્યુનિસિપાલિટીને આપેલી તેથી સરકાર સાથે ઘણો પત્રવ્યવહાર કર્યા પછી સંમતિ મેળવી હોલ ત્યાં બાંધવાની વ્યવસ્થા થઇ. ડૉ. મોટીબાઇ કાપડીઆએ આ પરિણામથી ખુશ થઇ હોલ પચીસ હજારને ખર્ચે બંધાવી આપ્યો અને મહિલામંડળને અર્પણ કર્યો. ઉદ્‌ઘાટનક્રિયા થતાં પહેલાં ડૉ. મોટીબાઇ કાપડીઆનું મુંબઇમાં અવસાન થયું. હોલમાં મીસીસ રમાબાઇ મોદી લાયબ્રેરી સ્થપાઇ હતી પણ તે નાણાં પાછળથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ટ્રસ્ટ તરીકે મૂકવામાં આવ્યાં છે.

આજે આ સુંદર હોલ માધવબાગમાં શોભી રહ્યો છે. પણ શહેરમાં નવાં મંડળો થતાં જૂનાં વિસરાઇ અને વિખરાઈ ગયાં. આજે તો મહિલા મંડળનાં વાર્ષિક સભ્યો નથી. પચાસ-સાઠ જેટલા આજીવન સભ્યો છે. લેડી વિદ્યાબેન નીલકંઠ મંડળનાં હાલના પ્રમુખ છે. ઘણા પ્રસંગોએ હોલનો ઉપયોગ થાય છે. વળી બાળકો માટે રમતગમતનાં સાધનો પણ તેના એક વિભાગમાં ઊભાં કરવામાં આવ્યાં છે.

## ભોળાનાથ સારાભાઈ લીટરરી ઇન્સ્ટીટયૂટ

## ફ્રેર વિમેન અને લેડીઝ કલબ

અમદાવાદના અગ્રગણ્ય શહેરી તેમ જ સમાજ સુધારક અને ધાર્મિક સુધારાના પ્રખર પુરુષ સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઇ દીવેટીઆના સ્મારકમાં તેમના મિત્ર સ્વ. રા. સા. મહીપતરામ નીલકંઠે ખમાસા ગેટ પાસે રૂા. ૩૪૦૦ની કિંમતનો સત્તરસો-વારનો જમીનનો ટુકડો લઈ સ્ત્રીઓને માટે એક મફત વાંચનાલય બાંધવાનો નિર્ણય મિત્રો પ્રશંસકોની સંમતિથી કર્યો હતો. રા. સા. મહીપતરામનું એકાએક અવસાન થતાં રા. બા. લાલશંકર ઉમિયાશંકરે માત્ર રૂા. ૧૨૦૦૦માં સને ૧૮૯૦માં મકાન પૂરું કર્યું. સ્વ. ભોળાનાથના પુત્રોએ આ પુસ્તકાલય માટે ખાસ શ્રમ લઇને પુસ્તકો વસાવેલાં.

પૂનાનાં જાણીતાં સોરાબજીબહેનો અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં નોકરી પર આવ્યાં. મીસીસ સોરાબજી જાતે ખ્રિસ્તી પણ હિંદીઓનું હિત ધરાવતાં. તેમણે ગુજરાત લેડીઝ કલબની સ્થાપના કરી. આ કલબ સભ્યોને ઘેર દર અઠવાડિયે મળતી. ત્યાં રમતગમત, વાર્તાલાપ વગેરે થતું. તેમાં હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, અંગ્રેજ સ્ત્રીઓ ઉત્સાહપૂર્વક ભાગ લેતી. રમતગમત ઉપરાંત શરૂઆતમાં શિક્ષણનું કામ પણ ચાલતું, આ કલબને પોતાનું મકાન નહોતું. એટલે ઇન્સ્ટીટયૂટના કાર્યકર્તાઓની સાથે વાટાઘાટો કરી એ મકાન લેડીઝ કલબને વાપરવા માટે કાયમની ગોઠવણ થઈ. આ એક શુભ સંયોગ થયો કારણકે એથી ઇન્સ્ટીટયૂટનો લાભ ખૂબ લેવાવા માંડયો. આમ લેડીઝ કલબને, બેસવા માટે મકાન બહારની રમતો માટે ટેનિસ-બેડમિન્ટનનાં સાધનો અને પુસ્તકાલય મળ્યાં. હવે તો એ મકાન લેડીઝ કલબના મકાન તરીકે જ શહેરમાં જાણીતું થઇ ગયું છે. તેનો ઉપયોગ સર્વ સ્ત્રીસંસ્થાઓ કરે છે. વિશેષમાં લા. ઉ. મહિલા વિદ્યાલય જે શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાલયની શાખા તરીકે અમદાવાદમાં સને ૧૯૨૦માં સ્થપાયેલું તેને પોતાનું મકાન નહિ હોવાથી સને ૧૯૨૩ પછી ઇન્સ્ટીટયૂટના મકાનનો ઉપરનો માળ એ વિદ્યાલય વાપરે છે.

## ગુજરાત સંસાર સુધારા સમાજ

ઈ. સ. ૧૮૯૨ની સાલમાં અમદાવાદથી ચાર યુવકો યુરોપ કાયદાનો અભ્યાસ કરવા ગયા. એમાં શ્રી. જીવણલાલ મજરાય, શ્રી. જેઠાલાલ મોતીલાલ પરીખ, શ્રી. ચીમનલાલ નરભેરામ ઠાકોર, અને શ્રી. ચુનીલાલ હરિલાલ સેતલવાડ હતા. એ જમાનામાં દરિયાપાર જવું આજ જેવું સરળ અને સામાન્ય નહોતું. આ સમાજ સુધારાનું કાર્ય હોઇ તેમાં સહાનુભૂતિ ધરાવનારા સદ્‌ગૃહસ્થોએ એક મંડળ સ્થાપવાનો નિર્ણય કર્યો. એમાંથી આનો જન્મ થયો. રા. બા. ભોળાનાથ સારાભાઇના રાયખડને બંગલે એની સભાઓ થતી. આ મંડળનાં મુખપત્ર તરીકે શ્રી. વકીલ કેશવલાલ મોતીલાલના તંત્રીપદ હેઠળ 'પ્રભા' નામના માસિક દ્વારા જનતાને સામાજિક અનિષ્ટોનો સચોટ ખ્યાલ આપી સમાજ સુધારણાને પંથે વાળવાનો પ્રયત્ન થતો. આ મંડળની પ્રવૃત્તિઓ ધીમે ધીમે મંદ થતી ગઇ. સ્વ. રા. બા. લાલશંકર ઉમિયાશંકર અમદાવાદના ન્યાયખાતામાં મોટા હોદ્દા પર થોડાં વર્ષ બાદ નીમાયા. તેઓ સ્વ. રા.સા. મહીપતરામ સરખા ઉગ્ર સમાજસુધારકના પટશિષ્ય હતા. તેમણે સંસ્થાને સજીવન કરવા પ્રયત્ન કર્યો. લાલશંકરના નિકટના મદદનીશ સ્વ. સર રમણભાઈ આ કાર્યમાં હતા. સ્ત્રીકેળવણી, સ્ત્રીઓની સર્વતોમુખી ઉન્નતિ, બાળલગ્ન, વરવિક્રય, કન્યાવિક્રયનો પ્રતિબંધ, મદ્યપાનની અટકાયત, પરદેશગમનની છૂટ, લગ્ન કે મરણ પછીના વરાના ખર્ચાનો અટકાવ, નીચ ગણાતા અંત્યજોનો ઉદ્ધાર વગેરે આ સમાજનાં ધ્યેય હતાં. 'પ્રભા' પત્ર તો ટૂંક સમયમાં બંધ પડી ગયું હતું.

સને ૧૯૧૦માં રા. બા. લાલશંકરે આ સંસ્થાને કાયમનું સ્વરૂપ મળે એ હેતુથી પોતાના રૂા. ૧૫૦૦૦ ખર્ચી હાલ મિશનસ્કૂલ નજીક આવેલો સંસાર-સુધારા હૉલ બંધાવ્યો અને તે સમાજને અર્પણ કર્યો. એ હૉલ માટેની જમીન એમણે સરકાર પાસેથી મેળવી હતી. એ મકાનમાં નીચેના ભાગમાં 'સસ્તું સાહિત્ય'ની

સંસ્થાનું કેન્દ્ર છે. ઉપરનો હૉલ વ્યાખ્યાનો, લૉ કૉલેજ, અને કૉંગ્રેસના કામકાજ વગેરે માટે વપરાયો છે. સ્વ. લાલશંકરના સ્વર્ગવાસ પછી તેમના નામનું સ્મારક રાખવા હૉલનો તમામ ભાગ ભાડે આપી તેની ઉપજમાંથી અમુક રકમ તેમ જ લાલશંકરે પોતે કેળવણી માટે ટ્રસ્ટ કરેલી રકમોના વ્યાજમાંથી ગ્રાન્ટ આપી અત્રે સ્થપાયેલી ‘મહિલા પાઠશાળા’ ચલાવવામાં આવે છે. એ પાઠશાળા નાથીબાઈ ઠાકરસી મહિલા વિદ્યાલયને જોડાયલી છે. સાધારણ રીતે એ કર્વે યુનિવર્સિટીના નામે ઓળખાય છે કારણ કે પ્રો. કર્વેએ એની સ્થાપના કરી છે. સંસાર–સુધારા–હૉલ સમાજસેવાના દઢ અનુરાગી રા. બા. લાલશંકરની આ પ્રવૃત્તિ પ્રત્યેના તેમના ઉત્કટ ભાવનાપ્રતીકરૂપે બન્યો છે. સંસ્થાના મુખપત્ર તરીકે શ્રી. ગટુલાલ ‘જ્યોતિર્ધર’ નામનું પાક્ષિક છેલ્લાં દસ વર્ષ થયાં ચલાવે છે. હાલ એ સંસ્થાના પ્રમુખ શ્રી. સુમંત મહેતા, ઉપપ્રમુખ લેડી વિદ્યાબેન નીલકંઠ અને મંત્રી શ્રી. ગટુલાલ ધ્રુવ છે.

## રા. સા. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ

સ્વ. રા. સા. મહીપતરામની અનેક દિશાની જનસેવાની કદર કરવા માટે, તેમ જ તેમના જેવા અગ્રેસર સુધારક અને કેળવણીકારનું કાયમનું સ્મારક કરવાના હેતુથી સને ૧૮૯૨ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે અમદાવાદના ડિસ્ટ્રીક્ટ જજ મિ. જી. મેકાર્કલને હાથે આ અનાથાશ્રમની સ્થાપના કરવામાં આવી હતી. પાંચકૂવા દરવાજા પાસે લલ્લુભાઈ કરસનદાસની ધર્મશાળામાં કેટલોક ભાગ અનાથાશ્રમના અનાથોને રાખવા માટે મળ્યો હતો. તેથી ત્યાં માત્ર ૮ નિરાશ્રિતોથી આશ્રમની શરૂઆત થઈ હતી. સ્વ. રા. બ. લાલશંકરના પ્રયાસથી જ સરકારે આપેલી ૯૩૩ ચો. વાર જમીન અને અમદાવાદ મ્યુ.એ આપેલી એક એકર જમીનમાં રાયપુર દરવાજા બહાર ૧૫૦ માણસોનો સમાવેશ થાય એવડું મકાન ઇ. સ. ૧૮૯૯માં બાંધવામાં આવ્યું. આ મદદ કરવામાં સ્વ. લલ્લુભાઈ રાયચંદ મુખ્ય હતા.

વખત જતાં જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ આશ્રમના મકાનમાં વધારો કરવામાં આવ્યો. છતાં આશ્રમની જે જરૂરિયાતો છે તેને પહોંચી વળે એટલી સગવડ આશ્રમનાં હાલનાં મકાનોથી પૂરી પડતી નથી. તેથી નવ વર્ષથી ઉપરની આશ્રમની બાળાઓને વિક્ટોરીઆ જ્યુબીલી ફિમેલ હૉસ્પીટલ પાસે ભાડાના મકાનમાં વિદ્યાર્થિનીગૃહમાં રાખવામાં આવી છે, અને નવ વર્ષથી ઉપરની ઉમ્મરના છોકરાઓને કાંકરીઆ તળાવ નજીક ભાડાના મકાનમાં કુમારગૃહમાં રાખવામાં આવ્યા છે. અનાથાશ્રમનાં બાળકોના શિક્ષણ વગેરેનો નિભાવ આશ્રમના તેમ જ અન્ય દાતાર ગૃહસ્થોની મદદથી થાય છે.

ઉદ્દેશઃ—આ અનાથાશ્રમમાં નીચે જણાવેલી વ્યક્તિઓને આશ્રમે ઠરાવેલી મુદત સુધી નિભાવવામાં આવે છે.

(૧) ગુપ્ત રીતે જન્મેલાં અને તજી દીધેલાં બાળકો.

(૨) પ્રસુતિ માટે આશ્રય શોધતી ફસાઈ પડેલી સ્ત્રીઓ.

(૩) આશ્રય ઇચ્છતી નિરાધાર, દુઃખી, વિધવા, સધવા અને કુમારિકાબહેનો.

(૪) માબાપ વગરનાં નિરાધાર બાળકો.

(૫) નીતિપૂર્વક ઉદ્યોગથી પોતાનું જીવન ચલાવવા સ્વાશ્રયી અને શક્તિમાન થવા ઇચ્છતી વિધવાઓ.

(૬) નિરાધાર, આંધળાં, લૂલાં અને અપંગ.

આ આશ્રમનાં દ્વાર હરહંમેશ હરકોઈ અનાથને માટે નાતજાતના અને ધર્મના કશાય ભેદભાવ વિના ખુલ્લાં છે. અત્રેના બાળસંરક્ષણ મંડળ તરફથી કેટલાંક બાળકોને આ સંસ્થામાં રક્ષણ અને ઉછેર માટે મોકલવામાં આવે છે. આશ્રમમાં ઊછરેલી છોકરીઓ ઉંમરલાયક થતાં આશ્રમના કાયદા–કાનૂન મુજબ પરણાવવામાં આવે છે.

આશ્રમના દાતારો પૈકી અને શહેરનાં બીજાં સેવાભાવી સ્ત્રીપુરુષોમાંથી ૩૮ સભ્યોની એક આશ્રમ–સમિતિ નીમવામાં આવે છે. અમદાવાદના પ્રાર્થનાસમાજના પ્રમુખ અને મંત્રી આશ્રમ–સમિતિના પણ પ્રમુખ અને મંત્રી ગણાય છે.

નિભાવ ખર્ચ રૂ. ૭૪૨૭૮ જેટલો છે. ફંડોનું વ્યાજ, બક્ષિસ, ભાડાં વગેરેની આવક લગભગ રૂ. ૭૦ હજાર જેટલી થાય છે.

## મહારાષ્ટ્ર સમાજ

અમદાવાદ મહારાષ્ટ્ર સમાજની સ્થાપના સને ૧૯૨૪ના એપ્રિલની ૧લી તારીખે તે વખતના તાર ખાતાના સુપરિન્ટેન્ડન્ટ રા. સા. માવજીના હસ્તે થઇ હતી. અમદાવાદમાં વસતા મહારાષ્ટ્રીઓમાં પરસ્પર સ્નેહ અને સહકારની ભાવના વધારવા, મરાઠી સાહિત્ય પ્રત્યેની અભિરુચિ વધારવા, મરાઠી શિક્ષણ તથા વ્યાયામની વ્યવસ્થા કરવા, તેમ સર્વ રીતે મહારાષ્ટ્રીઓની ઉન્નતિ સાધવા ઉપરોક્ત સમાજની સ્થાપના કરવામાં આવી હતી.

અમદાવાદમાં મરાઠી શિક્ષણની વ્યવસ્થા ૧૯૩૩ પહેલાં નહોતી. તેથી મહારાષ્ટ્ર સમાજે પ્રથમ ભદ્રમાં અને પછી રાયપુર, નરોડા અને ગોમતીપુરમાં મરાઠી પ્રાથમિક નિશાળો ચાલુ કરી હતી અને હાલ મ્યુનિસિપાલિટી તરફથી તે ચલાવવામાં આવે છે. હાલ સમાજ તરફથી મણિનગર વિભાગમાં તેમ જ મહારાષ્ટ્ર સોસાયટીમાં મરાઠી નિશાળો સમાજને પોતાને ખર્ચે ચાલે છે.

પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા થયા પછી સમાજે માધ્યમિક શિક્ષણ માટે પ્રયત્નો કર્યા અને સને ૧૯૪૫-માં શિક્ષણમંડળ નામની એક સંસ્થા મહર્ષિ ધોંડો કેશવ ઉર્ફે અણ્ણા સાહેબ કર્વેના શુભ હસ્તે સ્થાપન કરી રજીસ્ટર કરાવવામાં આવી. હાલ આ સંસ્થા તરફથી મરાઠી માધ્યમ દ્વારા શિક્ષણ આપતી એક હાઇસ્કૂલનું સંચાલન કરવામાં આવે છે. આ વર્ષે આ હાઇસ્કૂલની પ્રથમ ટુકડી મેટ્રિકની પરીક્ષામાં બેસશે.

સને ૧૯૪૨માં સમાજ તરફથી 'ધી અમદાવાદ મહારાષ્ટ્રીયન કો-ઓપરેટિવ ક્રેડીટ સોસાયટી લિ.' નામની સંસ્થા રજીસ્ટર કરાવવામાં આવી છે. તે સભાસદોને જાતજામીન પર લોન આપે છે. આ સંસ્થાએ ભદ્રમાં પોતાને માટે એક મકાન પણ ખરીદ કર્યું છે. વળી સંસ્થા તરફથી એક રેશન-શોપ પણ ચલાવવામાં આવે છે, અને એક સહકારી બેંક ઉઘાડવાની પ્રવૃત્તિ ચાલે છે.

મહારાષ્ટ્ર સમાજ તરફથી સમાજના સભાસદો માટે એક વાંચનાલય તથા પુસ્તકાલય પણ ચલાવવામાં આવે છે. આ ઉપરાંત વ્યાયામની હરીફાઇ તેમ જ સંમેલનો ગોઠવાય છે. અમદાવાદમાં વેરવિખેર પડેલા મહારાષ્ટ્રીઓ સમાજની પ્રવૃત્તિઓથી વાકેફ રહે એ હેતુથી 'સમાજ પત્રિકા' નામનું એક પાક્ષિક પણ ચલાવવામાં આવે છે. સમાજના હાલ લગભગ ૮૦૦ સભ્યો છે. મહારાષ્ટ્રીયેતર હિંદુ સ્ત્રીપુરુષો વાર્ષિક રૂ. ૩ આપી આ સમાજનાં સહકારી સભાસદ થઇ શકે છે. સમાજની ઓફિસ ભદ્રમાં આવેલી છે.

## ગુજરાત કલાસંઘ ચિત્રશાળા

ગુજરાતની જનતામાં દિવસે દિવસે વધતી જતી સંસ્કારદષ્ટિએ કલાનાં મૂલ પારખવા માંડ્યાં છે, અને ઉત્સાહી યુવકો, બાળકો તેમ જ સ્ત્રીઓ કલાની કૃતિઓ અને અભ્યાસમાં રસ લેતાં થયાં છે; છતાં તેનું પદ્ધતિસર અને યોગ્ય શિક્ષણ આપનારું કેન્દ્ર અસ્તિત્વમાં આવ્યું નહોતું. જે મોટી ચિત્રશાળાઓ હતી તે આપણા પ્રાંતથી ઘણે દૂર અને ખર્ચાળ હોવાથી કેટલાયે ઉત્સુક વિદ્યાર્થીઓને કલાઉપાસનાથી વંચિત રહેવું પડતું. તેની ખોટ પૂરવાના નમ્ર પ્રયાસ તરીકે ગુજરાતના જાણીતા કલાકાર અને કલાવિવેચક શ્રી. રવિશંકર મહાશંકર રાવળે તા. ૧૮-૧૦-૧૯૩૪ ને દશેરાના શુભ દિવસે ૩૭, બ્રાહ્મણ મિત્રમંડળ સોસાયટીમાં ગુજરાત કલાસંઘ ચિત્રશાળાની સ્થાપના કરી.

લોકાશ્રયથી અને લોકહિતાર્થે જ આ સંસ્થા નભી રહે તે માટે તદન સાદા દરથી ચિત્રકળાનું સર્વાંગ શિક્ષણ મળી રહે એવી યોજના શરૂઆતમાં અમલમાં મૂકી હતી. પરંતુ ફી આપનાર વિદ્યાર્થીઓ પોતે ફી આપે છે માટે આવવું હોય ત્યારે આવતા. આથી ફી લેવાની બંધ કરી, અને કલાના સાચા અનુરાગીઓને જ વગર દરે શિક્ષણ આપવાનું ઠર્યું. બહારની કોઇપણ પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓ તૈયાર

# SKINSON ROLLERS

## High Grade Skins for fine Spinners



**No Substitute can replace Roller-skins (Leather) as a covering for Textile Rollers. And amongst Indian Roller skin manufacturers we insist on our quality which can easily stand against imported stuff. Quality and thickness according to *Fine, Medium & Coarse Counts.***

# GUJARAT LEATHER INDUSTRIES

**MANUFACTURERS OF TEXTILE SKINS & LEATHER GOODS**

**KATHWADA** (A. P. Rly.)



***Sole Distributors***

## Navinchandra C. Jhaveri & Co.

**Strawboard & Mill Stores Merchants**

**BOMBAY.** **AHMEDABAD 2.**

કરવા કરતાં સાચી શક્તિ અને દૃષ્ટિ વિદ્યાર્થીમાં ખીલે તે તરફ નિયામકોનું વધુ ધ્યાન રહ્યું છે. છતાં શ્રી. રવિભાઈને હાથે કેળવાયેલો વિદ્યાર્થી ક્રમસર અભ્યાસની કોઈપણ પરીક્ષા આપી શકે એવી તૈયારી પામેલો હોય છે એ તેમના પ્રસિદ્ધ શિષ્યોએ પુરવાર કરી આપ્યું છે. નિજાનંદ ખાતર કે ધંધાર્થે કલાની તાલીમ લેવા ચાહનારાઓ આગળ પણ શ્રી. રવિશંકર રાવળે સર્વસંપૂર્ણ માહિતીઓ તેમ જ એમના જિંદગી-ભરના અનુભવો અને કૌશલ તદ્દન ખુલ્લા દિલે વિદ્યાર્થીઓને અર્પણ કર્યાં છે. આ ઉપરાંત વખતોવખત વિદ્વાનો અને કલાકારોના પરિચયો તેમ જ પ્રવાસો, વ્યાખ્યાનો, વાર્તાલાપો અને સક્રિય પ્રયોગો પણ ચિત્રશાળામાં યોજાતા રહે છે.

## રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ

રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ, અમદાવાદની સ્થાપના ૧૯૪૨ના જૂન માસમાં કરવામાં આવી. મંડળના આરંભનું મંગળ પ્રવચન સરદાર વલ્લભભાઈ પટેલે લોકલ બોર્ડના મેદાનમાં આપ્યું, અને વિદ્યાર્થીઓને લડતમાં ઝંપલાવવાનો આદેશ આપ્યો. સ્થાપના પછી તુરત જ બે માસમાં લડત આવી પડી એટલે મંડળની રોજબરોજની અંધારણીય પ્રવૃત્તિ બંધ કરવામાં આવી, ઓફિસ બંધ કરવામાં આવી અને સૌ નાના મોટા કાર્યકરોએ લડતમાં ઝંપલાવ્યું તેમ જ શહેરની અપ્રતિમ વિદ્યાર્થી હડતાળનું સંચાલન કરવા કાર્યકરોએ 'વિદ્યાર્થી સંગ્રામ સમિતિ' રચી. મંડળના બે કાર્યકરોને લડતમાં પોલીસે બેપત્તા જાહેર કરેલા અને બીજા ઘણા કાર્યકરો પકડાવાથી જેલમાં ગયેલા.

સારબાદ કાર્યકરો જેલમાંથી છૂટતાં અને લડત બંધ પડતાં '૪૩ના જૂન માસમાં ફરી મંડળનું વ્યવસ્થિત કામકાજ શરુ થયું અને એ વર્ષે '૪૩-'૪૪ની સાલમાં શ્રી. વિમળ શાહ મંત્રી ચુંટાયા. મંડળ આ વર્ષમાં ખૂબ મજબૂત બન્યું અને સંગઠન નક્કર બન્યું. ત્યારબાદ '૪૪-'૪૫ના વર્ષમાં શ્રી. અહકુમાર ભટ્ટ મંત્રી તરીકે આવ્યા. '૪૫-'૪૬માં શ્રી. શાંતિ શાહ, '૪૬-'૪૭માં શ્રી. રામુ પંડિત અને હાલમાં [illegible] મંડળના મંત્રી છે.

રાષ્ટ્રીય વિદ્યાર્થીમંડળ હજારોની સભ્ય સંખ્યા ધરાવે છે, અને શહેરના તમામ વિદ્યાર્થીઓની એક માત્ર પ્રતિનિધિ સંસ્થા છે. વિદ્યાર્થીઓનું તેને સંગીન પીઠબળ છે. તેની સ્થાપનાથી દિનપ્રતિદિન તે વધુ ને વધુ મજબૂત બનતું ગયું છે. અભ્યાસને પૂરક અને અન્ય વ્યાખ્યાનો, અભ્યાસવર્તુળો, ચર્ચા સભાઓ, પ્રવાસ-પર્યટનો, તાલીમવર્ગો, રાત્રીશિબિરો, પ્રૌઢ-શિક્ષણ, મજૂરસંપર્ક, રાષ્ટ્રીય તહેવારોની ઊજવણી, ગરીબ વિદ્યાર્થીને શક્ય સહાય, વિદ્યાર્થી પ્રશ્નોના ઉકેલને દોરવણી, કો-ઓપરેટીવ સ્ટોર્સ વગેરે વિવિધ કાર્યો રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ કર્યે જાય છે. શહેરમાં વારંવાર આવતા નેતાઓનાં પ્રવચનો અને વાર્તાલાપો પણ યોજે છે.

લડતનાં વર્ષોમાં જ્યારે કોંગ્રેસ ગેરકાયદે હતી ત્યારે રા. વિ. મંડળે શહેરની જાહેર પ્રવૃત્તિને જીવંત રાખી છે. મંડળના કાર્યનો હેવાલ વાંચ્યા બાદ પૂ. ગાંધીજીએ મંડળ પર એક પત્ર લખીને જણાવ્યું હતું કે, "તમારા મંડળે સારી પ્રગતિ કરી ગણું છું. હજુ વધારે કરો." આમ રા. વિ. મંડળને પૂ. ગાંધીજીના આશીર્વાદ પણ સાંપડેલા છે. મંડળનું કાર્યાલય રાયપુર ચકલામાં આવેલું છે.

## સારવાર મંડળ

સને ૧૯૪૨ ની ' હિંદ છોડો ' ની ચળવળ વખતે પોલીસની ગોળી કે લાઠીથી કે બીજી રીતે ઘવાયેલાઓની સારવાર માટે અમદાવાદના કેટલાક અગ્રગણ્ય ડોકટરો અને નાગરિકોએ આ મંડળ ઊભું કર્યું. શરૂઆતમાં તો આ મંડળ કોંગ્રેસી છે એવી શંકાથી એના કામમાં સરકારી દખલ થતી પરંતુ આ મંડળને તો કોઈપણ રાજકીય હેતુ હતો જ નહિ, પણ સેવાનું જ ધ્યેય હતું તેની સરકારને ધીરે ધીરે પ્રતીતિ થઈ. આ મંડળે તે અરસામાં અમદાવાદની આસપાસના ધોળકા, ધંધુકા, વીરમગામ વગેરે તાલુકાઓમાં પણ પોતાના કાર્યકરો મોકલી દર્દીઓની માવજતનું પ્રશંસનીય કાર્ય કરેલું છે. હુલ્લડના સમયમાં પણ આ મંડળે પોતાની સેવાઓ આપી છે. આજે પણ મંડળ ચાલુ જ છે. જો કે એને પોતાની કામગીરી બજાવવાની તક સામાન્ય સંજોગોમાં ઓછી રહે છે. ડૉ. એમ. ડી. પટેલ આ મંડળના અત્યારના પ્રમુખ છે. અને શ્રી. લીનાબેન મંગળદાસ એનાં મંત્રી છે.

(વધુ સંસ્થાઓના પરિચય માટે જુઓ પાનું ૫૨૭)

 

# અમદાવાદની મિલોનો પરિચય

**અ**મદાવાદ શહેર પર ૧૮૧૮માં અંગ્રેજોનો વાવટો ફરક્યો ત્યારે અને ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫ મી ની પહેલી મિનિટે જ્યારે આઝાદ હિંદનો ધ્વજ ફરકયો ત્યારે—એમ બે મહાન પ્રસંગો વચ્ચેના અમદાવાદ ઉપર દૃષ્ટિપાત કરતાં શહેરના વિકાસમાં મુખ્ય ફાળો ૧૮૫૭ પછીથી મિલઉદ્યોગે જ આપ્યો છે. મિલઉદ્યોગના ઇતિહાસ પર પહેલાં એક સ્વતંત્ર પ્રકરણમાં દૃષ્ટિપાત થયો છે. આ પ્રકરણમાં અમદાવાદની મિલોની હકીકતો અને આંકડાની દૃષ્ટિએ પરિચય અપાયો છે. પુષ્કળ પ્રયત્ન છતાં કેટલીક માહિતી ઉપલબ્ધ થઇ નથી છતાં અપાયેલી વિગતો ઘણી રસપ્રદ અને ઉપયોગી નીવડશે એમ આશા છે.

## ઉદ્યોગ વિષે રસમય વિગતો

☆ પ્રથમ મિલ (શાહપુર મિલ)ની સ્થાપના ઈ. સ. ૧૮૫૭માં થઇ.

☆ પહેલાં ૩૬ વર્ષમાં ૯ મિલો, બીજાં દસ વર્ષમાં ૧૮ મિલો, પછીનાં ૨૫ વર્ષમાં ૨૩ મિલો અને તે પછીનાં ૧૦ વર્ષમાં ૧૯ મિલો મળીને કુલ ૮૦ મિલો ૮૧ વર્ષમાં સ્થપાઇ હતી. ૧૯૩૪ થી ૩૯ના ગાળામાં કેટલીક મિલો બંધ થતાં હાલ ૬૮ મિલો ચાલુ છે.

☆ હિંદની કુલ મિલો ૪૦૯ માંથી મુંબઇ ઇલાકામાં ૨૦૫ મિલો છે, અમદાવાદ અને મુંબઇ એ બે જ શહેરોમાં પહેલાં દેશની ૫૦ ટકા મિલો હતી તે હવે ૩૬ ટકા જેટલી જ રહી છે.

☆ અમદાવાદની મિલોમાં ત્રાકની કુલ સંખ્યા ૧૯,૭૫,૮૯૯અને શાળની કુલ સંખ્યા ૪૩,૦૦૭ છે.

☆ મજૂરોની કુલ સંખ્યા ૧,૩૦,૦૬૧ છે તેમાં સ્ત્રીઓની સંખ્યા ૮૮૨૯ છે. તેમાં મજૂર મહાજનના સભ્યોની સંખ્યા ૫૧,૪૮૫ની છે તેમાં ૩૩૩૬૦ દિવસ પાળીના અને ૧૮૧૨૫ રાતપાળીના છે.

☆ ૧૯૪૬ના ઓગસ્ટથી ૧૯૪૭ના જુલાઈ સુધીના વર્ષમાં શહેરની મિલોએ કુલ ૨,૯૨,૧૯૮ ગાંસડી રૂ વાપર્યું, ૧૫,૮૦,૪૯૦૦૦ રતલ કાપડ વણ્યું, ૧,૩૦,૦૬૧ મજુરોને ઓગસ્ટ ૧૯૪૬થી જુલાઇ ૧૯૪૭ સુધીના ૧૨ માસમાં રૂા. ૧૧,૭૧,૮૧,૨૩૨ પગાર અને મોંઘવારી તરીકે અને રૂા. ૯૨,૫૮,૨૪૩ બોનસ તરીકે ચૂકવ્યા.

☆ શહેરની ૬૮ મીલોમાં થઇને દર મહિને મજૂરોનો માત્ર માસિક પગાર જ રૂા. ૪૧ લાખ ૩૪ હજાર ચૂકવાય છે. અને આશરે રૂા. ૫૭ લાખ મોંઘવારીભથ્થું ચૂકવાય છે. એટલે કે બારેમાસ દિવસની પ્રત્યેક મિનિટે ઉદ્યોગ રૂા. ૨૪૫ અથવા તો રોજ રોજ રૂા. ૩॥ લાખથી વધુ રકમ મજૂરીની ચૂકવે છે.

## મિલઉદ્યોગ અંગેના રસપ્રદ આંકડા

| | |
|---|---|
| હિંદમાં કુલ મિલોની સંખ્યા | ૪૦૯ |
| મુંબઈ ઇલાકામાં | ૨૦૫ |
| અમદાવાદમાં | ૬૭ |

### ત્રાક અને શાળ પ્રાંતવાર

| | ત્રાક | શાળ |
|---|---|---|
| મુંબઇ ટાપુ | ૩૦,૮૧,૪૭૨ | ૬૮,૨૩૦ |
| મુંબઇ ઇલાકો | ૩૨,૨૬,૪૬૯ | ૭૨,૫૧૦ |
| બંગાળ | ૫,૪૬,૭૪૯ | ૧૧,૩૭૨ |
| બિહાર—ઓરિસ્સા | ૨૭,૬૪૦ | ૭૯૪ |
| મધ્ય હિંદ | ૪,૨૪,૨૦૮ | ૧૦,૯૪૯ |
| મધ્યપ્રાંત | ૩,૮૪,૪૦૬ | ૬,૭૮૬ |
| દક્ષિણ | ૧,૨૩,૪૯૨ | ૨,૫૧૬ |
| મદ્રાસ ઇલાકો | ૧૫,૧૮,૪૮૪ | ૬,૫૬૨ |
| મહિસુર | ૧,૭૯,૫૫૦ | ૨,૯૦૪ |
| પોન્ડીચેરી | ૮૬,૧૦૪ | ૧,૯૩૨ |
| પંજાબ | ૨,૪૦,૭૮૦ | ૫,૯૯૭ |
| રાજપુતાના | ૧,૧૭,૦૮૨ | ૨,૮૫૮ |
| ત્રાવણકોર | ૩૬,૭૦૦ | ૩૦૦ |
| યુકતપ્રાંતો | ૮,૦૦,૨૩૪ | ૧૨,૪૯૫ |

ત્રાક અને શાળની હિંદમાં કુલ સંખ્યા ૧૦૭,૯૩,૩૭૦
૨,૦૬,૨૦૫

## અમદાવાદના ઉત્પાદનના આંકડા

| | સુતર (હજાર રતલમાં) | કાપડ (હજાર રતલમાં) | ૪૦૦ રતલની રૂની ગાંસડીની ખપત |
|---|---|---|---|
| ઓગસ્ટ '૪૬ | ૧૧૯૦૩ | ૧૧૩૨૬ | ૨૦૭૮૦ |
| સપ્ટેમ્બર | ૧૫૪૬૯ | ૧૨૭૫૧ | ૨૪૨૯૦ |
| ઓક્ટોબર | ૧૪૦૧૭ | ૧૨૦૦૭ | ૨૨૧૮૪ |
| નવેમ્બર | ૧૪૪૭૫ | ૯૬૨૦ | ૨૨૮૨૧ |
| ડીસેમ્બર | ૧૫૨૦૫ | ૧૧૮૦૪ | ૨૪૩૮૨ |
| જાન્યુઆરી '૪૭ | ૧૭૨૩૩ | ૧૮૩૦૮ | ૨૭૨૭૦ |
| ફેબ્રુઆરી | ૧૫૪૩૨ | ૧૩૪૯૫ | ૨૩૩૦૭ |
| માર્ચ | ૧૫૫૬૫ | ૧૪૬૦૧ | ૨૫૩૦૨ |
| એપ્રિલ | ૧૫૫૭૩ | ૧૪૨૦૭ | ૨૫૪૨૯ |
| મે | ૧૬૭૩૪ | ૧૫૧૦૮ | ૨૫૪૦૮ |
| જુન | ૧૫૫૬૭ | ૧૧૨૯૪ | ૨૪૧૦૬ |
| જુલાઇ | ૧૭૦૦૮ | ૧૩૫૨૮ | ૨૬૯૧૯ |
| | | ૧૫,૮૦,૪૯ | ૨,૯૨,૧૯૮ |

## કાપડની વહેંચણી

અમદાવાદની મિલોનું સરેરાશ ઉત્પાદન ૫૨૦૦૦ ગાંસડીનું હાલમાં છે. તે તમામ માલ ક્વોટાહોલ્ડરોને આપવામાં આવે છે અને તેઓ મહાજનમાં સ્ટોક આપે તે પછી પ્રાંતવાર રીલીઝ થાય છે. દરેક પ્રાંતને જે માસિક ક્વોટા અપાય છે તેનું વાર્ષિક માથાદીઠ ધોરણ નીચે મુજબ છે—

| | વસ્તી | વાર્ષિક માથાદીઠ | |
|---|---|---|---|
| મુંબઇ પ્રાંત | ૨,૫૫,૦૦,૦૦૦ | ૧૩ | વાર |
| વડોદરા | ૩૪૨૬,૦૦૦ | | ,, |
| કાઠિયાવાડ | ૩૮,૫૭,૦૦૦ | ૧૦ | ,, |
| સેન્ટ્રલ ઇન્ડીઆ | ૧,૧૫,૧૭,૦૦૦ | ૧૦ | ,, |
| બલુચીસ્તાન | ૮,૫૭,૦૦૦ | ૧૯ | ,, |
| બિહાર | ૩,૬૩,૪૦,૦૦૦ | ૧૧ | ,, |
| સી. પી. બીરાર | ૧,૭૩,૦૦,૦૦૦ | ૧૦ | ,, |
| દક્ષિણ હૈદરાબાદ | ૧,૬૩,૩૮,૦૦૦ | ૧૦ | ,, |
| સરહદ પ્રાંત | ૫૪,૧૫,૬૬૬ | ૧૯ | ,, |
| ઓરિસ્સા | ૧,૬૩,૦૬,૦૦૦ | ૧૦ | ,, |
| રાજપુતાના | ૧,૩૬,૭૦,૦૦૦ | ૧૦ | ,, |
| અજમેર-મેરવાડા | ૫,૮૩,૦૦૦ | ૧૦ | ,, |
| સિંધ | ૪૮,૪૦,૦૦૦ | ૧૬ | ,, |
| મદ્રાસ પ્રાંત | ૭,૭૫,૦૨,૦૦૦ | ૧૦ | ,, |
| માહિસુર | ૭૩,૨૯,૦૦૦ | ૧૦ | ,, |
| યુ. પી. | ૫,૬૩,૪૬,૦૦૦ | ૧૧ | ,, |
| આસામ | (નવી વસતી નક્કી નથી) | ૧૦ | ,, |
| પશ્ચિમ બંગાળ | ,, ,, | ૧૦ | ,, |
| પૂર્વ બંગાળ અને સીલ્હટ | ,, ,, | ૧૦ | ,, |
| પશ્ચિમ પંજાબ | ૧,૬૮,૩૦,૦૦૦ | ૧૩ | ,, |
| પૂર્વ પંજાબ | ૨,૨૪,૧૮,૦૦૦ | ૧૩ | ,, |

(આ પ્રસિદ્ધ થતાં પહેલાં કાપડનો કન્ટ્રોલ રદ થયો છે.)

## અજીત મિલ

ધી અજીત મિલ્સ લી., રખિયાલ રોડ, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ ૨; ટેલીફોન નં. ૫૧૩૭, ૫૪૬૬ (સેલ્સ ખાતું); મેનેજીંગ એજન્ટો—મેસર્સ ચિનુભાઈ નારણભાઇ એન્ડ કું. લી.; ઠે. મિલમાં જ; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૧૨ લાખ; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ—રૂા. ૨૭,૭૨,૧૩૨; છેલ્લો નફો રૂા. ૭,૯૭,૧૦૩; ડીવી. રૂા. ૨૦; કાપડ—કોરૂં, ધોયેલું અને રંગીન, ૧૮/૧૮ અને ૪૨/૪૨; સાડી, ધોતિયાં, લોંગક્લોથ, પોપલીન, દોરીઆ, ક્રેપ, સુશી, વગેરે; રીંગ ત્રાક ૨૨૪૬૦; શાળો ૫૧૨ (૩૨ ઓટોમેટીક) (૩૨"થી ૬૨" સુધી) ખાતાં—સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ડાઇંગ, એન્જી., ફીનીશીંગ, વ., પ્રિન્ટીંગ ખાતું છે પણ હાલ કામ નથી કરતું; કોલસા અને વીજળીથી ચાલે છે; સ્ટીમ ટરબાઈન ૧૯૩૨માં મૂકી; ખાતાં—ત્રણપાળી; કામદારો ૧૯૦૦; કારકુનો ૭૦; સેલીંગ એજન્ટો—કાંતિલાલ નટવરલાલ એન્ડ કું., મસ્કતી મારકીટ; હાલ પરદેશ જતું નથી; મેનેજર—શ્રી. આર. પી. નાગરવાડિયા; વી. મા.—શ્રી. જહાંગીરજી જે. દારવાલા; સ્પી. મા.—શ્રી. જેઠીંગભાઇ એન. શાહ; બ્લી. મા.—શ્રી. દયાલ એ.

ધનજી; એન્જી.–શ્રી. એમ. આર. પંચાલ; દલાલ–શ્રી. એસ. જી. શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ ૧ છે; સ્પી. ખાતામાં વધારો થાય છે, ૩૭૦૦ ત્રાકોનો નવો ઓર્ડર મૂકયો છે; વહીવટની દેખરેખ શ્રી. ચિનુભાઇ નારણભાઇ રાખે છે.

## અનંત મિલ

અનંત મિલ્સ લિ., રખિયાલ રોડ, પો. બો. નં. ૪૨, અમદાવાદ; ટેલીફોન નં. ૫૩૫૪., મેનેજીંગ એજન્ટો–મેસર્સ જયંતીલાલ અમૃતલાલ લી., C/o અમદાવાદ લક્ષ્મી કોટન મિલ્સ; અધિકૃત થાપણ રૂા. ૧૭ લાખ; ઓર્ડી. શેર રૂા. ૨૦; ત્રાકો ૨૧૯૨; શાળો ૪૫૦; સેલીંગ એજન્ટ કસ્તુરલાલ ચંદુલાલ; મેનેજર એન્ડ એન્જી.–શ્રી. પી. ટી. શાહ; સેક્રે.–શ્રી. એમ. ડી. શાહ; વી.મા.–શ્રી. એમ. ડી. સોની; સ્પી. મા.–શ્રી. જી. પી. ચેટરજી; બ્લી. મા. અને પ્રિ. નિષ્ણાત–શ્રી. સી. ટી. પટેલ; સુપ્રિ. એન્જી.–શ્રી. સી. આર. કાટપીટિયા: દલાલ–શ્રી. જે. જી. શાહ; બીજી કશી વિગતો અપાઇ નથી. વહીવટની દેખરેખ શ્રી. જયંતીલાલ અમૃતલાલ, શ્રી. હરિપ્રસાદ અમૃતલાલ અને શ્રી. રમણલાલ અમૃતલાલ રાખે છે.

## અરુણ મિલ

ધી અરુણ મિલ્સ લિમિટેડ, નરોડારોડ, રેલ્વેપુરા ચોરટ, પો. બો. નં. ૫૭ અમદાવાદ; ટેલીફોન નં. ૨૮૮૬, ૨૮૮૭; મેનેજીંગ એજન્ટો–મેસર્સ પી. એમ. હઠીસીંગ એન્ડ સન્સ લિ., મિલમાં જ; અધિકૃત અને ભરપાઇ થયેલી થાપણ રૂા. ૧૦ લાખ; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; ડીફર્ડ શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૫૦,૪૦,૧૯૭; છેલ્લો નફો રૂા. ૧૭,૩૩,૩૨૪; ડીવી. રૂા. ૧૨+૮ બોનસ ઓર્ડી. શેરદીઠ અને રૂા. ૧૦ ડીફર્ડ શેરદીઠ; કાપડ–ધોયેલું–ધોતિયાં, સાડી, મલમલ, વાયલ, દોરિયા, લોંગકલોથ, શર્ટીંગ, બેડશીટ, ચાદર; રંગીન–પોપલીન અને ચાદરો; છાપકામખાતું નથી; ૨૦/૩૦, ૪૦/૪૦, ૪૪/૪૦, ૭૦/૯૦; રીંગ ત્રાકો ૪૦૩૨૮, ડબલીંગ ત્રાકો ૧૦૯૨; શાળો ૮૭૨; માસિક ઉત્પાદન ૧૬ લાખ વાર; વાર્ષિક ઉત્પાદન ૧૯૨,૦૦,૦૦૦ વાર; કોલસાથી ચાલે છે. ખાતાં બે પાળી ચાલે છે; સેલીંગ એજન્ટ—મોહનલાલ છોટાલાલ શાહ અમદાવાદ; એ. મેનેજર અને વી. મા.–શ્રી. વી. એમ. દેશપાંડે; સ્પી. મા.–શ્રી. બી. બી. મિત્ર; કાર્ડીંગ મા.–શ્રી. જી. જી. દાતાર; બ્લી. મા.–શ્રી. ગોવિંદલાલ એ. શાહ; એન્જી.–શ્રી. એમ. એ. બેબીકોન; દલાલ–શ્રી. બુધાલાલ ચમનલાલ શાહ; ૧૯૨૯, ૧૯૩૧–૩૨માં મશીનરી નાખી; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ નાખવાની યોજના છે. વહીવટની દેખરેખ શ્રી. નરોત્તમભાઈ પી. એમ. હઠીસીંગ શ્રી. સુરોત્તમભાઈ પી. એમ. હઠીસીંગ અને શ્રી. સર્વોત્તમભાઇ પી. એમ. હઠીસીંગ રાખે છે.

## અમદાવાદ કોટન મિલ

અમદાવાદ કોટન મેન્યુ. કું. લિ., સારંગપુર દરવાજા બહાર પો. બો. નં. ૪૬, અમદાવાદ; ટેલીફોન નં. ૫૧૮૧; મેનેજીંગ એજન્ટો–મેસર્સ અમૃતલાલ હરગોવનદાસ એન્ડ બ્રધર્સ, ઠે.–મિલમાં જ; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૯ લાખ; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; પ્રેફ. શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ (૧૯૪૬) રૂા. ૨૩ લાખ; છેલ્લો નફો રૂા. ૧૫ લાખ; ડીવી. ૨૪% ના દરે; કાપડ–ધોયેલું અને રંગીન; છાપકામ ખાતું નથી; ૪૦/૪૦, ૬૦/૮૦; સાડી, ધોતિયાં, મલમલ, સુથી, લોંગકલોથ, વાયલ, પોપલીન, ટવીલ વગેરે; રીંગ ત્રાકો ૨૦૪૮૦; શાળ ૫૦૬; દૈનિક ઉત્પાદન ૫૦૦૦ રતલ; કોલસા અને વીજળી બન્નેથી ચાલે છે; ખાતાં–સ્પી., વી., ડાઇંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, મર્સરાઇઝીંગ વગેરે; ખાતાં બે પાળી; કામદારો ૧૫૦૦; કારકુનો ૯૦; સ્થા. સેલીંગ એજન્ટ નથી; મેનેજર–શ્રી. ડી. એમ. શાહ; સેક્રેટરી–શ્રી. આર. એચ. શાહ; વી. મા.–શ્રી. એફ. ડી પટેલ; સ્પી મા.–શ્રી. પી. એમ. બેન્કર; કા. મા.–શ્રી. આર. એમ. શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે. પ્યુ. પ્લાન્ટ નથી. વહીવટની દેખરેખ શ્રી. અમૃતલાલ હરગોવનદાસ, શ્રી. ત્રિભુવનદાસ હરગોવનદાસ અને શ્રી. રતિલાલ ત્રિભુવનદાસ રાખે છે.

## અરવિંદ મિલ

ધી અરવિંદ મિલ્સ લી., નરોડારોડ, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ નં. ૨; ટેલીફોન નં. ૨૮૮૪ અને ૨૮૮૫; મેનેજીંગ એજન્ટો–મે. નરોત્તમ લાલભાઇ એન્ડ કું.; પાનકોર નાકા, અમદાવાદ; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૨૬,૨૫,૦૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; પ્રેફ. શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૬૨,૪૧,૬૩૧; છેલ્લો નફો રૂા. ૧૪,૦૪,૪૧૩ ડીવી. ઓર્ડી. શેર ૫૨ રૂા. ૩૦; કાપડ–ધોયેલું અને રંગીન; છાપકામ ખાતું નથી; ધોતિયાં, સાડી, ટવીલ, ક્રેપ, પોપલીન, નૈનસુખ, મલમલ, વાયલ વગેરે; ૪૦ થી ૧૨૦ નંબરનો માલ; રીંગ ત્રાકો ૫૬૯૦૪ અને ડબ્લીંગ ત્રાકો ૩૬૫૬; શાળો ૧૨૧૦; ખાતાં–એન્જી., સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, ડાઇંગ, અને મર્સરાઇઝીંગ; ખાતાં બે પાળી; કામદારો ૩૨૦૮; કારકુનો ૧૭૫; કોલસા અને વીજળી બન્ને; સ્ટીમ ટરબાઇન ૧૯૩૧માં; વીજળી ૧૯૪૦માં; સેલીંગ એજન્ટો–મેસર્સ રમણલાલ લાલભાઇ, અમદાવાદ; મે. ગીરધરલાલ રામનારાયણ કલકત્તા; ઓસ્ટ્રેલિયા અને બર્મા મુખ્ય નિકાસ બજારો; જનરલ મેનેજર–શ્રી. બી. કે. મઝુમદાર; મેનેજર–શ્રી. સી. એચ. દેસાઈ; વી. મા.–શ્રી. ડી. વી. તુલપુલે; સ્પી. મા.–શ્રી. એચ. વિલ્સન; બ્લી. મા –શ્રી. એસ. એસ. દેસાઇ; એન્જી.–શ્રી. એમ. એ. બાબીકોન; દલાલ–શ્રી. જે. ટી. શાહ અને શ્રી. આર. એમ. ઝવેરી; તાલીમ માટે પરદેશ મોકલેલ છેઃ પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ન્યુ. પ્લાન્ટ કરવાના છે; નવી મશીનરીના ઓર્ડર મૂકયા છે; વહીવટની દેખરેખ શેઠ શ્રી. કસ્તુરભાઈ લાલભાઈ અને શ્રી. અશોક ચીમનલાલ રાખે છે.

## અસારવા મિલ

ધી અસારવા મિલ્સ લિમિટેડ, અસારવા રોડ, અમદાવાદ; ટેલીફોન ૨૧૨૧ (મિલ), ૭૧૨૮ (એજન્ટ રહેઠાણ); મેનેજીંગ એજન્ટ–મે. છોટાભાઇ પટેલ એન્ડ કું., મિલમાં અને એન. એમ. વાડિયા બિલ્ડીંગ, ૧૨, બેલ લેન, પો. બો. નં. ૩૮૯ મુંબઇ; અધિકૃત થાપણ રૂા. ૨૦ લાખ; ભરપાઈ થાપણ રૂા. ૧૬ લાખ ઓર્ડી. શેર રૂા. ૧૦૦; પ્રેફ. શેર રૂા. ૧૦૦; છેલ્લો નફો રૂા. ૧૪,૮૬,૮૯૭; ડીવી.–રૂા. ૫ રીડી. પ્રેફ. શેર; રૂા. ૧૦ ઓર્ડી. શેર દીઠ; કાપડ–ધોયેલું અને રંગીન–શર્ટીંગ, પોપલીન, ટવીલ, ક્રેપ, લીટીવાળું શર્ટિંગ, ફેન્સી સાડી, સેલ્યુલર શર્ટિંગ વગેરે; છાપકામ ખાતું નથી; ૧૬/૧૩, ૧૯/૧૯ ૩૫/૪૨, ૪૨/૪૨, ૩૫/૪૦; રીંગત્રાકો ૨૧૮૨૪, ડબ્લીંગ ત્રાકો ૧૪૧૬, શાળો ૪૮૨ (૩૪"થી૬૬"), દૈનિક ઉત્પાદન ૩૯,૮૦૦ વાર વાર્ષિક ઉત્પાદન ૧,૨૨,૯૮,૦૬૯ વાર; ખાતાં–સ્પી., વી., ડાઈંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, મર્સરાઈઝીંગ, એન્જી. વગેરેઃ ખાતાં ત્રણ પાળી; કામદારો ૧૭૦૭; કારકુનો ૫૯; કોલસા અને વીજળી બન્નેથી ચાલે છે; સેલીંગ એજન્ટ–મેસર્સ સી. જયંતીલાલ એન્ડ કું.; મુખ્ય પરદેશી નિકાસ બજારો બર્મા, સિલોન, એડન, ઓસ્ટ્રેલિયા, સિંગાપુર, સુદાન, ઇરાન, અફઘાનિસ્તાન વગેરે; મેનેજર અને સુપ્રિ.–શ્રી. એસ. ડી. પટેલ; સેક્રેટરી–શ્રી. એસ. એસ. ત્રિવેદી; વી. મા.–શ્રી. સી. એમ. મહેતા; સ્પી. મા.–શ્રી. પી. જી. શાહ; બ્લી. મા.–શ્રી. બી. એમ. ભટ્ટ; એન્જી.–શ્રી. એમ. એચ. દારૂવાલા; દલાલ–શ્રી. સી. એસ. પરીખ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે. ન્યુ. પ્લાન્ટ કરવાના છે; મશીનરી ૧૯૧૩ માં ગોઠવેલી; નિયમિત મરામત થાય છે. વીજળી સબસ્ટેશન, ભોજનગૃહ, બાથરૂમો અને જાજરૂ નવાં બાંધવાનાં છેઃ સ્પી. વી., ડાઈંગ, બ્લીચીંગની જુદી જુદી મશીનરીના નવા ઓર્ડરો મૂકેલા છે. વહીવટની દેખરેખ શ્રી. છોટાભાઇ પટેલ અને શ્રી. મણિભાઈ એસ. પટેલ રાખે છે.

## અશોક મિલ

ધી અશોક મિલ્સ લી. નરોડા રોડ, રેલવેપુરા, અમદાવાદ પો. બો. નં. ૫૫; ટેલીફોન ૨૧૧૬

ઓફિસ; ૨૫૫૭ કાપડ ખાતું; મેનેજીંગ એજન્ટો–મેસર્સ લાલભાઇ દલપતભાઈ એન્ડ કું. મિલમાં જ; અધિકૃત અને ભરપાઇ થયેલી થાપણ રૂા. ૧૨ લાખ, ઓર્ડી. શેર રૂા. ૧૦૦ (૬૦૦૦) ૫% કયુ. પ્રેફરન્સ શેર રૂા. ૧૦૦ (૬૦૦૦) બ્લોક એકાઉન્ટ રૂા. ૬૫,૩૬,૦૪૬; છેલ્લો નફો રૂા. ૧૦,૧૩,૭૦૨; ડીવી. ઓર્ડી. શેર દીઠ રૂા. ૧૦ અને ૧૪ બોનસ મળી કુલ ૨૪; પ્રે. શેર ૫%; કાપડ–ધોયેલું અને રંગીન જ નીકળે છે. લોંગકલોથ, પોપલીન, ક્રેપ, સાડી, ધોતિયાં, ચાદર, શર્ટિંગ, વગેરે; ૨૦/૩૦ અને ૭૫/૭૫; રીંગ ત્રાકો ૩૩૮૯૬, ડબલીંગ ત્રાકો ૩૪૦; શાળ ૯૩૬ (૩૨"થી ૬૦"); દૈનિક ઉત્પાદન ૧૫૪૬૬ રતલ; વાર્ષિક ઉત્પાદન ૪૬,૭૭,૪૯૨ રતલ; ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ફીનીશીંગ અને ડાઈંગ; છાપવાનું ખાતું નથી; ખાતાં બે પાળી ચાલે છે, કામદારો ૨૬૦૦, કારકુનો ૯૨; મિલ કોલસાથી ચાલે છે પણ બ્લીચીંગ–ડાઈંગ પ્લાન્ટ વીજળીથી (અમ. ઇલેકટ્રીકની); સેલીંગ એજન્ટો–ગીરધરલાલ છોટાલાલ શાહ પાંચકૂવા; બર્મા અને ઓસ્ટ્રેલિયામાં નિકાસ; મેનેજર–શ્રી. ડાહ્યાભાઇ મોતીલાલ પટેલ બી. એ. (ઓનર્સ); વી. મા.–શ્રી. એચ. પી. પટેલ; સ્પી. મા.–શ્રી. ડી. સી. કોમીસરીએટ; બ્લી. મા.–શ્રી કે. સી. ઝવેરી; એન્જી.–શ્રી. એમ. એ. બાબીકોન; દલાલ શ્રી. એસ. કે. પટેલ; પાણીની વ્યવસ્થા સ્વતંત્ર; પ્યુ. પ્લાન્ટ છે; ૧૯૨૧–૨૨માં મશીનરી ગોઠવી. ફેરફારની યોજના હાલ નથી, વહીવટની દેખરેખ શ્રી. નરોત્તમભાઈ લાલભાઈ અને શ્રી. અરવિંદભાઇ નરોત્તમભાઇ રાખે છે.

## અંબિકા મિલ

શ્રી અંબિકા મિલ્સ લી., નં. ૧ અને નં. ૨ મિલોઃ કાંકરિયા લોકો સાઇડીંગ પાસે, પો. બો. નં. ૧૧૨ અમદાવાદ; ટેલીફોન નં. ૫૨૦૮ (નં. ૧ મિલ), નં. ૫૧૭૪ (નં. ૨ મિલ) અને ૫૬૫૫ મેનેજીંગ એજન્ટોની ઓફિસ (અંગત): મેનેજીંગ એજન્ટો—મેસર્સ હરિવલ્લભદાસ કાળીદાસ એન્ડ કું., નં. ૧ મિલમાં; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૨૮,૯૭,૦૦૦ ઓર્ડિ. શેર રૂા. ૫૦, ફર્સ્ટ પ્રે. શેર રૂા. ૧૦૦; સે. પ્રે. શેર રૂા. ૧૦૦; કાપડ–ધોયેલું અને રંગીન; પ્રિન્ટીંગ ખાતું નથી. ૩૦ થી ૭૦ નંબર; રીંગ ત્રાકો ૫૪૩૨૪; શાળો ૧૩૮૩; ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, ડાઈંગ, બ્લીચીંગ, ફીનીશીંગ અને મર્સરાઈઝીંગ; ખાતાં બે પાળી; કામદારો ૧૭૯૦ (નં. ૧ મિલ) ૧૫૦૭ (નં. ૨ મિલ) કારકુનો ૧૫૦ (નં ૧ મિલ ૭૫ (નં. ૨ મિલ); સંપૂર્ણ રીતે વીજળીથી ચાલે છે; સેલીંગ એજન્ટો–મેસર્સ હરિવલ્લભદાસ કાળીદાસ લી; મસ્કતી મારકીટ અમદાવાદ; સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી. ઇ. આર. સુબ્બરામ; મેનેજર-શ્રી. જે. પી. ઠાકર (નં ૧ મિલ), શ્રી. બી. આર. પટેલ (નં. ૨ મિલ); વી. મા.–શ્રી. સી. પી. વૈદ્ય (નં ૧ મિલ), શ્રી. પી. આર. બાસમ અને શ્રી. એસ. ડબલ્યુ. દેવધર (નં ૨ મિલ). સ્પી. મા.–શ્રી. એ. જી. જોશી (નં. ૧ મિલ); શ્રી. ડી. ડી. રાનડે (નં. ૨ મિલ); બ્લી. મા.–શ્રી. રી. જે. પટેલ; એન્જી–શ્રી. એમ એમ. શાહ (મિકે.); શ્રી. બી. એસ. પટેલ (ઇલેક); દલાલ–શ્રી શિવાભાઇ ટી. પટેલ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે; પ્યુ. પ્લાન્ટ પણ છે, વહીવટની દેખરેખ શ્રી. જયકૃષ્ણ હરિવલ્લભદાસ, શ્રી. બાલકૃષ્ણ હરિવલ્લભદાસ અને શ્રી. રામકૃષ્ણ હરિવલ્લભદાસ રાખે છે.

## આનંદ કોટન મિલ

શ્રી આનંદ કોટન મિલ્સ લિ, સરસપુર દરવાજા પાસે અમદાવાદ; ટેલીફોન નં. ૨૧૮૮; મેનેજીંગ એજન્ટો–મેસર્સ આનંદરામ રતનરામ લિમિટેડ; ઠે. મિલમાં જ; કાપડ–કોરૂં, ધોયેલું અને રંગીન; ધોતિયાં, લોંગક્લોથ, સાડી, ટવીલ, શર્ટીંગ, પટો વગેરે, ત્રાકની સંખ્યા ૨૬૦૦૦; શાળો ૪૫૦; સોલ સેલીંગ એજન્ટો–મે. ભીખરાજ મોતીલાલ લિમિટેડ, ચોખા

બજાર, અમદાવાદ; વહીવટની દેખરેખ શેઠશ્રી દામોદરલાલ જયપુરિયા રાખે છે.

## આર્યોદય જીનીંગ મિલ

ધી આર્યોદય જીનીંગ એન્ડ મેન્યુ. કુાં. લી., અસારવા રોડ, પો. બો. નં. ૧૭૫, અમદાવાદ; ટેલીફોન નં. ૨૧૧૫; મેનેજીંગ એજન્ટસઃ મંગળદાસ એન્ડ બ્રધર લી., લાલ દરવાજા, અમદાવાદ; અધિકૃત થાપણ રૂા. ૧૫ લાખ; ભરપાઈ થાપણ રૂા. ૧૨,૫૦,૦૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૦૦, પ્રેફ. શેર રૂા. ૨૫; બ્લોક એકાઉન્ટ રૂા. ૪૯,૨૪,૯૭૧; છેલ્લો નફો રૂા. ૧૪,૮૧,૯૭૦; ડીવીડન્ડ રૂા. ૧૦ રોકડા અને એક પ્રે. શેર, કાપડ–કોરૂં, ધોયેલું અને રંગીન; ધોતી, સાડી, લોંગક્લોથ, પોપલીન, ટવીલ્સ, શર્ટીંગ, ક્રેપ વગેરે. જાડું, મધ્યમ અને ઝીણું. રીંગ ત્રાક ૩૨,૯૬૦, ડબ્લીંગ ત્રાક ૧૨૮૦. શાળ ૮૮૦ (૨૮" થી ૬૦") રોજનું ઉત્પાદન–સુતર ૧૧૭૦૦ રતલ; કાપડ ૧૨૦૦૦ રતલ; વાર્ષિક ઉત્પાદન–૩૫ લાખ રતલ. ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, કેલેન્ડરીંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, ડાઈંગ. કોલસા અને વીજળીથી ચાલે છે, વીજળી અમ. ઇલેકટ્રીક કુાં.ની; સ્પીનીંગ, વીવીંગ ખાતાં બે પાળી; કામદારો ૨૮૭૦; કારકુનો ૧૨૫; સેલીંગ એજન્ટ–મેસર્સ રમણલાલ ભગતરામ; મેનેજર–શ્રી. જી. પી. દંડનાયક બી.એ.એલએલ.બી., આસી. મેને.–શ્રી. પી. કે. દેસાઇ, બી. કોમ., એલ. એસ. જી. ડી. વી. મા.–શ્રી. આર. એમ. શાહ; સ્પી. મા.;–શ્રી. એમ. જી. દેસાઈ; બ્લી. મા.–શ્રી. એમ. એસ. પંડિત, બી.એસસી.; એન્જીનિયર–શ્રી. એન. એસ. મહેતા; દલાલ–શ્રી. એમ. એન. પંડ્યા; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ન્યુ. પ્લાન્ટ કરવાના છે. વહીવટની દેખરેખ શ્રી. મદનમોહન મંગલદાસ અને શ્રી. હર્ષવદન મંગળદાસ રાખે છે.

## આર્યોદય સ્પીનીંગ મિલ

ધી આર્યોદય સ્પીનીંગ એન્ડ વીવીંગ કુાં. લી., અસારવા રોડ, પો. બો. નં. ૧૪૬, અમદાવાદ; ટેલીફોન નં. ૨૦૧૫, મેનેજીંગ એજન્ટસ–મંગળદાસ એન્ડ બાલાભાઈ એન્ડ કુાં.; મિલમાં જ; અધિકૃત થાપણ રૂા. ૧૭ લાખ; ભરપાઇ થાપણ રૂા. ૧૫,૫૦,૦૦૦, 'અ' થાપણ ઓર્ડી. શેર રૂા. ૧૦૦; 'બ' થાપણ પ્રેફ. શેર રૂા. ૨૫૦; 'ક' થાપણ પ્રેફ. શેર રૂા. ૫૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૪૮,૪૮,૨૭૯ છેલ્લો નફો રૂા. ૧૮,૦૮,૮૧૭; ડીવી.–ઓર્ડી. શેર રૂા. ૨૫, 'બ' થાપણ ૫%, 'ક' ૪%, કાપડ–કોરૂં ધોયેલું, રંગીન, ૫૮/૭૮, ૪૪/૬૮, ૩૫/૫૦, અને ૧૮/૨૪; રીંગ ત્રાક ૫૨૭૮૮; ડબ્લીંગ ત્રાક ૧૨૬૨; શાળો ૧૧૦૮ (૩૦" થી ૬૬") રોજનું ઉત્પાદન સૂતર ૧૨૦૦૦ રતલ, કાપડ ૧૧૩૬૧ રતલ; વાર્ષિક ઉત્પાદન સૂતર ૩૫,૨૫,૭૮૨ રતલ, કાપડ ૩૩,૬૬,૫૩૧ રતલ; ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ડાઈંગ, કેલેન્ડરીંગ; કોલસા અને વીજળીથી; વીજળી અમ. ઇલેકટ્રીક કુાં. ની; ખાતાં ત્રણ પાળી; કામદારો ૩૨૦૦, કારકુનો ૧૮૭; સેલીંગ એજન્ટો–મે. સોમચંદ હીરાચંદ, અમદાવાદ તથા બહારગામના જુદા જુદા છે; મેનેજર–શ્રી. શકરાભાઇ સાંકળચંદ શાહ, આસી. મેને.–શ્રી. જયસુખલાલ મણિલાલ ત્રિવેદી, બી. એ. એલએલ. બી., વી. મા.–શ્રી. કાન્તિલાલ જી. કંથારીઆ, સ્પી. મા.–શ્રી. બલદેવદાસ આર. શાહ, બ્લી. મા.–મેયર સોલોમન ગીન્ડીલ, એન્જીનિયર–શ્રી. ભોગીલાલ ગોવિંદલાલ શોધન; દલાલ–શ્રી. મોતીલાલ વાડીલાલ શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ન્યુ. પ્લાન્ટ કરવાના છે; શાળો અને મર્સરાઇઝીંગ મશીનરી નવી આવવાની છે. વહીવટની દેખરેખ શ્રી. મથુરાદાસ મંગળદાસ અને શ્રી. સુરેન્દ્ર મંગળદાસ રાખે છે.

## એડવાન્સ મિલ

ધી અમદાવાદ એડવાન્સ મિલ્સ લિ., દિલ્હી દરવાજા બહાર, પો. બો. નં. ૧૮ અમદાવાદ; ટેલીફોન નં. ૨૦૬૯; મેનેજીંગ એજન્ટો–મેસર્સ તાતા ઈન્ડસ્ટ્રીઝ લિ. ઠે. બ્રુસસ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ;

અધિકૃત અને ભરપાઇ થાપણુ રૂા. ૨૦ લાખ; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; પ્રેફ. શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૪૯,૪૨,૨૬૩; છેલ્લો નફો (૩૦–૬–૪૬) રૂા. ૫,૮૯,૩૬૩ (રૂા. ૧,૨૦,૦૦૦ ઘસારો અને રૂા. ૧૩,૦૦,૦૦૦ ટેકસના બાદ કરતાં ચોકખો); ડીવી. રૂા. ૧૩ ઓર્ડી. શેર; રૂા. ૫ પ્રેફ. શેર; કાપડ –કોરૂં, ધોયેલું અને રંગીન; ધોતિયાં, સાડી, લોંગ-કલોથ, ડ્રીલ, ટવીલ, સેલ્યુકલર, પોપલીન, બેડકર્ડ, સુશી, મલમલ, સાટિન, ટેપેસ્ટ્રીકલોથ વગેરે; છાપકામ ખાતું નથી; રીંગ ત્રાકો ૪૪,૨૨૪; ડબલીંગ ત્રાકો ૧૨૦૪; શાળો ૧૦૧૬ (૩૬"થી ૬૬" સુધી); દૈનિક ઉત્પાદન ૬૦,૦૦૦ વાર અને વાર્ષિક ઉત્પાદન આશરે ૧,૮૦,૦૦,૦૦૦ વાર; ૧૦ થી ૭૦ નંબરનું; ખાતાં–સ્પી., વી., ડાઈંગ, અને હાથ બ્લીચીંગ; ખાતાં બે પાળી; કામદારો ૩૩૫૦, કારકુનો ૧૨૩; કોલસાથી ચાલતી, થોડા જ સમયમાં વીજળીથી ચાલશે; (પાવર અમ. ઇલેકટ્રીક કું.); સ્થા. સેલીંગ એજન્ટ–શ્રી. નાથુરામ રામનારાયણ લી; પરદેશ નિકાસનાં બજારો ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલેન્ડ; મેનેજર–શ્રી. એસ. ધાભર; આસી. મેને–શ્રી. એન. એમ. પારખ; વી. મા.–શ્રી. સી. ડી. ભાભા; સ્પી. સુપ્રિ.–શ્રી. બી. એચ. મીરઝાં; સ્પી. મા.–શ્રી. ડી. ડી. પરતાકિયા; કાર્ડીંગ મા. - શ્રી. આર. જે. તાતા; બ્લી. અને ડા. મા–શ્રી. પી. જે. પટેલ; એન્જી.–શ્રી. જે. એ. મોબેદજી, વણાટ માટે એક સ્ટાફ સભ્યને અમેરિકા અને સ્પીનીંગ માટે એક જણને બ્રિટન મોકલ્યા છે; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ન્યુ. પ્લાન્ટ તૈયાર કરે છે; વહીવટની દેખરેખ શ્રી. નવલ એચ. તાતા રાખે છે.

## કલ્યાણ મિલ

ધી કલ્યાણ મિલ્સ લિ. નરોડારોડ, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ નં. ૨; ટેલીફોન નં. ૨૬૩૯; ડાયરેકટર–ઇન–ચાર્જ શેઠ રાધેસ્યામજી આર. મોરારકા; ઠે. ૭૪ મરીનડ્રાઇવ, મુંબઇ; અધિકૃત અને ભરપાઈ થાપણુ રૂા. ૯,૦૦,૦૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; છેલ્લો નફો રૂા. ૫ લાખ; ડીવી. રૂા. ૯ ઓર્ડી. શેર ૫૨; કાપડ કોરૂં, ધોયેલું અને રંગીન; ધોતિયાં, સાડી, મલમલ, પોપલીન, લોંગ-કલોથ, રંગીન પોપલીન વગેરે; ૨૪/૩૨, ૩૦/૪૦, ૪૦/૬૦; રીંગ ત્રાકો ૧૪૪૪૮; શાળો ૩૯૩ (સરેરાશ ૪૮"); દૈનિક ઉત્પાદન આશરે ૫૫૦૦ રતલ; વાર્ષિક ઉત્પાદન આશરે ૨૦,૧૦,૦૦૦ રતલ; ખાતાં–સ્પી., વી., ડાઈંગ અને બ્લીચીંગ; ખાતાં ત્રણ પાળી; કામદારો ૧૫૦૦, કારકુનો ૬૧; કોલસાથી ચાલે છે; સેલીંગ એજન્ટ નથી; મેનેજર–શ્રી. કે. એસ. દેશપાંડે; સેક્રેટરી–શ્રી. ટી. એસ. મિશ્ર; વી. મા.–શ્રી. એમ. એલ. મહેતા; સ્પી.મા.–શ્રી. સોહરાબજી કે. લૈસા; એન્જી.–શ્રી. એસ. જી. સુખે; દલાલ–શ્રી. બી. જી. મોદી; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે; ન્યુ. પ્લાન્ટ કરવાના છે; ૮૦૦૦ નવી ત્રાકો માટે ઓર્ડર મૂકયા છે. વહીવટની દેખરેખ શ્રી. રાધેસ્યામજી રામકુમાર મોરારકા રાખે છે.

## કેલિકો મિલ

ધી અમદાવાદ મેન્યુ. એન્ડ કેલિકો પ્રિન્ટીંગ કું. લિ., (કેલીકો અને જ્યુબિલી મિલ્સ) જમાલપુર દરવાજા બહાર, પો. બો. નં. ૧૨, અમદાવાદ; ટેલીફોન નં. ૫૦૦૧; મેનેજીંગ એજન્ટો–મેસર્સ કરમચંદ પ્રેમચદ લિ.; ઠે. પો. બો. નં. ૨૮, અમદાવાદ; અધિકૃત થાપણુ રૂા. ૬૧,૦૦,૦૦૦; ભરપાઇ થાપણુ રૂા. ૫૭,૩૨,૬૪૨; ઓર્ડી. શેર રૂા. ૧૨૫; પ્રેફ; શેર રૂા. ૧૨૫; છેલ્લો ચોકખો નફો રૂા. ૪૬,૦૮,૯૯૩. ડીવી.–૪॥% પ્રેફ. શેર પર; રૂા. ૧૫+૧૦ વચગાળાનું ડીવી. ઓર્ડી. શેર પર; કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન, છાપેલું અને મચ્છરદાની; ૧/૨ નંબરથી ૧૨૦ નંબર સુધી; ધોતિયાં, સાડી, કસબી સાડી, શર્ટિંગ, લોન, પોપલીન, કોટીંગ, લોંગકલોથ, ચાદર, મલમલ, વાયલ, ક્રેપ, ડ્રીલ, બેડશીટ વગેરે વિવિધ જાતો; રીંગ ત્રાકો ૧,૨૫,૪૮૦; ડબલીંગ ત્રાકો ૧૪૭૬૨; શાળો ૨૪૦૧ (એક વિભાગ ઓટોમેટિક)

( ૩૨" થી ૯૨" સુધી ) દૈનિક ઉત્પાદન ૧,૫૦,૦૦૦ વાર; વાર્ષિક ઉત્પાદન ૪,૦૦,૦૦,૦૦૦ વાર; ખાતાં–સ્પી., વી.; કોટન વેસ્ટ સ્પી. વી., સીવણ અને એમ્બ્રોઇડરી દોરા ખાતું, સ્પીન્ડલ ટેપ ખાતું, મચ્છરદાની ખાતું, ડાઇંગ, બ્લીચીંગ, પ્રિન્ટીંગ, મિનરલ ખાકી ડાઇંગ, ફીનીશીંગ વગેરે ખાતાં—ઘણાં ખરાં ખાતાં ૨ પાળી; કેટલાકમાં ત્રણ પાળી; કામદારો–૯૦૦૦; કારકુનો ૩૫૦; સંપૂર્ણ વીજળીથી ચાલે છે. વીજળી ૧૯૩૭માં ગોઠવેલાં વરાળથી ચાલતાં ટર્બો-જનરેટરવાળા પોતાના જ પાવરહાઉસની; સેલીંગ એજન્ટો છે જ નહિ; યુદ્ધ પહેલાં કાપડ સીલોન, બર્મા, આફ્રિકા જતું; ૧૯૪૩ થી દેશમાં કાપડની તંગીને લીધે સ્વચ્છાએ જ તમામ નિકાસ બંધ કરી દીધી છે; સુપ્રિ. મેનેજર–શ્રી. એસ. એચ. ગિદવાણી; મેનેજરો–શ્રી. જે. એ. ગાંધી અને શ્રી. એસ. એ. ખેર; આસી. મેનેજર–શ્રી. કે. વી. શાહ; મેનેજરના ટેક. આસી.–શ્રી. જે. સી. ઠાકર; સેક્રે.–શ્રી. આર. સી. શાહ; જો. સેક્રે.–શ્રી. બાલાભાઇ સી. શાહ; સેલ્સ એજન્ટો–શ્રી. ભોગીલાલ બુલાખીદાસ અને શ્રી. આશાલાલ સી. શાહ; સેલ્સમેન–શ્રી. આર. એચ. શાહ અને શ્રી. શાંતિલાલ એમ. પારેખ; વી. મા.–શ્રી. જી. ડી. દેસાઇ (સુપ્રી.); શ્રી. પી. એસ. ત્રિવેદી (કેલીકો) અને શ્રી. ટી. એમ. દેસાઇ (જ્યુબિલી); સ્પી. મા.–શ્રી. કે. બી. ધ્રુવ (સુપ્રી.) અને શ્રી. વી. જી. જોશી (કેલીકો) અને શ્રી. ડબલ્યુ. એચ. દાતે (જ્યુબિલી); એન્જી.–શ્રી. એમ. ટી. ભવનાની (કેલીકો) અને શ્રી. એસ. જી. કરંદીકર (જ્યુબિલી) બ્લી. મા.–શ્રી. આર. કે. રાજગુરુ; ડાઈંગ મા.–શ્રી. એસ. કે. દત્ત; મચ્છરદાની પ્લાન્ટ–શ્રી. ડી. વી. શાહ; સિ. એન્જી.–શ્રી. આર. ડી. દેસાઇ; પે માસ્ટર–શ્રી. આર. ડી. પરેલ; હાઉસ સર્જન્સ મીસ એલ. બી. સોલોમન ( કેલીકો ) અને ડો. એમ. જી. દિવ્જી (જ્યુબિલી); લેબર ઓફિ.–શ્રી. ટી. એન. રાસ્તોગી (એકટીંગ); આંકડા શાસ્ત્રી–શ્રી. બી. સરકાર (એકટીંગ); યુદ્ધ પહેલાં સંખ્યાબંધ ઓફિસરોને યુરોપ અને જપાન મોકલ્યા હતા અને યુદ્ધ પછી યુરોપ અને અમેરિકા મોકલ્યા છે; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે, પ્યુ. પ્લાન્ટ નથી. મશીનરીમાં સતત ફેરફાર કર્યા કરે છે; જૂની મશીનરી બદલાતી જ રહે છે; નવીનો ઓર્ડર ઇંગ્લાંડમાં મૂકચો છે; કોસ્ટીક સોડા, કલોરીન, બ્લીચલીકર, હાયડ્રોકલોરિક એસીડ વગેરે બનાવવાના; નવા આલ્કલી પ્લાન્ટની યોજના છે. વહીવટની દેખરેખ શેઠ શ્રી. અંબાલાલ સારાભાઇ, શ્રી. ગૌતમ સારાભાઇ અને શ્રી. વિક્રમ સારાભાઇ રાખે છે.

## કોમર્શિયલ મિલ

અમદાવાદ કોમર્શિયલ મિલ્સ., પ્રેમ દરવાજા બહાર અમદાવાદ નં. ૨; ટેલીફોન નં. ૨૦૮૨; મેનેજીંગ એજન્ટો:–ધનજીભાઇ એન્ડ ત્રીકમલાલ એન્ડ કું., ઠે. મિલમાં જ, કાપડ–સુથી, શર્ટિંગ, લોંગકલોથ મલમલ, વાયલ, ધોતિયાં; ક્રેપ, મચ્છરદાની કાપડ વગેરે; ૨૦, ૩૦, ૩૫, ૪૦, અને ૬૦ નંબર; રીંગત્રાકો ૨૭,૫૫૨, ડબલીંગ ૬૬૦; શાળો ૬૨૦; ખાતાં બે પાળી ચાલે છે. જનરલ મેનેજર–શ્રી. જેમ્સ રીલી.; વી. મા.–શ્રી. કે. એસ. રામરાવ; સ્પી. અને કા. મા.–શ્રી. પ્રાણલાલ ન. ઠાકોર; એન્જી. શ્રી. એમ. સી.- શુકલ; વહીવટની દેખરેખ શ્રી. પ્રાણલાલ ભીખાભાઇ, શ્રી. ચિનુભાઇ ભીખાભાઈ અને શ્રી. ઇન્દ્રજીત પ્રાણલાલ રાખે છે.

## કૈસરે હિંદ મિલ

અમદાવાદ કૈસરે હિંદ મિલ્સ કું. લિ; રાયપુર દરવાજા બહાર, અમદાવાદ; ટેલીફોન નં. ૫૨૫૨; મેનેજીંગ એજન્ટો– મે. રમણલાલ કનૈયાલાલ એન્ડ કું. લિ. ઠે. મિલમાં જ; કાપડ–કોરું, ધોયેલું અને રંગીન; ધોતિયાં સાડી, સુથી, તાકા, ચાદરો, લોંગકલોથ, ગોપલીન ૨૦, ૩૦, ૪૦, ૬૦ અને ૮૦ નંબરનું; રીંગ ત્રાકો ૨૧૭૬૪; શાળો ૪૯૦; (૬૬"થી૫૨") ખાતાં–સ્પી. વી. ડાઈંગ, કેલેન્ડરીંગ, એન્જી. વગેરે; ખાતાં બે પાળી ચાલે છે; કોલસા અને વીજળી બન્નેથી ચાલે છે; વહીવટની દેખરેખ શ્રી. કનૈયાલાલ મોતીલાલ, શ્રી. કાન્તિલાલ કનૈયાલાલ, શ્રી. પદ્મકાન્ત કનૈયાલાલ, અને શ્રી. મહેન્દ્ર કનૈયાલાલ રાખે છે.

## ગુજરાત સ્પીનીંગ મિલ

ગુજરાત સ્પીનીંગ એન્ડ વીવીંગ કું. લી. કાળુપુર દરવાજા બહાર, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ; ટેલીફોન નં. ૨૦૮૩; મેનેજીંગ એજન્ટો–મે. જમનાભાઇ મનસુખભાઇ એન્ડ કું. ઠે. મિલમાં જ; રીંગ ત્રાકો–૨૮૭૯૨; ડબલીંગ ૨૪૦૦; શાળો ૬૮૧; ખાતાં બે પાળી ચાલે છે; વહીવટની દેખરેખ શ્રી. બબાભાઈ વાડીલાલ અને શ્રી. ફીકાભાઇ બગુભાઇ રાખે છે.

## ગુજરાત હોઝિયરી મિલ

ધી ગુજરાત હોઝિયરી ફેકટરી (સ્પીનીંગ એન્ડ હોઝિયરી મિલ્સ) રખિયાલ રોડ, અમદાવાદ; ટેલીફોન નં. ૫૩૫૩; પ્રોપ્રાયટરો–સી. સી. દલાલ એન્ડ કું. મિલમાં જ; ગૂંથેલી હોઝિયરી બને છે. ખાતાં–સ્પીનીંગ અને હોઝિયરી; રીંગ ત્રાકો ૧૦૬૨૦ અને ડબલીંગ ત્રાકો ૪૪૦૦; ગૂંથવાનાં યંત્રો ૭૫; વીજળીથી ચાલે છે; એક જ પાળી; કામદારો ૨૭૫ અને કારકુનો ૨૫; મેનેજર શ્રી. એ. કે. પટેલ; સ્પી. મા.–શ્રી. કે. એમ. વ્યાસ, એન્જી.– શ્રી. એમ. આર. શાહ; ૧૯૩૨માં મશીનરી ગોઠવેલી છે; વહીવટ શ્રી. સી. સી. દલાલ અને શ્રી. આર. સી. દલાલ ચલાવે છે.

## ગુજરાત કોટન મિલ

ગુજરાત કોટન મિલ્સ કું. લી; નરોડા રોડ, રેલવેપુરા, અમદાવાદ ટેલીફોન નં. ૨૦૧૯; મેનેજીંગ એજન્ટો–મે. પીરામલ ગીરધરલાલ એન્ડ કું; ઠે. મિલમાં જ; કાપડ–ધોતિયાં, પોપલીન, સાડી; શર્ટીંગ, ટવીલ, વગેરે; ત્રાકો ૩૦૭૭૮; ૧૪, ૧૪॥, ૧૭,૨૦,૨૪,૨૮,૩૦,૩૨,૪૦ અને ૬૦ નંબર; શાળો ૫૭૨ (૨૮"થી૫૮"); ખાતાં સ્પી. વી., ડાઈંગ, બ્લીચીંગ, કેલેન્ડરીંગ, ફીનીશીંગ, છાપકામ વગેરે; વહીવટની દેખરેખ શ્રી. સદાનંદપ્રસાદ બદાની રાખે છે.

## ગિરધરદાસ હરિવલ્લભદાસ મિલ

ધી ગિરધરદાસ હરિવલ્લભદાસ મિલ્સ લિમિટેડ, પ્રેમ દરવાજા બહાર, પો. ઓ. નં. ૪૦, અમદાવાદ; ટેલીફોન નં. ૨૫૯૧ (મિલ) નં. ૨૦૨૮ (ઓફિસ); મેનેજીંગ એજન્ટ–મેસર્સ ચમનલાલ મંગળદાસ એન્ડ કું., લાલ દરવાજા, અમદાવાદ; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૧૦,૮૦,૦૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૨૫; પ્રેફ. શેર રૂા. ૫૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૯,૧૯,૩૯૨; છેલ્લો નફો રૂા. ૬,૬૭,૯૬૩ (ઘસારો બાકી) ડી. વી. રૂા. ૨૧ ઓર્ડી. શેર સૂતર–ક્રોર્ડ, મર્સરાઇઝ્ડ અને રંગીન; ૩૦ થી ૬૦ નંબર સિંગલ અને ડબલ; માત્ર સ્પીનીંગ મિલ જ છે; રીંગ ત્રાકો ૨૧૮૦૮; ડબ્લીંગ ત્રાકો ૧૪૧૬૪; દૈનિક ઉત્પાદન આશરે ૫૧૫૦ રતલ; વાર્ષિક ઉત્પાદન આશરે ૧૬,૦૦,૦૦૦ રતલ; ખાતાં–સ્પીનીંગ, વાઇન્ડીંગ, વાર્પીંગ, મર્સરાઇઝીંગ, ડાઇંગ, ડબ્લીંગ; ખાતાં બે પાળી; કામદારો ૫૩૫+૪૨૯; કારકુનો ૫૮+૭; કોલસાથી ચાલે છે. સેલીંગ એજન્ટ દલાલ નટવરલાલ ગોરધનદાસ; પરદેશ નિકાસ નથી; મેનેજર શ્રી. કે.કે. ત્રીપાઠી; વી. મા.–નથી; સ્પી. મા. શ્રી. એમ. કે. પારડી; બ્લી. મા. નથી; એન્જી– શ્રી. આર. એમ. પંડ્યા; દલાલ–શ્રી. આર. ડી. સુતરીઆ; પાણીની વ્યવસ્થા મ્યુ.નું પાણી અને મિલનું બોરીંગ; પ્યુ. પ્લાન્ટ નથી; ૧૯૩૦માં હાલની મશીનરી ગોઠવી છે; વહીવટની દેખરેખ શ્રી. મહેન્દ્ર ચમનલાલ રાખે છે.

## જયભારત મિલ

ધી અમદાવાદ જયભારત કોટન મિલ્સ લી., મીઠીપુર અમદાવાદ, પો. ઓ. ૨૪, અમદાવાદ, ટેલીફોન નં. ૫૩૩૩; મેનેજીંગ એજન્ટો–મેસર્સ પારખ કેમીકલ્સ લી., ૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ,મુંબઇ; અધિકૃત થાપણ, ભરપાઇ થાપણ, શેર, બ્લોક–એકાઉન્ટ, છેલ્લો નફો, ડીવી. વગેરે માહિતી નથી મળી. કાપડ કોરું, ધોયેલું, રંગીન; શર્ટીંગ, પોપલીન, સાડી, ધોતિયાં, વાયલ, અને ટાવરૂમાલો; રીંગ ત્રાકો ૩૧૫૮૦, ડબ્લીંગ ત્રાકો ૩૨૨૦, શાળો ૫૭૬; ઉત્પાદનના આંકડા નથી મળ્યા; ખાતાં–એન્જીનિયરીંગ, સ્પી., વીવીંગ, ડાઇંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, વગેરે; કોલસા અને વીજળીથી; વીજળી

અમ. ઇલેકટ્રીક કુાં. ની; ખાતાં–બેપાળી; કામદારો ૨૩૩૯, કારકુનો ૧૧૧; સેલીંગ એજન્ટો—મે. ઠાકોરલાલ વૈકુંઠલાલ અમદાવાદ; મેનેજર–શ્રી. કાન્તિલાલ એમ. પરીખ; વી. સુપ્રિ–શ્રી. એ. સી. બાલારામ; વી. મા.–શ્રી. કે. એલ. ફાલનીકર, સ્પી. સુપ્રિ.–શ્રી. એમ. પી. નાડકર્ણી, સ્પી. મા.–શ્રી. ઇશ્વરલાલ ડી. પટેલ; બ્લી. ફી. સુપ્રી.–શ્રી. એચ. એલ. રેલી; બ્લી. આસી.-શ્રી. આર. બી. બીછુ; એન્જી.–શ્રી. બી. બી. એન્જીનિયર; દલાલ–શ્રી.એચ.એચ. ભગવતી; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ છે. વહીવટની દેખરેખ શ્રી. ચીમનલાલ બાપાલાલ, શ્રી. મણીલાલ પીતાંબરદાસ અને શ્રી. રમણલાલ સી. પારેખ રાખે છે.

## જહાંગીર વકીલ મિલ

જહાંગીર વકીલ મિલ્સ કુાં. લિ; દિલ્હી દરવાજા બહાર, અમદાવાદ, ટેલીફોન નં. ૨૦૭૪–૨૦૭૫; મેનેજીંગ એજન્ટો–મે. રૂસ્તમજી મંગળદાસ એન્ડ કુાં. લી.–હે.–મિલમાં જ; ત્રાકો ૩૧૮૭૫, સુતર ૧૪થી૫૦ નંબર; શાળો ૭૮૫; ખાતાં–સ્પી.; વી; ડાઇંગ; બ્લીચીંગ; કેલેન્ડરીંગ, વગેરે, ખાતાં બે પાળી; વહીવટની દેખરેખ શેઠ શ્રી. શાંતિલાલ મંગળદાસ, શ્રી. સુબોધ મંગળદાસ અને શ્રી. મહેન્દ્ર શાંતિલાલ રાખે છે.

## જીતેન્દ્ર મિલ

ધી જીતેન્દ્ર મિલ્સ લીમીટેડ, આસ્તોડિયા મિલ્સ એસ્ટેટ, અમદાવાદ; ટેલીફોન નં. ૫૪૫૧; મેનેજીંગ એજન્ટ–મે. અરવિંદ મનુભાઇ એન્ડ કું. ૨૯૭૨, રતનપોળ, અમદાવાદ; અધિકૃત થાપણ રૂા. ૫,૨૫,૦૦૦; ભરપાઇ થયેલી થાપણ રૂા. ૧,૦૫,૦૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૦૦૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૭૦,૦૦૦; છેલ્લો નફો રૂા. ૧૬૦૦૦; ડીવી. રૂા. ૭૨; એકલું સુતરજ કંતાય છે; રીંગ ત્રાકો ૩૬૦૦; ૧૮૦૦ રતલ સુતર રોજનું એટલે ૫,૫૦,૦૦૦ રતલ વર્ષે; કોર્ડ સુતર; વીજળીથી ચાલે છે; ફક્ત સ્પીનીંગ ખાતું; સ્પીનીંગ ખાતું ૨ પાળી; કામદારો ૧૮૦, કારકુનો ૨૦; મેનેજર–શ્રી. બી. સી. ત્રિવેદી; સ્પી. મા. શ્રી. મહેશ મહેતા; સેલીંગ એજન્ટ–શ્રી. વિઠ્ઠલદાસ બાલાભાઈ, કાળુપુર, કાળુશીની પોળ, અમદાવાદ; ૧૯૪૧ માં સ્થાપના; વહીવટની દેખરેખ શ્રી. કેશવલાલ લલ્લુભાઇ ઝવેરી રાખે છે.

## જ્યુપિટર મિલ

ધી અમદાવાદ જ્યુપિટર સ્પી. વી. એન્ડ મેન્યુ. કુાં. લિ. દૂધેશ્વર રોડ, પો. બો. નં. ૪૩ અમદાવાદ; ટેલીફોન નં. ૨૪૧૦ અને ૨૪૬૭; મેનેજીંગ એજન્ટો–મેસર્સ એમ. પારખ એન્ડ કુાં, લી; ૨૮, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ; અધિકૃત થાપણ રૂા. ૨૫ લાખ, ભરપાઇ થયેલી થાપણ રૂા. ૨૧,૪૪,૪૬૦ ઓર્ડી. શેર રૂા. ૧૨૫ દરેક; પ્રેફ. શેર રૂા. ૧૦૦ દરેક; બ્લોક એકાઉન્ટ રૂા. ૩૯,૩૬,૨૨૧; છેલ્લો નફો રૂા. ૧૫,૭૫,૦૦૦; ડીવી. રૂા. ૭ાા ઓર્ડી. શેર પર; કાપડ–ધોયેલું અને થોડું રંગીન; કોરું કે છાપેલું નહિં; મુખ્યત્વે ફાઇન અને સુપરફાઇન જાતની સાડી, વાયલો, પોપલીન શર્ટિંગ, હાથ–રૂમાલ, દોરીઓ વગેરે; ૩૫/૪૦,૪૦/૬૦,૭૫/૭૫; રીંગ ત્રાકો ૨૯૫૦૮; શાળો ૬૬૬ (૩૬"થી ૬૮" સુધી); દૈનિક ઉત્પાદન રૂા. ૪૦૦૦૦ની કિંમતનું કાપડ; વાર્ષિક રૂા. ૧,૧૫,૦૦,૦૦૦ની કિંમતનું; ખાતાં–સ્પી., વી., ડાઇંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, એન્જી. વગેરે; ખાતાં–૨ પાળી, સ્પીનીંગ ખાતું ૩ પાળી; કામદારો ૨૭૦૦; કારકુનો–૨૦૦; કોલસા અને વીજળીથી ચાલે છે; સ્ટીમ ટરબાઇન છે; સેલીંગ એજન્ટ–મેસર્સ પારખ બ્રધર્સ મુંબઇ; કલકત્તા–બી.સી. નોન એન્ડ કુાં.; તથા કાનપુર, અમૃતસરમાં એજન્ટો; મુખ્ય નિકાસ બર્મામાં; મેનેજર–શ્રી. અંબાલાલ એમ. પરીખ; વી. મા.–શ્રી. એ. સી, બાલારામ; સ્પી. સુપ્રિ.–શ્રી. એમ. પી. નાડકર્ણી; સ્પી. મા.–શ્રી. એન. જે. પારેખ; બ્લી. એન્ડ ડાઇંગ–શ્રી. એચ. એલ. રેલી; એન્જી.–શ્રી. એમ. બી. પટેલ; દલાલ-શ્રી. એ. આઇ. દલાલ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ છે; મશીનરી ૧૯૨૦માં ગોઠવેલી છે. વહીવટની દેખરેખ શ્રી. બાપાલાલ પીતામ્બરદાસ, શ્રી. ચંદુલાલ પીતામ્બરદાસ અને શ્રી. રસિકલાલ સી. પારેખ રાખે છે.

## પટેલ મિલ

ધી પટેલ મિલ્સ કું. લિ., ગોમતીપુર રોડ, રેલવેપુરા પોસ્ટ નં. ૨, અમદાવાદ; ટેલીફોન નં. ૫૩૬૨, મેનેજીંગ એજન્ટો–મેસર્સ ધીરજલાલ ચુનીલાલ એન્ડ કું. મિલમાં જ; અધિકૃત થાપણ રૂા. ૫ લાખ; ભરપાઇ થયેલી થાપણ રૂા. ૧,૯૨,૨૫૦; ઓર્ડી. શેર રૂા. ૧૨૫; બ્લોક એકાઉન્ટ રૂા. ૧૩,૧૬,૧૮૦; છેલ્લો નફો રૂા. ૫,૩૩,૬૩૪; ડીવી. ૧૬ ટકા ઓર્ડી. શેર; કાપડ કોરું, ધોયેલું રંગીન–ધોતિયાં, સાડી, લોંગક્લોથ, પટો, સુશી, મલમલ, પોપલીન, વગેરે; ૨૦/૩૦, ૪૦/૪૦, ૪૦/૬૦; રીંગ ત્રાકો ૧૩૮૨૪, ડબલીંગ ત્રાકો ૮૪૦; શાળો ૩૫૬ (૩૬"થી ૬૪" સુધી): છાપકામ ખાતું નથી; દૈનિક ઉત્પાદન ૩૪૦૦ રતલ; વાર્ષિક ઉત્પાદન ૧૦,૨૦,૦૦૦ રતલ; ખાતાં–સ્પી, વી., બ્લીચીંગ, ફીનીશીંગ, ડાઇંગ વગેરે; ખાતાં બે પાળી, કામદારો ૬૧૦, કારકુનો ૪૦; સ્ટીમ એન્જીન અને વીજળીથી ચાલે છે. સેલીંગ એજન્ટો– શ્રી. નટવરલાલ ગોરધનદાસ (સુતર), મે. શરદકુમાર ત્રીકમલાલ એન્ડ કું. ( કાપડ ); મેનેજર–શ્રી રણછોડલાલ બી. પટેલ; વી. મા.–શ્રી. વ્રજભાઇ મોતીભાઇ અમીન; ટેક. સ્પી. સલાહકાર–શ્રી. જે. હારમીબ્ઝ; સ્પી. મા.–શ્રી. પુરુષોતમદાસ એસ. પટેલ; બ્લી. મા.–શ્રી. રમજાની રજબભાઈ શેખ; એન્જી–શ્રી. રણછોડલાલ બી. પટેલ; દલાલ–શ્રી. મધુકાન્ત ડી. પટેલ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ કરવાની યોજના છેઃ સ્પીનીંગ, વીવીંગ ખાતાંનો વિસ્તાર કરવાના છે; ૧૯૨૮ અને ૧૯૩૨માં મશીનરી ગોઠવી હતી; વહીવટની દેખરેખ ધી. ફકીરભાઇ વલ્લભદાસ અને શ્રી. જયંતીલાલ ફકીરભાઇ રાખે છે.

## ફાઇન નીટીંગ મિલ

ફાઇન નીટીંગ કું. લીઃ ચામુંડા માતા પાસે, નરોડા રોડ, પોસ્ટ રેલવેપુરા, અમદાવાદ, ટેલીફોન નં. ૨૨૭૯; મેનેજીંગ એજન્ટો–મે. એચ. કેશવલાલ એન્ડ કું; ઠે. મિલમાં જ; રીંગ ત્રાકો ૯૦૦૦; ડબલીંગ ત્રાકો ૯૨૪; ૧૦થી ૨૦॥ નંબરે; નીટીંગ મશીનો ૧૦૦; ખાતાં–સ્પી., નીટીંગ, બ્લીચીંગ, ડાઇંગ વગેરે.

## બેચરદાસ મિલ

ધી બેચરદાસ સ્પી. એન્ડ વી. મિલ્સ કું. લી; રાયખડ પો. બો. નં. ૨૨, અમદાવાદ; મેનેજીંગ એજન્ટો–મેસર્સ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ એન્ડ કું., મિલમાં જ; અધિકૃત થાપણ રૂા. ૧૦,૦૦,૦૦૦, ભરપાઈ થયેલી થાપણ રૂા. ૯,૮૭,૨૫૦, ઓર્ડી. શેર રૂા. ૨૫૦; પ્રેફ. શેર રૂા. ૧૨૫; છેલ્લું ડીવી. રૂા. ૬૨–૮–૦ ઓર્ડી. શેર ૫૨, કેપીટલ બોનસ રૂા. ૫–૧૦–૦ પ્રેફ. શેર; કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન અને છાપેલું; જાડું અને મધ્યમ; રીંગ ત્રાકો રૂા. ૧૯૩૨૦, ડબલીંગ ૬૦૨, શાળો ૪૯૬; ખાતાં–સ્પી, વી., ડાઇંગ, એન્જી., વગેરે ત્રણપાળી ચાલે છે; કોલસા અને વીજળીથી ચાલે છે; સેલીંગ એજન્ટ–દલાલ નારણદાસ લલ્લુભાઇ, અમદાવાદ, ગુજરાત ટેકસટાઇલ કું. લી. મુંબઇ; મુખ્ય નિકાસ બજારો ઓસ્ટ્રેલિયા, આફ્રિકા અને પૂર્વ આફ્રિકા; મેનેજર–શ્રી. બી. વી. આચાર્ય; સેક્રે.–શ્રી. એન. એસ. પટેલ; વી. મા.–શ્રી. વાય. એન. પિતલે; સ્પી. મા.–શ્રી. એચ. જે. મિસ્ત્રી; બ્લી. મા.–શ્રી. સી. કે. પટેલ; એન્જી–શ્રી. આર. એ. ગાંધી., દલાલ–શ્રી. એ. એમ. શાહ; એન્જી–શ્રી. આર. એ. ગાંધીને તાલીમ માટે પરદેશ મોકલ્યા છે. પાણીની વ્યવસ્થા સ્વતંત્ર છે; પ્યુ. પ્લાન્ટ નથી; નવી યોજના કંઈ નથીઃ વહીવટની દેખરેખ શ્રી. દુર્ગાપ્રસાદ એસ. લશ્કરી, શ્રા. ચંદ્રપ્રસાદ એલ. લશ્કરી, શ્રી. સૂર્યપ્રસાદ લશ્કરી રાખે છે.

## બિહારી મિલ્સ

ધી બિહારી મિલ્સ લિ. મીરપુર, ઓખરા મહેમદાવાદ, પો. બો. નં. ૪, અમદાવાદ, ટેલીફોન ૫૫૨૦, મેનેજીંગ એજન્ટોઃ મેસર્સ ચંદ્રકાંત મોતીલાલ શેઠ ( જમાભાઇવાળા ) C/o શેઠ ચંદ્રકાંત મોતીલાલ, બિપીન વિલા, દયાપોરવાડ જૈન

સોસાયટી, એલિસબ્રીજ અમદાવાદ; અધિકૃત થાપણ રૂ. ૨૦ લાખ; ભરપાઇ થાપણ રૂ. ૯,૬૦,૦૦૦; ઓર્ડી. શેર રૂ. ૧૦૦નો; ૪ાા ટકા રી. કયુ. પ્રેફ-રન્સ શેર રૂ. ૧૦૦ નો; બ્લોક એકાઉન્ટ રૂ. ૧૮,૧૮,૦૦૦; છેલ્લો નફો–રૂ. ૮,૦૦૧૮૫; ડીવી. ઓર્ડી. શેર પર રૂ. ૧૬; કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન, છાપેલું–માદરપાટ, લોંગક્લોથ, ટેનીસ, શર્ટીંગ, ધોતિયાં, સાડી, રંગીન ટસર, છાપેલાં પોપલીન, મલમલ; ૧૫/૨૦, ૪૨/૪૨, ૪૨/૬૭; રીંગ ત્રાકો ૧૭૦૧૬ (૮૯૧૨ જાડા સુતરની); ડબ-લીંગ ત્રાકો ૩૧૪, શાળો ૪૪૦ (૩૨" થી ૬૬"), દૈનિક ઉત્પાદન ૩૫૦૦૦ વાર આશરે; વાર્ષિક ઉત્પાદન ૧,૦૫,૦૦,૦૦૦ વાર; ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ડાઈંગ, પ્રિન્ટીંગ; ખાતાં ૩ પાળી; કામદારો ૧૫૮૬ કારકુનો ૯૦; કોલસાથી ચાલે છે; સેલીંગ એજન્ટો–મે. સુધીરચંદ્ર સારા-ભાઈ, બાકી કાનપુર, કલકત્તા, મદ્રાસ, મદુરા, દિલ્હી, અમૃતસર વગેરે સ્થળે એજન્ટો છે. મેનેજર–શ્રી કનૈયાલાલ એમ. શાહ; વી. મા.–શ્રી. કાવસજી ડી. મહેતા; સ્પી. મા.–શ્રી. જયંતીલાલ કે. શાહ; બ્લી. મા. અને પ્રિન્ટીંગ નિષ્ણાત–શ્રી. કે. જી. મોધે; આસી. એન્જી.–શ્રી. રસિકલાલ સી. છત્રપતિ; દલાલ–શ્રી. વિઠ્ઠલદાસ સી. શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ૧૯૩૨માં મશીનરી ગોઠવેલી. સ્પી. અને વી. ખાતાંના વિસ્તારની યોજના; વહીવટની દેખરેખ શ્રી. ચંદ્રકાંત મોતીલાલ અને શ્રી. બિપીન મોતીલાલ રાખે છે.

## ભરતખંડ ટેક્ષટાઈલ મિલ

ધી ભરતખંડ ટેક્ષટાઇલ મેન્યુ. કાં. લિમિટેડ, ૩૦, કેમ્પરોડ, અમદાવાદ, ટેલીફોન નં. ૨૦૫૮ (ઓફિસ), ૨૦૩૯ (કાપડખાતું); મેનેજીંગ એજન્ટ-મેસર્સ જીવણલાલ ગિરધરલાલ એન્ડ સન્સ; ટે. મિલમાં છે; અધિકૃત થાપણ રૂ. ૧૫ લાખ; ભરપાઇ થાપણ રૂ. ૧૧,૬૦,૦૦૦; ઓર્ડી. શેર રૂ. ૨૫૦; 'બી' કેપીટલ પ્રે. શેર રૂ. ૨૫૦; 'સી' કેપીટલ પ્રે. રૂ. ૫૦; બ્લોક એકાઉન્ટ રૂ. ૩૬,૧૮,૦૮૬; છેલ્લો નફો રૂ. ૧૧,૨૦,૪૭૭; ડીવી. ઓર્ડી. શેર પર રૂ. ૧૫+ 'સી' કેપીટલ શેર રૂ. ૫૦નો; 'બી' કેપીટલ પ્રેફ. શેર રૂ. ૧૭; 'સી' કેપીટલ રૂ. ૨; કાપડ–કોરૂં, ધોયેલું, અને રંગીન,–છાપકામખાતું નથી; કાપડ જાત અને નંબર પ્રમાણે વિવિધ પ્રકારનું; ૨૦ થી ૬૦ તાણો અને ૩૦થી ૮૦ વાણા સુધીનું; રીંગ ત્રાકો ૩૧૭૨૦; ડબ્લીંગ ત્રાકો ૧૪૫૨; શાળો ૮૫૨ (૨૫૦ રાતે) (૩૬"થી ૫૮" સુધી) ખાતાં ૩ પાળી; કામદારો ૧૭૦૦; કારકુનો ૧૦૦; કોલસા અને વીજળી બન્નેથી ચાલે છે; સેલીંગ એજન્ટો (દલાલ) મે. જમનાદાસ પીતામ્બરદાસ; બીજાં ઘણાં શહેરોમાં એજન્ટો છે; સીધી પરદેશની નિકાસ નથી; મેનેજર–શ્રી. હરિલાલ પોપટલાલ શાહ; વી. મા.–મી. જેમ્સ એ. બટરવર્થ; સ્પી. મા.–શ્રી. જગતપ્રસાદ એન્ડ ઠાકોર; બ્લી. મા.–શ્રી. ચતુરભાઇ કે. પટેલ; એન્જી.–શ્રી. પીરોજશા રૂ. હોમાવઝીર; સેલ્સમેન–શ્રી. અંબાલાલ ત્રિ. પટેલ; પાણીની વ્યવસ્થા મ્યુ. મારફત; પ્યુ. પ્લાન્ટ નથી; ચીઝ ડાઈંગ પ્લાન્ટ, હાઈસ્પીડ વાઈન્ડીંગ એન્ડ વૉર્પીંગ, મર્સરાઇઝીંગ યંત્રો, ટયુબવેલ અને બોરીંગ વગેરેની યોજના છે; તેનાં યંત્રોના પરદેશ ઓર્ડરો મૂક્યા છે. વહીવટની દેખરેખ શ્રી. જીવણલાલ ગિરધરલાલ અને શ્રી. ગુણવંતભાઇ જીવણલાલ રાખે છે.

## ભારત સૂર્યોદય મિલ

ધી ભારત સૂર્યોદય મિલ્સ કાં. લી., જગનાથ મહાદેવ પાસે, કાંકરીઆ રોડ, પો. બો. નં. ૧૨૫, અમદાવાદ; ટેલીફોન નં. ૫૨૫૧; મેનેજીંગ એજન્ટો મેસર્સ ગોઢાતા બ્રધર્સ, મિલમાં છે; અધિકૃત અને ભરપાઈ થાપણ રૂ. ૧૨ લાખ; ઓર્ડી. શેર રૂ. ૧૦૦; બ્લોક એકા. રૂ. ૧૯,૫૯,૧૩૮; કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન અને છાપેલું ૧૮, ૨૪, ૪૨, ૬૪ કાઉન્ટ; ધોતિયાં, સાડી, મલમલ, વાયલ, લોંગક્લોથ, ડ્રીલ, જીન, પોપલીન, છીંટ વગેરે; રીંગ ત્રાકો ૨૨૯૬૦, ડબ્લીંગ ત્રાકો ૩૯૮, શાળો ૩૭૮; દૈનિક ઉત્પાદન ૭૦૦૦ રતલ સૂતર અને ૬૫૦૦ રતલ કાપડ; ખાતાં–સ્પીનીંગ, વીવીંગ,

બ્લીચીંગ, ડાઈંગ, પ્રિન્ટીંગ, એન્જી. વ.; કોલસા અને વીજળીથી ચાલે છે; ખાતાં ત્રણ પાળી; કામદારો ૧૪૨૫ અને કારકુનો ૬૪; સેલીંગ એજન્ટો–મેસર્સ રમણલાલ મોહનલાલ; મેનેજર–શ્રી. રસિકલાલ કે. મહેતા; સુપ્રિ.–શ્રી. રામજીવન પુરોહિત; આસી. મેને.–શ્રી. બી. સી. પરીખ; વી. મા.–શ્રી. હરિભાઈ યુ. ઠક્કર; સ્પી. મા.–શ્રી. શાંતિલાલ કે. ઉપાધ્યાય; બ્લી. મા. અને પ્રિ. નિષ્ણાત–શ્રી. બીજેન્દ્ર એચ. દેસાઈ; એન્જી.–શ્રી. કાન્તિલાલ પી. વોરા, દલાલ–શ્રી. જયચંદ આર. શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ર્યુ. પ્લાન્ટ નથી; મશીનરી ૧૯૩૩માં ગોઠવી છે; નવી મશીનરીના ઓર્ડરો મૂકયા છે. વહીવટની દેખરેખ શ્રી. ગીરધરલાલ એમ. મોહાતા રાખે છે.

## ભાલકીઆ મિલ

ધી ભાલકીઆ મિલ્સ કું. લિ., કાંકરિયા રોડ, પો. ઓ. નં. ૨૯ અમદાવાદ; ટેલીફોન નં. ૫૨૭૭; મેનેજીંગ એજન્ટ–શેઠ નરોત્તમદાસ જેઠાલાલ ભાલકીઆ, પ્રભુનિવાસ, એલિસબ્રીજ, અમદાવાદ; અધિકૃત થાપણ રૂા. ૨૦ લાખ; ભરપાઇ થયેલી થાપણ રૂા. ૧૪,૯૩,૩૦૦; ઓર્ડી. શેર રૂા. ૧૦૦; પ્રે. શેર રૂા. ૧૦૦; બ્લોક એકાઉન્ટ રૂા. ૨૫,૫૪,૦૦૦; છેલ્લો નફો રૂા. ૧૦,૦૦,૦૦૦; ડીવી. રૂા. ૧૨; કાપડ–કોરું, ધોયેલું, રંગીન, છાપેલું–ધોતિયાં, સાડી, તાકા, લોંગકલોથ, મલમલ, ચાદર, કેમ્બ્રીકસ, છીંટ, છાપેલી સાડી, સુશી, ટુવાલો વગેરે: ૧૬/૨૦, ૨૦/૩૦ અને ૩૫/૪૫; રીંગ ત્રાકો ૧૬૪૬૪; શાળો ૮૦૬ (૩૨" થી ૬૬" સુધી) દૈનિક ઉત્પાદન ૮૪૦૦ રતલ સૂતર ૯૧૦૦, રતલ કાપડ; ખાતાં–સ્પી., વી., એન્જી., ડાઈંગ, બ્લીચીંગ, ફીનીશીંગ, પ્રિન્ટીંગ વગેરે; ખાતાં બે પાળી; કામદારો ૧૪૦૦ કારકુનો ૮૦; કોલસાથી ચાલે છે; સેલીંગ એજન્ટ મે. રણછોડલાલ રમણલાલ એન્ડ કું. અને મે. પોપટલાલ મૂળચંદ; મેનેજર–શ્રી. એન. વી. જોશી; આસી. મેનેજર–શ્રી. એસ. એસ. ભાલજા; વી. મા.–શ્રી. વી. જી. દાતે; સ્પી.મા.–શ્રી. આર. આર. સપ્રે., બ્લી. મા.–શ્રી. એન. એમ. શાહ; પ્રિ. નિષ્ણાત–શ્રી. આર. કે. શેઠ; એન્જી.–શ્રી. વી. ડી. દેસાઈ; દલાલ–શ્રી. એન. કે. સેતલવડ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; ર્યુ. પ્લાન્ટ કરવાના છે; પ્રિન્ટીંગ ખાતું બાંધવાની યોજના છે; મશીનરી ૧૯૨૯ માં ગોઠવેલી, ૮૦૦૦ નવી ત્રાકોનો બ્રિટનમાં ઓર્ડર મૂકયો છે. વહીવટની દેખરેખ શ્રી. નરોત્તમભાઈ જેઠાલાલ અને શ્રી. પોપટલાલ જેઠાલાલ રાખે છે.

## મહેશ્વરી મિલ

મહેશ્વરી મિલ્સ લી., શાહીબાગ રોડ, અમદાવાદ; ટેલીફોન નં. ૨૭૦૧ મેનેજીંગ એજન્ટો–ધીરજલાલ ખુશાલદાસ એન્ડ કું., મિલમાંજ; અધિકૃત અને ભરાયેલી થાપણ રૂા. ૧૨ લાખ; શેરો–'એ' કેપીટલ રૂા. ૧૨॥ અને ૧૨૫; 'બી' કેપીટલ રૂા. ૧૨૫; રીડી. કયુ. પ્રેફ. શેર રૂા. ૮૦ પ્રમાણેના; છેલ્લો નફો રૂા. ૨૦૯૦૪૫ (ગ્રોસ) ડીવી. ઓર્ડી. શેર રૂા. ૭–૮–૦ અને પ્રે. શેર રૂા. ૪; કાપડ–કોરું, ધોયેલું, અને રંગીન, રીંગ ત્રાકો ૨૧૮૩૬, ડબલીંગ ત્રાકો ૬૦૮ અને શાળો ૪૬૦; ખાતાં સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ડાઈંગ, ફીનીશીંગ, વગેરે ખાતાં ૧ પાળી–સ્પી. ખાતું ૨ પાળી., કામદારો ૧૧૮૫; કોલસાથી ચાલે છે; મેનેજર–શ્રી. પી. એચ. દેસાઈ; વી. મા.–શ્રી. એસ. જી. પટેલ; સ્પી. મા.–શ્રી. પી. એમ. બેન્કર; બ્લી. મા.–શ્રી. એન. એચ. રાવલ; કન.એન્જી.–શ્રી આર. એ. ગાંધી; એકટીંગ એન્જી.–શ્રી. સોમાભાઇ જી. પટેલ; દલાલ–શ્રી. સી. એ. પટેલ; વહીવટની દેખરેખ શ્રી. ધીરજલાલ ખુશાલદાસ, શ્રી. રતિલાલ ખુશાલદાસ અને શ્રી. કાન્તિલાલ ખુશાલદાસ રાખે છે.

## માણેકચોક મિલ

માણેકચોક એન્ડ અમદાવાદ મેન્યુ. કું. લિ., દરિયાપુર દરવાજા બહાર, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ; ટેલીફોન નં. ૨૦૨૬, મેનેજીંગ એજન્ટો મે. હરિલાલ ત્રિકમલાલ એન્ડ સન્સ, ઠે. મિલમાં જ; અધિકૃત અને ભરપાઇ થાપણ રૂા. ૫,૨૫,૦૦૦;

ઓર્ડી. શેર રૂ. ૧૦૦૦નો, કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન અને છાપેલું; ૧૪ થી ૩૦ અને ૪૦થી ૬૦; રીંગ ત્રાકો ૩૧૧૨૮ અને ડબલીંગ ૧૧૮૪; શાળ ૮૩૨ છે; કોલસાથી ચાલે છે; ખાતાં–સ્પી. વી., એન્જી., બ્લીચીંગ, ડાઈંગ, સૂતર રંગવાનું અને કેલેન્ડરીંગ; ખાતાં બે પાળી; કામદારો ૧૩૨૩, કારકુનો ૧૦૭; સ્થા. સેલીંગ એજન્ટો–શ્રી. જયંતીલાલ જેશીંગભાઇ; પરદેશનાં ખાસ નિકાસ બજારો સીલોન અને આફ્રિકા; મેનેજર–શ્રી. વી. સી. ચોકસી; સેક્રેટરી–શ્રી. સી. જે. પટેલ; વી. મા.–શ્રી. એફ. એ. શાહ; સ્પી. મા.–શ્રી. કે. પી. પટેલ; કાર્ડીંગ મા.–શ્રી. કે. સી. શાહ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા છે. પ્યુ. પ્લાન્ટ નથી. બીજી કોઇ નવી યોજના નથી, વહીવટની દેખરેખ શેઠ શ્રી. હરિલાલ ત્રિકમલાલ, શ્રી. મનુભાઇ હરિલાલ, શ્રી. દીનુભાઇ હરિલાલ અને શ્રી. ચંદુલાલ હરિલાલ રાખે છે.

## માણેકલાલ હરિલાલ મિલ

ધી માણેકલાલ હરિલાલ સ્પી. એન્ડ મેન્યુ. કું. લિ; સરસપુર રોડ, રેલવેપુરા, પોસ્ટ અમદાવાદ; ટેલીફોન નં. ૨૦૯૦; મેનેજીંગ એજન્ટ–શેઠ નવનીતલાલ રણછોડલાલ; ઠે.–મિલમાં જ; અધિકૃત થાપણ રૂ. ૬ લાખ; ભરપાઇ થયેલી થાપણ રૂ. ૪,૫૦,૦૦૦; ઓર્ડી. શેર–રૂ. ૧૦૦નો; બ્લોક એકાઉન્ટ–રૂ. ૩૪,૯૦,૩૬૪; છેલ્લો નફો રૂ. ૫,૩૨,૬૭૭; ડીવી. રૂ. ૧૦+૧૦; કાપડ–કોરૂં, ધોયેલું, રંગીન, છાપેલું, ધોતિયાં, સાડી, લોંગક્લોથ, ટેનીસ, શર્ટિંગો, પોપલીન, ટવીલ, ક્રેપ, છીંટ, છાપેલું કામ, છાપેલો દોરીઓ, ૧૫/૨૦,૨૦/૩૦ અને ૩૦/૪૦ નંબરનું; રીંગ ત્રાકો ૩૧,૪૪૨; ડબલીંગ ત્રાકો ૧૧૬૦; શાળો ૭૫૩ (૩૨"થી૬૦" સુધી) ખાતાં–એન્જી., સ્પી., વી., બ્લીચીંગ, ડાઇંગ અને પ્રિન્ટીંગ; ખાતાં ત્રણ પાળી; કામદારો ૨૩૮૫, કારકુનો ૧૧૫; કોલસા અને વીજળીથી ચાલે છે. ૧૯૩૬માં સ્ટીમટરબાઇન નાખી છે. સ્થા. સેલીંગ એજન્ટો–જમનાદાસ પીતાંબરદાસ; પરદેશની મુખ્ય નિકાસ ઓસ્ટ્રેલિયા, આફ્રિકા, ઇરાક અને ઈરાન વગેરે; મુંબઇમાં મિલનો પોતાનો સેલ ડીપો છે; મેનેજર–શ્રી. એમ. સી. ત્રિવેદી; સુપ્રિ. મેનેજર–શ્રી. સી. વી. શાહ; વી. મા.–શ્રી. કે. એમ. શાહ; સ્પી. મા.–શ્રી. જી. બી. દેસાઈ; બ્લી. મા.–શ્રી. એસ. આર. ગુપ્તા; એન્જી–શ્રી એન જે. કોઠારી; સેલ્સમેન શ્રી. જી. એન દેસાઇ; પાણીની સ્વતંત્ર વ્યવસ્થા; પ્યુ. પ્લાન્ટ કરવાના છે, ભોજન મંડપ અને બાથરૂમો બંધાય છે 'ઇંગ્લાંડ' ઇટલીના નવા ઓર્ડરો મૂક્યા છે વહીવટની દેખરેખ શેઠ શ્રી. નવનીતલાલ રણછોડલાલ રાખે છે.

## માર્સડન મિલ

ધી માર્સડન સ્પી. વી. એન્ડ મેન્યુ. કું., લી., રખિયાલ રોડ, રેલવેપુરા પોસ્ટ. અમદાવાદ; ટેલીફોન નં. ૫૨૫૪ અને ૫૦૪૩(એજન્ટ); મેનેજીંગ એજન્ટો–મેસર્સ માર્સડન બ્રધર્સ એન્ડ કું. લી. મિલમાં અને C/o શેઠ મણિલાલ મૂળચંદ, ઝાંપડાની પોળ, કાળુપુર; અધિકૃત થાપણ રૂ. ૩૦ લાખ; ભરપાઈ થયેલી થાપણ રૂ ૧૩,૬૫,૫૦૦; ઓર્ડી. શેર રૂ. ૧૦૦; બ્લોક એકાઉન્ટ રૂ. ૧,૧૨,૨૦,૭૨૯; છેલ્લો નફો રૂ. ૧૧,૨૯,૭૯૭; ડીવીડન્ડ રૂ. ૧૦ ઓર્ડી. શેર અને રૂ. ૪૧ પ્રે. શેર. (૧૦ ઓર્ડી-શેર દીઠ એક પ્રેફરન્સ મફત આપવામાં આવેલો છે); કાપડ-કોરૂં, ધોયેલું અને રંગીન ૨૦/૩૦ થી ૪૦/૬૦; રીંગ ત્રાકો ૨૧૧૪૦ ડબ્લીંગ ૧૨૦૦: શાળો ૭૯૨ (૨૦" થી ૬૬" સુધી) દૈનિક ઉત્પાદન ૫૬૦૦૦ વાર; વાર્ષિક ઉત્પાદન ૧,૭૪,૭૨૦૦૦ વાર; પરદેશનાં બજારો–બ્રિ. વેસ્ટ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા, ઇજીપ્ત, એડન માલ જાય છે. ખાતાં–સ્પીનીંગ, વીવીંગ, બ્લીચીંગ, ડાઇંગ, ફીનીશીંગ, કેલેન્ડરીંગ વગેરે; પ્રિન્ટીંગ ખાતુ નથી; ત્રણપાળી ચાલે છે; કામદારો ૨૨૪૭; કારકુનો ૯૯; કોલસા અને વીજળીથી ચાલે છે; સ્થા. સેલીંગ એજન્ટ–કાન્તિલાલ રમણલાલ શાહ; મેનેજરો–શ્રી. આર. ડબલ્યુ. માર્સડન અને શ્રી. જે. સી. વોરા; વી. મા.–શ્રી. જહાંગીરજી દલાલ; સ્પી. મા.–શ્રી. ત્રિકમલાલ એસ. પરીખ અને શ્રી. આર. એસ. ભટ્ટ; બ્લી. મા.–શ્રી ટી. એમ. ડીસિલ્વા;

આ ઉપરાંત મંડળ તરફથી આરોગ્ય અંગેનાં પ્રદર્શનો અને પરિષદો પણ યોજવામાં આવે છે. મંડળને સંગ્રહસ્થાન માટે પોતાનું મકાન નથી. પરંતુ હમણાં સરકાર તરફથી ખાનપુર બારી પાસે કોટની રાંગે બે હજાર વાર જમીન મંડળને આપવામાં આવી છે. અને ટૂંક સમયમાં જ તે પોતાનું સ્વતંત્ર મકાન મેળવશે.

## અમદાવાદ માધ્યમિક શિક્ષક સંઘ

અ. મા. શિ. સંઘની સ્થાપનાનો પ્રથમ ખ્યાલ ઈ. સ. ૧૯૨૬–૨૭ માં આવ્યો હતો. સભા અને ચર્ચા છતાં પરિણામ ન આવ્યું અને દસ વર્ષનો ગાળો એમ ને એમ વહી ગયો. તેવામાં સ્વ. અધ્યાપક આનંદશંકર ધ્રુવનું કાશી વિદ્યાપીઠમાંથી નિવૃત્ત થઈને અત્રે આવવું થયું. તેમણે ખોરંભે પડેલો સંઘની સ્થાપનાનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો અને સંઘની સ્થાપના થવી જોઈએ એવો મક્કમ વિચાર રજૂ કર્યો. તેમની આ સૂચના વધાવી લેવામાં આવી અને તેમના જ પ્રમુખપદે મળેલી શિક્ષકોની એક સભાએ ઈ. સ. ૧૯૩૭ના નવેમ્બરમાં અ. મા. શિ. સંઘની સ્થાપના કરી.

પહેલાં તો જે શાળા રૂા. ૧૦ આપે તેના તમામ શિક્ષકો સંઘના સભ્યો ગણાય એમ ઠર્યું અને પરિણામે સંઘની કારોબારી શાળાઓના આચાર્યોની જ બની ગઈ. આથી સભાન શિક્ષકોએ વિરોધ સૂર કાઢવા માંડ્યો. આ પછી સભ્ય બનેલ દરેક શાળામાંથી એક એક શિક્ષક પ્રતિનિધિને સંઘની કારોબારીમાં લેવામાં આવ્યો. સને ૧૯૪૨માં સંઘના બંધારણમાં ક્રાન્તિકારી ફેરફાર થયા. શાળાઓ સભ્ય તરીકે મટી ગઈ અને પ્રત્યેક માધ્યમિક શિક્ષક ભાઈબહેન વાર્ષિક રૂા. ૧)નું લવાજમ આપી સભ્ય બને એમ ઠર્યું. આ વખતે શાળાના આચાર્યોનો મોટો ભાગ સભ્યો તરીકે ખસી ગયો. સંઘ શિક્ષકોનો જ બની રહ્યો. ત્યારથી શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર સંઘના પ્રમુખ તરીકે ચુંટાય છે અને આજ સુધી ચાલુ છે. તેમની રાહબરી હેઠળ સંઘે સારી પ્રગતિ સાધી છે. શિક્ષકોને મૂંઝવતા આર્થિક અને બીજા પ્રશ્નોનો ઠીક ઠીક ઉકેલ સંઘ લાવી શક્યો છે. સંઘની પ્રવૃત્તિને લીધે શિક્ષકો પણ જાગૃત થયા છે અને પોતાના પ્રશ્નોને સ્વતંત્ર રીતે વિચારતા થયા છે. વળી કેળવણીમાં ઉપયોગી થઈ પડે તેવાં વ્યાખ્યાનો પણ સંઘ તરફથી અવારનવાર યોજવામાં આવે છે. સંઘમાં હાલ ૫૦૦ સભ્યો છે. મુંબઈ પ્રાંતના કોઈ પણ શિક્ષક સંઘ કરતાં આ સંઘ મોટો છે અને એક પ્રગતિશીલ સંઘ તરીકે જાણીતો છે.

## અમદાવાદ હેડમાસ્ટર્સ એસોસીએશન

હેડમાસ્ટર્સ એસોસીએશનની સ્થાપના સન ૧૯૪૦ ના ઓગસ્ટ મહિનામાં કરવામાં આવી હતી. એસોસીએશનને રજીસ્ટર પણ કરાવવામાં આવ્યું છે. એસોસીએશનનો ઉદ્દેશ અમદાવાદમાં માધ્યમિક કેળવણીની પરિસ્થિતિ સુધારવાનો, શહેરની અન્ય માધ્યમિક શાળાઓના વહીવટ અને વ્યવસ્થા શક્ય તેટલી વધારે સમાધાનવૃત્તિથી ચાલે એ માટે તે તે શાળાઓને એસોસીએશનની સભ્ય બનાવી તેમનો સહકાર સાધવાનો તથા કેળવણીવિષયક અને વહીવટી પ્રશ્નોની ચર્ચા કરી તેમનો ઉકેલ મેળવવાનો છે. એસોસીએશને શિક્ષકોનાં પગારધોરણો સંતોષકારક સપાટી પર લાવવામાં શિક્ષકસંઘને સાથ આપ્યો છે. હમણાં એક ગુજરાતી અધિવેશન ભરીને બોધભાષા (medium) તથા શાળાનાં તમામ કામકાજોમાં ગુજરાતીને અપનાવવાની જોરદાર અપીલ કરી હતી. ઉપરાંત અમદાવાદનું આ એસોસીએશનનું વર્તુળ વધારીને એને ગુજરાતભરનું 'પ્રોવીન્શીઅલ ફેડરેશન ઓફ હેડમાસ્ટર્સ' બનાવવાની એસોસીએશનની નેમ છે. હેડમાસ્ટર્સ એસોસીએશનની ઓફિસ એલિસબ્રિજ નવચેતન હાઈસ્કૂલમાં આવેલી છે.

## સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષકસંઘ

સને ૧૯૩૭ થી સમસ્ત ગુજરાતની દરેક સ્થાનિક સંસ્થાઓનાં પ્રાથમિક શિક્ષક મંડળોનો એક શિક્ષક સંઘ સ્થપાયો છે. એ સંઘ ગુજરાતનાં જુદાં જુદાં ૧૧ શિક્ષક મંડળોના ૧૦૦૦૦ શિક્ષકોનો પ્રતિનિધિ છે, અને તે મુંબઈ ઇલાકા શિક્ષકસંઘ સાથે જોડા-

એવો છે. શિક્ષક સંઘ તરફથી " પ્રાથમિક શિક્ષક " નામનું પાક્ષિક સંઘના પ્રમુખ શ્રી. પ્રાણલાલ ફીરપારામ દેસાઇના તંત્રીપદે ચાલે છે.

પ્રમુખ : શ્રી. પ્રાણલાલ ફીરપારામ દેસાઇ, ઉ પ્રમુખ : શ્રી. મકનજી કુંવરજી દેસાઇ, મંત્રી : શ્રી. ગુણશંકર પ્રાણશંકર જોષી છે.

## અમદાવાદ ગુમાસ્તા મહામંડળ

ગુમાસ્તા મહામંડળની સ્થાપના સને ૧૯૪૫ના એપ્રિલ માસમાં કરવામાં આવી હતી. આ મંડળમાં પીસ્તાળીસ બજારોના ગુમાસ્તાઓ, કારકુનો વગેરે સામેલ થયેલા છે. મંડળનો ઉદ્દેશ અમદાવાદનાં તમામ ગુમાસ્તા તથા કારકુન ભાઇબેનોનું એક મજબૂત સંગઠન સ્થાપવાનો છે. આ ઉપરાંત તેઓને મૂંઝવતા આર્થિક પ્રશ્નો ઉકેલી તેમનો દરજ્જો તથા જીવનધોરણ ઊંચું લાવવું, તેમનામાં પોતાની કામગીરીની જવાબદારીની ભાવના કેળવવી, ધંધામાં પ્રગતિ કરવા ઈચ્છનારને જરૂરી સાહિત્ય પૂરું પાડવું, શેઠ અને ગુમાસ્તા વચ્ચેના ઝગડાઓ શાંતિમય પદ્ધતિએ દૂર કરી તેમની વચ્ચેનો સંબંધ વધારે મીઠો બનાવવો, તેમના સામાજિક તેમજ રાજકીય હક્કોનું રક્ષણ કરવું, જરૂર પડ્યે તેમને કાયદાની, તબીબી કે બીજી રાહત આપવી વગેરે હેતુઓ મંડળે પોતાના કાર્યક્ષેત્રમાં અપનાવ્યા છે. મંડળ તરફથી હમણાં ગુમાસ્તા ધારામાં ફેરફાર કરવાની તથા એક કો-ઓપરેટિવ સ્ટોર્સ ચલાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. મંડળની ઓફિસ ગાંધીરોડ મહાવીરસ્વામીના દેરાસર સામે આવેલી છે.

## ભાડુઆત પરિષદ

અમદાવાદમાં મકાન માલિકો તરફથી થતી રંજાડ સામે કંઇક કરવા માટે ભાડુઆતોને એમ લાગ્યું કે એક સંગઠિત ભાડુઆત મંડળ હોય તો સારું. આવા હેતુથી શ્રી. કુશળચંદ શાહની જહેમતના પરિણામે સને ૧૯૩૧માં 'ભાડુઆત પરિષદ'ની સ્થાપના કરવામાં આવી.

અમદાવાદ શહેરની વસતી તો કૂદકે ને ભૂસકે વધતી જ ચાલતી હતી. અને મકાનોની તંગી ઊભી થતાં વધારે ભાડાં ઉપજાવવા મકાનમાલિકો તજવીજો કરતા હતા. બીજી બાજુ બેસુમાર અનારોગ્ય ચાલીઓમાં રહેતો મજૂરવર્ગ જાગૃત થતો હતો. લત્તે લત્તે સાપ્તાહિક સભાએ થવા લાગી હતી. આ અરસામાં સને ૧૯૩૭મા મુબઇના મહાસભાવાદી મેયર વીર નરીમાનના પ્રમુખપદ હેઠળ ભાડુઆત પરિષદનું પહેલું અધિવેશન થયું. આ પછી સને ૧૯૪૧મા 'વદેમાતરમ્' ના તંત્રી શ્રી. સામળદાસ ગાધીના પ્રમુખપદે મળેના અધિવેશને મજૂરોની અનારોગ્યભરી ચાલીએ સામે ગભીર તહોમતનામું પોકાર્યું. આ જ અરસામાં ભાડુઆતોનો પોકાર સાભળી કોંગ્રેસ પ્રધાનમંડળે 'રેન્ટ રીસ્ટ્રીકશન એક્ટ' ભાડા-નિયમન કાયદો પસાર કર્યો પણ આ પછી તો મકાન માલિકોનો ત્રાસ વધ્યો ભાડુતો પર એમણે મારઝૂડ કરવા માડી. પાણી, જાજરૂ, વીજળી વગેરે બધ કરી પજવણીએ થવાના સેંકડો દાખના બનવા માડયા. આથી પરિષદે સત્તાવાળાઓને દ્વારે ધા નાખી અને આવી પજવણીઓને ફોજદારી ગુન્હો ઠરાવાઇ. આ પછી તો ભાડુઆત પરિષદે બીજા ચાર અધિવેશનો ભર્યાં છે અને ભાડુઆતોને પડતી અનેકવિધ મુશ્કેલીઓને ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે. છેલ્લા અધિવેશનના પ્રમુખ શ્રી. ડી. જી. વસાવડાની રાહબરી હેઠળ 'ભાડુઆત પત્રિકા' (તંત્રી શ્રી. ભગવાનજી કપાસી) તથા ' ભાડુઆત નગર '-ની બે નવી પ્રવૃત્તિએ પરિષદ તરફથી ઉપાડવામા આવી છે.

આ રીતે ભાડુઆત પરિષદ ભાડુતોના દુ ખદર્દોમા સહાય થનાર સસ્થા છે સસ્થાના મોટી સખ્યામા હિંદુ-મુસ્લિમ ભાઈબહેનો જોડાયેલા છે સસ્થાની ઓફિસ રાયપુરમા સાકડીશેરીમા આવેલી છે.

## કાઠિયાવાડ પ્રજાસંઘ

કાઠિયાવાડના વતનીઓની સખ્યા અમદાવાદમા આશરે એક લાખ ઉપરાત છે અને તેથી તેમનું સગઠન કરવા એક રાજકીય સંસ્થાની ભારે અગત્ય જણાતાં સને ૧૯૪૨ના અરસામાં " કાઠિયાવાડ પ્રજાસંઘ " એ નામની સસ્થાની સ્થાપના થયેલી. સસ્થાનું ઉદ્‌ઘાટન શ્રી. સામળદાસ ગાધીના હસ્તે થયેલું રતનપોળ શેઠની પોળના મેડે સંસ્થાની ઓફિસ રાખવામાં આવેલ છે. આ સંસ્થા શરૂઆતથી જ રાષ્ટ્રીય મહાસભાની નીતિ મુજબ કામ કરે છે અને શહેરના આગેવાન મહાસભાવાદીઓની તેને દોરવણી મળે છે. ઉપરાંત કાઠિયાવાડ રાજકીય પરિષદના ધ્યેયને તેણે અપનાવેલ છે અને તેના સીધા સંપર્કમાં રહી તેના આદેશ મુજબ કામ કરે છે. કાઠિયાવાડના અત્રે રહેતા ભાઇઓનું રાજકીય દષ્ટિએ સંગઠન જોતાં આ એક જ સંગઠિત અને સત્તાવાર સસ્થા છે. આ સસ્થાએ કાઠિયાવાડનાં જુદાં જુદાં દેશી રાજ્યોની આપખુદી સામે વખતો વખત સખત આદોલન ચલાવ્યુ છે તેમ જ કાઠિયાવાડના અને કોંગ્રેસના અગ્રગણ્ય નેતાએ પાસેથી પ્રસગોપાત માર્ગદર્શન મેળવ્યુ છે.

તાજેતરમાં જ જામ જૂથયોજનાના વિરોધમાં મહાસભાના મહામત્રી શ્રી. શંકરરાવ દેવના પ્રમુખપદે કાઠિયાવાડ રાજસ્થાન સમેલન અત્રે મળ્યુ હતું તે આ સસ્થાના ઉપક્રમથી હતુ તે પ્રસંગે કાઠિયાવાડ રાજકીય પરિષદની સમગ્ર કારોબારી હાજર રહી હતી અને સમેલનને ભવ્ય સફળતા મળી હતી. ધ્રાગધ્રા અધિવેશન, ભાવનગર અધિવેશન, જૂનાગઢની ક્રાંતિકારી લડત વગેરેમાં પ્રજાસઘે યોગ્ય ફાળો આપ્યો છે અને કાઠિયાવાડમા થતી પ્રવૃત્તિઓને પ્રજાસઘે તુરત જ અત્રે ઉપાડી લીધી છે.

આ સસ્થામા અમદાવાદ શહેરમા આવેલા જુદા જુદા પરાઓમા રહેતા મજૂરભાઇઓ ઘણી મોટી સખ્યામા જોડાયેલ છે અને કાઠિયાવાડના બીજા ભાઇએ ઉપરાત વેપારીવર્ગનો ઘણો સારો સાથ છે આ સસ્થાએ એક સ્વયંસેવક દળ પણ ઊભુ કરેલ છે.

આ સસ્થામા હાલમા પ્રમુખ તરીકે શ્રી. ધરમશીભાઈ માણેકચંદ છે અને મત્રીએ શ્રી. અમૃતલાલ ગાધી, શ્રી નવિનકાંત મહેતા અને શ્રી. હિંમતલાલ ત્રિવેદી છે કારોબારી કુલ ૨૧ સભ્યોની છે.

દુષ્કાળના પ્રસંગે તથા બીજી રીતે માનવરાહતનાં કાર્યોમાં સંસ્થાએ ફાળો આપ્યો છે તથા જૂનાગઢની હિજરત અને આરઝી હકૂમતની લડત પ્રસંગે પ્રજાસંઘે સારી કામગીરી બજાવી હતી.

હિંદમાંથી લાલ પીળાના ભેદ ભુંસાઇ જાય અને સમગ્ર કાઠિયાવાડ મુંબઈ પ્રાંતમાં ભળી જાય એ માટે હાલમાં પ્રજાસંઘ પ્રવૃત્તિ કરી રહેલ છે.

## દસક્રોઇ રેંટિયા પ્રચાર સંઘ

પૂજ્ય મહાત્મા ગાંધીજી જે વસ્ત્રસ્વાવલંબનની ભાવના અને વ્રતધારી ખાદીધારીઓની મોટી સંખ્યા કરવા ઇચ્છે છે તેનો પ્રચાર કરવો, કાંતણ-પ્રવૃત્તિ એ નિમિત્તે વધારવી એ મુખ્ય ઉદ્દેશથી આ સંસ્થાની સ્થાપના ઇ. સ. ૧૯૪૪માં થઇ હતી. ખાદીની રચનાત્મક પ્રવૃત્તિનો બને તેટલો વિકાસ કરવાનો, કાંતણવર્ગો, કાંતણ હરીફાઇઓ વગેરે યોજવાનો એનો કાર્યક્રમ છે. આવી એક હરીફાઇ રાષ્ટ્રીય સપ્તાહમાં ત્રણ સાલ થઇ તેમાં શ્રી. સરસ્વતીબેન ખોડીવાળા "જય ચિહ્ન" ત્રણ વર્ષની હરીફાઇમાં વિજયી થનાર એક હરિજનબેનને આપી દીધું છે જેની કિંમત હાલમાં સાડા ત્રણસો રૂપિયા થાય. તે સિવાય વિજેતાઓને ઇનામો આપવામાં આવે છે. સંસ્થા કાંતણ–વણાટની પ્રવૃત્તિમાં સભ્યોને મદદરૂપ થાય છે. વણાટની પણ હાલમાં વ્યવસ્થા કરી છે. રેંટિયા રીપેર કરવામાં આવે છે તથા લોનથી પણ આપવામાં આવે છે. સંઘની ઓફિસ ભદ્રમાં કોંગ્રેસ હાઉસમાં જ છે.

પ્રમુખ હાલમાં શ્રી. રણછોડલાલ જેઠાલાલ પટેલ છે.

મંત્રીઓ: શ્રી. પોપટલાલ ચુનીલાલ શાહ, શ્રી. ભલાભાઈ ફકીરભાઇ પટેલ.

નિયામકો: શ્રી. અર્જુનલાલ લાલા, શ્રી. પનાલાલ ઝવેરી, શ્રી. ગુલામરસુલ કુરેશી, શ્રી. ભવાનીશંકર મહેતા, શ્રી. નંદલાલ પ્રેમચંદ વકીલ.

કારોબારી મંડળ: પંદર સભ્યોનું છે.

સામાન્ય સભ્યો આશરે ૧૬૦ છે. વણાટ કેન્દ્ર (સરસપુર): સેવાભાવી હરિકૃષ્ણ પ્રાણજીવનદાસે 'પાલડીવાળા ખાદી કાર્યાલય' સ્થાપી સંઘને ચલાવવા માટે સોંપ્યું છે. ચાર વણકરહરિજનો છે.

## અમદાવાદ ફેક્ટરી કામદાર સંઘ

અમદાવાદની આયર્ન અને ગ્લાસ ફેક્ટરીઓના કામદારોના આ સંઘની સ્થાપના સને ૧૯૪૫ના જુલાઇની ૧લી તારીખે ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. ભોગીલાલ લાલાને શુભ હસ્તે થઇ હતી. સંઘનો ઉદ્દેશ ફેક્ટરી કામદારોનું એક મજબૂત સંગઠન ઊભું કરવાનો, તેમનામાં સહકાર, બંધુત્વ તથા ફરજની જવાબદારીની ભાવના કેળવવાનો, તેમની આર્થિક સ્થિતિ સુધારી દિવસાનુદિવસ તેમનો જીવનઉત્કર્ષ સાધવાનો, શેઠ અને કારીગર વચ્ચેના સામાન્ય ઝગડાઓ સત્ય અને અહિંસાના શાંતિમયમાર્ગે દૂર કરવાનો તથા કામદારોના નાગરિક અને રાજકીય હકકોનું રક્ષણ કરવાનો છે. ફેક્ટરીઓને લગતા કામદારોના બંગથી તથા ફેક્ટરી માલિકોના વર્તનથી ઊભી થતી ફરિયાદોને સફળતાપૂર્વક હલાવી સંઘ સારી પ્રગતિ કરી રહેલ છે. ભારતી વિદ્યાલયના આચાર્ય શ્રી. કે. ટી. દેસાઇ સંઘના ઉત્સાહી અને કાર્યશીલ પ્રમુખ છે. સંઘની ઓફિસ દરિયાપુર પંચાલની વાડીમાં આવેલી છે.

## અમદાવાદ ફેક્ટરી ઓનર્સ એસોસીએશન

આ એસોસીએશનની સ્થાપના ઇ.સ. ૧૯૪૧ના એપ્રિલની ૧૭ મી તારીખે કરવામાં આવી હતી. લોખંડના ધંધાનો ઉત્કર્ષ સાધી પરદેશી માલની હરીફાઇમાં ઊતરી શકે એવો સારો માલ બનાવવો, માંહોમાંહેની ખોટી હરીફાઇ દૂર કરવી તથા ફેક્ટરી માલિકોને કોલસો, લોખંડ વગેરે મેળવવામાં પડતી મુશ્કેલીઓ દૂર કરવી એ આ એસોસીએશનનું ધ્યેય છે. લોખંડની ફેક્ટરીઓ માટે અત્યંત જરૂરી પીગ આયર્ન જેવી મુશ્કેલીએ મળતી વસ્તુ પણ મહેનત કરીને એસોસીએશને મેળવી છે એ એના ધ્યેયની સત્યનિષ્ઠાનો પુરાવો આપે છે. એસોસીએશનના ૧૪૮ જેટલા સભ્યો છે અને એની ઓફિસ ઘીકાંટે પીત્તળીઆ બંબા પાસે આવેલી છે.

## અમદાવાદ મ્યુનિસિપલ નોકર મંડળ

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં કામ કરતાં નોકર ભાઇબહેનોનું સંગઠન કરી તેમની સામાજિક

તથા આર્થિક ઉન્નતિ સાધવાના હેતુથી સને ૧૯૩૦માં આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. સરદાર વલ્લભભાઇ પટેલ, શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર, શ્રી. આનંદિ ઠાકોર તથા શ્રી. અર્જુન લાલા વગેરે પ્રમુખો મંડળને મળ્યા છે. સને ૧૯૪૨ની 'હિંદ છોડો'ની ચળવળમાં લાગલાગટ સાડાત્રણ મહિના સુધી મ્યુનિસિપાલિટીના નોકર-ભાઈઓએ હડતાળ પાડી પોતાનો સાથ આપ્યો હતો તેમ જ ત્રીસ જેટલા નોકરભાઇઓએ જેલવાસ પણ ભોગવ્યો હતો. હડતાળના દિવસોમાં સરકારને સરકારી ખાતાંમાંથી માણસો લાવીને મ્યુનિસિપલ તંત્ર ચલાવવું પડયું હતું.

હાલ મંડળમાં લગભગ ૭૦૦ જેટલા સભાસદો છે. આ મંડળે હવે તમામ રોજીંદાં, અઠવાડિક, પખવાડિક કે માસિક વેતનથી મ્યુનિસિપાલિટીમાં કામ કરતાં ભાઇબહેનોનું સંગઠન કરી એક મહામંડળ રચવાનો વિચાર કર્યો છે. અત્યારે રોયીસ્ટ રેડીકલ કાર્યકર શ્રી. ચંદ્રકાન્ત દરૂ તેના પ્રમુખ ચુંટાયા છે એ તેના અત્યારના વલણનો ખ્યાલ આપે છે.

## થીઓસોફીકલ સોસાયટી

થીઓસોફી એટલે ઇશ્વરી વિદ્યા, બ્રહ્મવિદ્યા, અધ્યાત્મજ્ઞાન. બ્રહ્મવિદ્યા એ કોઇ ધર્મ, પંથ, સંપ્રદાય કે કોઇ સંસ્થાની માલિકીની નથી, પણ સઘળા ધર્મો, પંથો, સંપ્રદાયો અને ધાર્મિક સંસ્થાઓ આ બ્રહ્મવિદ્યા પ્રવર્તાવવાનાં સાધનો છે. અત્યારના જમાનામાં અંગ્રેજી ભાષા જગતમાં વધારે પ્રસરેલી છે તેથી બ્રહ્મવિદ્યાનો પ્રચાર, હાલમાં થીઓસોફીને નામે કરવામાં આવે છે. થીઓસોફીકલ સોસાયટી એક જુદો પંથ કે સંપ્રદાય નથી, પણ એક ધાર્મિક સંસ્થા છે. તે સઘળા ધર્મો અને સંપ્રદાયોનાં પુસ્તકોનો અભ્યાસ કરે છે અને સઘળા ધર્મોનાં સત્યો તે તે ધર્મના લોકો તથા જનસમાજની આગળ રજૂ કરે છે.

અને સઘળા ધર્મોને પ્રભુ પ્રાપ્તિના માર્ગ સમજી, તે સઘળા ધર્મ તરફ માનદષ્ટિથી જુએ છે.

આ સોસાયટી ઈ. સ. ૧૮૭૫ના નવેંબરની ૧૭મી તારીખે અમેરિકાના ન્યુયોર્ક શહેરમાં સ્થાપવામાં આવી હતી. એક રશીઅન વીરાંગના હેલેના પેટ્રોવના બ્લેવેટ્સ્કી તથા અમેરિકન વીરપુરુષ કર્નલ હેન્રી સ્ટીલ ઑલ્કોટ એ બે તેના મૂળ સ્થાપકો હતાં. તેનું મુખ્ય મથક ઘણાં વર્ષોથી મદ્રાસ પાસે અદ્યારમાં છે. ૧૯૦૫માં તે મદ્રાસમાં રજીસ્ટર થઈ છે.

આ સોસાયટીના જાહેર કરેલા ત્રણ હેતુઓ છે. પહેલો હેતુ છે, જાતિ, ધર્મ, લિંગ, કોમ કે રંગનો ભેદ રાખ્યા સિવાય માનવજાતિના વિશ્વબંધુત્વનું એક કેન્દ્ર સ્થાપવું; બીજો છે, સરખામણીની દૃષ્ટિએ જુદા જુદા ધર્મોના અભ્યાસને, તત્ત્વવિદ્યાના અભ્યાસને અને વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસને ઉત્તેજન આપવું; અને ત્રીજો હેતુ છે, કુદરતના નહિ સમજાયેલા નિયમોનું સંશોધન કરવું અને મનુષ્ય દેહમાં રહેલી ગુપ્ત શક્તિઓ ખીલવવી.

આ સોસાયટીની શાખાઓ દુનિયાના તમામ દેશોમાં અને લગભગ તમામ મોટાં શહેરોમાં આવેલી છે. ડૉ. બિસેન્ટ એનાં પ્રમુખ હતાં. હાલના પ્રમુખ ડૉકટર એરૂન્ડેલ છે. પ્રમુખની ચૂંટણી દર સાત વર્ષે થાય છે.

લોકસેવાની ધાર્મિક, સામાજિક, રાજકીય, ઔદ્યોગિક, શિક્ષણવિષયક અને આન્તરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં સોસાયટીના ઘણા સભ્યો ભાગ લે છે. થીઓસોફીકલ સોસાયટીની અમદાવાદની શાખા ખમાસા ગેટ સામે પારસી અગિયારી પાસે આવેલી છે.

## ઇશ્વરપ્રાર્થના સમાજ

પ્રાર્થના સમાજનું મકાન રાયખડ ચકલામાં આવેલું છે. બંગાળના બ્રહ્મસમાજ અને મુંબઇના પ્રાર્થનાસમાજના ધોરણે ઈ. સ. ૧૮૭૧ના ડિસે-

બ્યુઆરીની ૧૭મી તારીખે સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઇ દીવેટીઆએ અમદાવાદમાં 'ઇશ્વરપ્રાર્થના સમાજ'ની સ્થાપના કરી. એમને સહાય કરવામાં સ્વ. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ અને રા. બ. રણછોડલાલ છોટાલાલ હતા. નિરંજન નિરાકાર પરમાત્માની માનસિક ઉપાસના, ધ્યાન, ભજન, સ્તુતિ, પ્રાર્થના તથા જીવનમાં સદાચારનું પાલન—એને સમાજના સિદ્ધાન્ત મુજબ ભક્તિનાં મુખ્ય લક્ષણ ગણવામાં આવ્યાં છે. કોઇ અવતાર કે પયગમ્બર કે મધ્યસ્થની આવશ્યકતા પ્રાર્થના સમાજના સિદ્ધાન્તોમાં સ્વીકારવામાં આવી નથી. તેમ જ કોઇ પણ અમુક ધર્મગ્રંથને જ પ્રમાણ તરીકે અગર ઇશ્વરરચિત કે ઇશ્વરપ્રણીત માનવામાં આવતો નથી.

પ્રત્યેક રવિવારે સમાજમાં ઉપાસના, ભજન, સ્તવન તથા ધાર્મિક વ્યાખ્યાનનો ક્રમ રાખવામાં આવે છે. સ્તવન-ભજન માટે સ્વ. ભોળાનાથે રચેલી 'પ્રાર્થનામાળા'નો ઉપયોગ કરવામાં આવે છે. હાલ પ્રાર્થના સમાજના ૧૩૦ સભ્યો છે. શ્રી. વિદ્યાબેન નીલકંઠ એનાં પ્રમુખ છે, અને શ્રી.ગટુભાઈ ધ્રુવ એના મંત્રી છે. સ્વ. સર રમણભાઇ નીલકંઠે પ્રાર્થનાસમાજના મુખપત્ર તરીકે 'જ્ઞાન સુધા' નામનું માસિક લગભગ પચીસ વર્ષ સુધી પ્રગટ કર્યું હતું. ઉપરાંત અત્રેના મહીપતરામ અનાથાશ્રમની વ્યવસ્થા-સમિતિમાં પ્રાર્થના સમાજ તરફથી આઠ સભ્યો નીમવામાં આવે છે અને પ્રાર્થના સમાજના પ્રમુખ તથા મંત્રી અનાથાશ્રમ સમિતિના પ્રમુખ તથા મંત્રી ગણાય છે. સને ૧૮૭૧માં પ્રાર્થના સમાજ સ્થાપન થયા પછી અઢી વર્ષ સુધી દર રવિવારની ઉપાસના માટે પ્રે. રા. ટ્રેનિંગ કોલેજનો હોલ વાપરવામાં આવતો હતો. અત્યારે પ્રાર્થના સમાજનું જે મંદિર રાયખડ ચકલામાં વલ્લભભાઇ પટેલ રોડ પર આવેલું છે તે સને ૧૮૭૪માં બંધાયું છે. એના ખર્ચમાં સૌથી વિશેષ ફાળો સ્વ. બહેચરદાસ અંબાઇદાસ લશ્કરીએ આપેલો છે.

## સ્થાનિક લેખકમિલન

લેખક મિલનની સ્થાપના સને ૧૯૪૪માં કરવામાં આવી હતી. લેખકોએ અવારનવાર મળવું જોઇએ, એકબીજાના સંપર્કમાં આવવું જોઇએ, સાહિત્યને ઉપકારક ચર્ચાઓ, વ્યાખ્યાનો વગેરે યોજવાં જોઇએ એવા ઉદ્દેશથી લેખકમિલન શરુ કરવામાં આવ્યું છે. એની કોઈ ઓફિસ નથી કે એના સભ્ય થવા માટે લવાજમ નથી. હરકોઇ સાહિત્યકાર કે સાહિત્યરસિક હિંદુ, મુસ્લિમ કે પારસી કોઈપણ લેખક મિલનમાં જઈ શકે છે. મુંબઇ ગુજરાતના લેખકમિલનની ઓફિસ મુંબઇમાં છે. એની બે પરિષદો એક ૧૯૪૫માં વડોદરા ખાતે અને બીજી ૧૯૪૬માં અહીં અમદાવાદમાં મળી હતી.

## આર્યસમાજ

મહર્ષિ દયાનંદે વેદિક સંસ્કૃતિના આધાર પર આર્ય સમાજની સ્થાપના કરી. તે જ ઉદ્દેશને પાર પાડવા આજથી લગભગ ૬૦ વર્ષ પર અમદાવાદમાં આર્યસમાજ પ્રેમી સજ્જનો તરફથી અત્રેના આર્યસમાજની સ્થાપના થઈ. આર્યસમાજના સિદ્ધાંતોની દૃષ્ટિએ આ સમાજના કાર્યપ્રદેશમાં ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા, પારસ્પરિક ભ્રાતૃભાવ, મનુષ્યોચિત કર્તવ્યપાલન, સત્ય, શુદ્ધિ અને બ્રહ્મચર્યનો આગ્રહ, આર્યોચિત સામાજિક વ્યવહાર, સ્ત્રીશિક્ષણ, ગૌરક્ષા વગેરેનો સમાવેશ થાય છે.

પોતાના આ ઉદ્દેશની સિદ્ધિ માટે આર્યસમાજે ગુરુકુળ, પુત્રીપાઠશાળા, ડી. એ. વી. સ્કૂલ, પુસ્તકાલય, ત્યક્તા તથા જુલમથી વૈધવ્ય ધર્મ પાળતી સ્ત્રીઓ માટે અનાથાલય, કોઈ કારણસર વિધર્મી બનેલ પણ ફરી હિંદુ થવા ઇચ્છનાર માટે શુદ્ધિવિભાગ, હિંદુસમાજની સેવા માટે આર્યવીરદળ, વગેરેની વ્યવસ્થા કરી છે. આર્યસમાજની ઓફિસ, સ્કૂલ વગેરે કાંકરિયા રોડ પર આવેલાં છે.

## હિંદી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ

અધ્યાત્મજ્ઞાનના ઉચ્ચતમ સિદ્ધાન્તોનો અપૂર્વ વારસો ભારતવાસીઓને મળ્યો હોવા છતાં આજે હિન્દીઓનો મોટો સમૂહ દીન-હીન અને કંગાલ બની રહ્યો છે. પ્રેમ, ત્યાગ અને સેવાના સિદ્ધાંતો વ્યવહારમાં નહિ મૂકાવાથી આપણું અનેકવિધ પતન

થઇ રહ્યુ છે. આ પતનમાથી સાચો ઉત્કર્ષ સાધી જીવનને સુંદર, સમૃદ્ધ અને આનંદભરપૂર બનાવવા ઈ. સ. ૧૯૫૬મા હિંદી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિની સ્થાપના કરવામા આવી છે.

પ્રસ્તુત હેતુની સિદ્ધિ માટે આ સંસ્થા તરફથી પુસ્તક પ્રકાશનો, વ્યાખ્યાનો, ભજનો વગેરે દ્વારા પ્રેમ-ભક્તિ જ્ઞાનનો પ્રચાર કરવો, તથા જીવનના અન્ય ક્ષેત્રોમા ધર્મના વ્યવહારિક શિક્ષણનો પ્રચાર કરવો, વર્તમાનપત્રો કે સામયિકો દ્વારા ધર્મનો પ્રચાર કરવો વગેરે પ્રવૃત્તિઓ ચલાવવામા આવે છે. હમણા જ સંસ્થા તરફથી 'પ્રેમધર્મ' નામનું માસિક શરુ કરવામા આવ્યુ છે આમ આ સંસ્થા રાષ્ટ્રોત્થાનના ભગીરથ કાર્યમા પોતાનો યથાશક્તિ ફાળો આપવા આશા સેવે છે. સંસ્થાનુ કાર્યાલય સારંગપુર ખડાયતાની વાડીમા આવેલુ છે સંસ્થા તરફથી હમણા મધ્યમ વર્ગના વસનાટ માટે 'ધર્મનગર' નામનુ ઉપનગર સ્થાપવાની પ્રવૃત્તિ ચાલી રહી છે.

## સુન્ની મુસ્લિમ વક્ફ કમિટી

વક્ફ કમિટીની સ્થાપના અમદાવાદની ડિસ્ટ્રીક્ટ કોર્ટના દી સુ. ન. ૫૪/૧૯૧૦મા ઘડવામા આવેલી યોજના પ્રમાણે સને ૧૯૧૪મા થઇ હતી

વક્ફ કમિટી, અમદાવાદની લગભગ ૨૭ જેટલી મસ્જિદો તથા રોજાઓનો તથા સુલતાન એહમદ મુસ્લિમ યતીમખાના, સુ એ સુ ઝનાના યતીમખાના અને સુ એ. મુ બોર્ડીંગ હાઉસનો વહીવટ કરે છે આ ઉપરાત ઇદ જેવા ધાર્મિક તહેવારના દિવસે જેલમા હોય તેવા મુસ્લિમ કેદીઓને બંદગી માટે મૌલવી મોકલવાની, સગાસબંધી વિનાના નિરાધાર માણસની કફનદફન ક્રિયા કરવાની, બાદશાહના હજીરામાના લંગરખાના (સદાવ્રત) ની વ્યવસ્થા કરવાની, વાચન માટે ધાર્મિક પુસ્તકો આપવાની, વિદ્યાર્થીઓને છાત્રવૃત્તિઓ આપવાની વગેરે પ્રવૃત્તિઓ કરે છે એમ કહી શકાય કે અમદાવાદની મસ્જિદો તથા રોજાઓની લગભગ બેત્રણ લાખ રૂપિયાની આવક-જાવકનો વહીવટ વક્ફ કમિટી કરે છે કાલુપુર સ્ટેશન સામે આવેલુ મુસ્લિમ મુસાફરખાનુ પણ રૂ ૩૦૦૦૦ આપીને વક્ફ કમિટીએ બંધાવેલુ છે કમિટીની ઓફિસ મીરજાપુર ક્રોસ રોડ પર આવેલી છે

## મદ્રેસાએ તાલિમુલ કુરાન

આ સંસ્થામા અરબી, ઉર્દૂની તાલીમ (અભ્યાસ) મફત આપવામા આવે છે. આ સંસ્થાના હાલના પ્રમુખ શ્રી સૈયદ એતેશામઅલી મુરતુજામીયા છે અને ઓનરરી સેક્રેટરી તરીકે હાજી મોહમદભાઇ ઉસમાનભાઇ હકીમજી છે. છોકરા તથા છોકરીઓ મળીને લગભગ ૧૦૦ અભ્યાસીઓ અભ્યાસ કરે છે અને એની કચેરી દિલ્હી ચકલા આર.સી. હાઇસ્કૂલ પાસે આવેલી છે

## ગુજરાત કલબ

વિક્ટોરીઆ ગાર્ડન સામે ડિસ્ટ્રીક્ટ કોર્ટની બાજુમા આવેલી આ કલબ અમદાવાદની કદાચ જૂનામાં જૂની કલબ છે. ગુજરાત કલબની સ્થાપના ઇ સ. ૧૮૮૮મા શ્રી નાગરજી માસ્તર ( પાછળથી રાવબહાદુર નાગરજી ) અને એમના મિત્રમંડળ તરફથી વિનોદ અને વિશ્રાન્તિના એક સામાન્ય મેળાપસ્થાન રૂપે કરવામા આવી હતી. પાછળથી આ જ કલબ એક નાના બીજમાથી મોટા વૃક્ષમા પરિણમી છે ગુજરાત કલબનુ મૂળ સ્થાન પાનકોર નાકે સીદી સાહેબની હવેલીમા (જ્યા હાલ મ્યુ. શાળાનુ મકાન છે ત્યા) હતુ. કાચા લીપેલા કોર્ટ પર ટેનીસ અને સોગટાબાજીની રમત ત્યારે રમાતી. થોડી વાતોચીતો પણ ચાલતી કલબની હાલની જગા તો ઇ સ ૧૯૦૫ના અરસામા તે વખતના કલેક્ટર મી ડોડરેટ સાહેબની કૃપાથી મળી

કલબો સામાન્ય રીતે રાજકીય, વૈજ્ઞાનિક, સાહિત્યિક, કલાવિષયક કે રમતગમતને કારણે ઊભી કરવામા આવે છે કેટલીક કલબો પક્ષભેદવાળી, કેટલીક જાતિભેદવાળી, કેટલીક વર્ગભેદવાળી હોય છે ગુજરાત કલબની વિશેષતા એ છે કે એ કોઈ જ જાતના પક્ષ, જાતિ કે વર્ગભેદથી અલિપ્ત (cosmopolitan) કલબ છે એના તમામ સભ્યો સરખા હક્કો ભોગવે છે માત્ર અમદાવાદવાસીઓ જ એના સભ્યો છે એવુ પણ નથી મુબઇ ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમા પણ એના સભ્યો પથરાયેલા પડ્યા છે શરૂઆતમા ગુજરાત કલબની રોજની હાજરીમા વકીલોની સખ્યા વધારે રહેતી—એટલે એ 'વકીલોની કલબ'ને નામે ઓળખાતી આજે તો એના નવસોક જેટલા સભ્યોમા વકીલો, વેપા

રીઓ, અમલદારો, સાહિત્યકારો અને વિવિધ ધંધાદારીઓ છે. રમતગમતના શોખીનો માટે ત્યાં ટેનિસ, પીંગપોંગ, બ્રીજ, રમી વગેરે માટે ઉત્તમ સગવડ છે. રાજકીય ચર્ચાઓ ત્યાં થાય છે પણ રાજકારણના આટાપાટા ખેલવાનું એ પ્લેટફોર્મ નથી. પ્રસંગોપાત્ જાદુના ખેલ, શતાવધાન, મેસ્મેરીઝમ, વિશિષ્ટ સંગીત વગેરે જાણવાયોગ્ય અને આનંદદાયક પ્રસંગોનો તથા મેળાવડાઓનો લાભ મળે છે. સર લલ્લુભાઇ શાહ, શ્રી. હર્ષદરાય દીવેટીઆ, શ્રી. જી. એન. ઠાકોર, જેવા હાઇકોર્ટના ન્યાયાધીશો, સરદાર વલ્લભભાઇ પટેલ, માનનીય શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર જેવા અગ્રગણ્ય દેશનેતાઓ આ કલબના સભ્યો હોવાનું ગૌરવ ગુજરાત કલબને મળ્યું છે. સ્વ. ચીમનલાલ નરભેરામ ઠાકોર જેવી વ્યક્તિ માટે તો એમ કહેવાતું કે ચીમનભાઇ એટલે ગુજરાત કલબ અને ગુજરાત કલબ એટલે ચીમનભાઇ, એ તો ઠીક પણ જગતવંદ્ય પૂ. મહાત્મા ગાંધીજી પણ દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યા અને અમદાવાદમાં સાબરમતી આશ્રમ સ્થાપીને રહ્યા ત્યારે અમદાવાદના પીઠ તેમ જ યુવક વર્ગના બુદ્ધિ અને હૃદયના પ્રવાહ કઈ દિશામાં વહે છે તે જાણવા તેઓ ગુજરાત કલબમાં આવતા.

ગુજરાત કલબ આમ એક ઉત્તમ કલબ હોવા છતાં એની વિશિષ્ટતા એ છે કે એના સભ્યપદના અને બીજા લવાજમની દૃષ્ટિએ એ સસ્તામાં સસ્તી કલબ છે. શ્રી. કસ્તુરભાઈ શેઠ એના હાલના પ્રમુખ છે. અને શ્રી. એચ. બી. શુકલ એના મંત્રી છે.

## ક્રિકેટ કલબ ઓફ અમદાવાદ લિ.

સ્થાપના–૧૯૪૫ પો. ઓ. નં. ૧૨૯

આ કલબના અત્યારે લગભગ ૧૬૫૦ લાઇફ મેમ્બરો છે. કલબે ૬,૪૦,૦૦૦ રૂપિયા આપી સરકાર પાસેથી ૮૦ હજાર વાર જમીન ખરીદી છે જ્યાં લગભગ પંદરથી વીસ લાખના ખર્ચે કલબ હાઉસ, સ્ટેડીઅમ, સ્વીમીંગપુલ, બેડમીન્ટન, કલોઝ કોર્ટ, ટેનીસ કોર્ટસ તથા દેશી રમતો વગેરે થશે. બાંધકામના સામાનની છૂટ થયે આ કામકાજ શરુ થનાર છે. આખા ગુજરાતભરનું રમતગમતનું કેન્દ્રસ્થાન આ કલબ પૂરું પાડશે. પ્રમુખ સર ચિનુભાઇ માધવલાલ ( બીજા બેરોનેટ ) છે અને માનાર્દ મંત્રી શ્રી. ઇશ્વરલાલ ર. ભગત છે. કલબની દાખલ ફી રૂા. ૫૦૦ હતી તે હવે રૂા. ૭૫૦ કરવામાં આવી છે.

## પાંચકૂવા કાપડ મહાજન

પાંચકૂવા મહાજનની સ્થાપના સં. ૧૯૫૩માં થઇ હતી. તે વખતે પ્રમુખ સ્વ. શ્રી. નેમચંદ દેવચંદ (શેઠ વીરચંદ દીપચંદની પેઢીવાળા) હતા. તેમની પૂર્ણ અવસ્થા થવાથી સં. ૧૯૭૪માં તેમણે રાજીનામું આપ્યા બાદ પ્રમુખ તરીકે શેઠ પુંજાભાઇ દીપચંદની નિમણૂક કરવામાં આવી જેઓ ૩૦ વર્ષથી કાયમના પ્રમુખ તરીકે છે. આ સંસ્થામાં હાલ ૧૧૦૦ મતાદારો છે. મસ્કતી મારકીટ પછીનું સહુથી મોટું કાપડ બજાર આ છે.

વિલાયતી, રેશમી, રંગાટી, ગામઠી, હાથવણાટ તથા કકડાના એમ જુદા જુદા વેપારીઓની દુકાનો આ બજારમાં છે.

(૧) ઢોરોને પાણી પીવા માટે પાંચકૂવા દરવાજા પાસે એક કુવારો મહાજન તરફથી તૈયાર કરી મ્યુ. ને સોંપવામાં આવ્યો છે. (૨) સં. ૧૯૮૩ના રેલસંકટ વખતે રૂા. ૨૫૦૦૦ ખર્ચી ગરીબોને સસ્તા ભાવે અનાજ મળે તે માટે દુકાનો ખોલી ગોઠવણ કરી હતી. (૩) આ સંસ્થાને ૫૦ વર્ષ પૂરાં થયાં તેની યાદગીરીમાં અત્રેની વિકટોરિયા જ્યુબિલી હોસ્પીટલને રૂપિયા એક લાખ હોસ્પીટલના ઉપયોગ સારૂ સંસ્થાએ હમણાં જ આપેલ છે.

## શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી

સને ૧૮૮૦માં રા. બા. પ્રેમાભાઇ હેમાભાઇએ હિન્દુસ્તાનના શ્રી સકળસંઘને એકત્રિત કરી આ સંસ્થાનું બંધારણ ઘડયું. તે વખતે અમદાવાદના અગ્રગણ્ય માણસોના હાથ નીચે આ સંસ્થાનું કામ શરુ થયું અને બહારગામના શ્રીસંઘની એક સલાહકાર કમિટી સ્થાપી.

જુદા જુદા પ્રદેશોમાં આ સંસ્થાની કુલ ૧૦ શાખા પેઢીઓ છે અને હેડઓફિસ અમદાવાદમાં છે.

આ સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિઓમાં જૈનતીર્થોનો વહીવટ, જીર્ણ દેરાસરો સમરાવવાં, જૈનધર્મને લગતું કોઈપણ કાર્ય અથવા પ્રશ્ન વગેરે છે. તદુપરાંત સીદાતા જૈનોને મદદ આપવાનું કામ પણ આ સંસ્થા કરે છે. હિંદુસ્તાનમાં જૈનોની આ એક અજોડ સંસ્થા છે. હાલ આ સંસ્થાના પ્રમુખ તરીકે શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ છે અને સંસ્થાનો વહીવટ અત્રેની

આઠ જણની સ્થાનિક કમિટી દ્વારા ચાલે છે. મુખ્ય ઓફિસના મેનેજર તરીકે શ્રી. નાગરદાસ કસ્તુરચંદ શાહ છે. સંસ્થાનું કાર્યાલય ઝવેરીવાડમાં છે.

## શ્રી શાંતિચંદ્ર સેવા સમાજ

આ સંસ્થાની સ્થાપના સં. ૧૯૮૫માં શાંતિનાથની પોળના કેટલાક ઉત્સાહી યુવકોએ જનતાની સેવા તેમ જ પોળના યુવકોનું સંગઠન કરવાની ઇચ્છાએ કરેલી. આજે સંસ્થામાં અમદાવાદની અનેક પોળોના તેમ જ અન્ય ગામોના લગભગ ૫૫૦ મેમ્બરો થએલા છે. વીસ વર્ષ થયાં આ સંસ્થા નીચેના પ્રકારની અનેક પ્રવૃત્તિઓ દ્વારા જનતાની સેવા કરી રહી છે.

સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિઓઃ—

(૧) જૈન સમાજમાં ઊજવાતા ધાર્મિક સમારંભોમાં વ્યવસ્થા રાખવી.

(૨) આર્થિક મુશ્કેલી ભોગવતા જૈન તેમ જ જૈનેતર કુટુંબોને નાણાંકીય મદદ પહોંચાડવી.

(૩) માંદાની માવજતમાં ઉપયોગી સાધનો, દવાઓ અને તબીબી રાહત મફત આપવી વગેરે છે.

કાલુપુર વોર્ડમાં એક મફત પુસ્તકાલય તથા વાચનાલય ચલાવાય છે. વળી મૂંગાં પ્રાણીઓની કતલમાંથી રક્ષા કરી ઢોડાં ઢોર પાંજરાપોળની સંસ્થામાં મૂકવામાં આવ્યાં છે. આ સિવાય બીજી અનેક પ્રવૃત્તિઓ ચાલે છે. સંસ્થાના સંચાલન માટે દરેક ખાતાં સંભાળનાર કમિટીઓ અલગ અલગ નીમેલી છે. સંસ્થાના પ્રમુખ શા. જમનાદાસ સુરજમલ વીમાવાળા છે અને મંત્રીઓ શા. શાંતિલાલ જગાભાઇ અને શ્રી. નરોત્તમદાસ બાલાભાઇ નાણાવટી છે.

## અમદાવાદ શહેરની કન્ઝયુમર્સ કોઓપરેટીવ સોસાયટીઓ

૧ સારંગપુર ક. કોઓ. સોસાયટી લિ. સારંગપુર દોલતખાના

૨ સદેશ ક. કોઓ. સોસાયટી લિ. ઘાશીરામની પોળ બહાર

૩ ખડાયતા ક. કોઓ. સોસાયટી લિ. ખડાયતાની વાડી

૪ પાટીદાર ક. કોઓ. સોસાયટી લિ.
ભાઇશંકરની હવેલી
૫ ગોપાલકૃષ્ણ ક. કોઓ. સ્ટોર્સ લિ.
જળોવાળીના નાકે
૬ ધી રાજપુર ક. કોઓ. સોસાયટી લિ.
પખાલીની પોળ
૭ મરાઠા ક. કોઓ. સોસાયટી લિ.
રાયપુર દરવાજા બહાર
૮ નવયુગ ક. કોઓ. સોસાયટી લિ.
રાયપુર આકાશેઠ કુવાની પોળ પાસે
૯ અમદાવાદ ક. કોઓ. સોસાયટી લિ.
રાયપુર ચકલા
૧૦ અમદાવાદ જિલ્લા કોઓ. પરચેઝ એન્ડ સેલ યુનીઅન લિ. ઢાળની પોળ
૧૧ સાંકડીશેરી ક. કોઓ. સોસાયટી લિ.
લાખાપટેલની પોળ
૧૨ ધી ગ્રેઇન મરચંટસ એસોસીએશન
રાયપુર મહાલક્ષ્મીની પોળ
૧૩ કપોળ ક. કોઓ. સોસાયટી લિ.
ખાડિયા ગોલવાડ
૧૪ ફતાસા પોળ ક. કોઓ. સોસાયટી લિ.
ફતાસા પોળ
૧૫ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનીઅન લિ. ઘેબીની પોળ
૧૬ તાહેરી ક. કોઓ. સોસાયટી લિ.
ઝકરીઆ મસ્જિદ
૧૭ ધી રાજામહેતાની પોળ ક. કોઓ. સો. લિ.
રાજામહેતાની પોળ
૧૮ પાંચકુવા નવા મહોલ્લા ક. કોઓ. સો. લિ.
પાંચકુવા નવા મહોલ્લા
૧૯ શ્રી ડોશીવાડા ક. કોઓ. સો. લિ.
દોશીવાડાની પોળ
૨૦ હાજાપટેલની પોળ ક. કોઓ. સો. લિ.
હાજાપટેલની પોળ
૨૧ વીસા પોરવાડ જૈન શ્વે. ક. કોઓ. સો. લિ.
ટંકશાળ
૨૨ પાંચપટી હુસેની ક. કોઓ. સો. લિ. પાંચપટી
૨૩ ધી યુનિટી ક. કોઓ. સો. લિ. ટીંબાપોળ
૨૪ ધી અત્રિશી જૈન ક. કોઓ. સો.
સ્વામિનારાયણના મંદિર પાસે નરનારાયણ બિલ્ડીંગ
૨૫ કાળુપુર ક. કોઓ. સો. લિ. રિલીફરોડ
૨૬ શ્રી ઝવેરીવાડ ક. કોઓ. સો. લિ. ઝવેરીવાડ
૨૭ રતનપોળ ,, ,, ,, રતનપોળ હાથીખાના
૨૮ રાજાધિરાજ ક. કોઓ. સો. લિ.
સ્વામિનારાયણની ચાલ
૨૯ શ્રી દેવશાપાડા અને પાંજરાપોળ
ક. કોઓ. સ્ટોર્સ પાંજરાપોળ પાસે
૩૦ પટવાશેરી ક. કોઓ. સોસાયટી લિ. પટવાશેરી
૩૧ સુન્નત જમાત કવામી બ્રાન્હાવીલ રેશનીંગ શોપ કમિટી સોદાગરની પોળ
૩૨ હજરત પીર મોહમદ શાહ દરગાહ
અનાજ કમિટી પાનકોરનાકા
૩૩ અમૃત ગૃહસાધન સહકારી મંડળ તરગાળાવાડ
૩૪ કટકીઆવાડ ક. ,, ,, કટકીઆવાડ
૩૫ ગોપનાથ દાદા ક. કોઓ. સોસાયટી લિ.
ભોઇવાડાની પોળ
૩૬ મોરલ ઇન્ડિયન ક. કોઓ. સોસાયટી લિ.
જાડનરોડ
૩૭ દરિયાપુર ક. કોઓ. સોસાયટી લિ. વાડીગામ
૩૮ મશહદી ક. કોઓ. સોસાયટી લિ. પોપટીઆવાડ
૩૯ પાટીદાર ક. કોઓ. સ્ટોર્સ દરિયાપુર ચકલા
૪૦ અત્રિશી જૈન ક. કોઓ. સોસાયટી લિ. લુણસાવાડા
૪૧ ફૈઝુલ્લામ ક. કોઓ. સોસાયટી લિ. જાર્ડનરોડ
૪૨ કડવાપોળ ગ્રુપ ક. કોઓ. સ્ટોર્સ કડવાપોળ
૪૩ અમદાવાદ જિલ્લા કોઓ પરચેઝ એન્ડ સેલ યુનિયન દરિયાપુર
૪૪ મુન્શી રહીમી ક. કોઓ. સોસાયટી લિ.
અબ્દુલરઝાકના રોજાપાસે
૪૫ મલેક અહમદ ક. કોઓ. સોસાયટી લિ.
ટોપીવાળાની પોળ
૪૬ ભંડેરી પોળ ક. કોઓ. સોસાયટી લિ.
ભંડેરીપોળ
૪૭ અફગાન ક. કોઓ. સોસાયટી લિ.
રાજમહેલ હોટલ પાસે
૪૮ ભંડેરીપોળ ક. કોઓ. સોસાયટી લિ. દરિયાપુર
૪૯ ભંડેરીપોળ ક. કોઓ. સોસાયટી લિ.
કાળુપુર ચકલા
૫૦ કડવા ક. કોઓ. સોસાયટી લિ. નવા વાઘજીપુરા
૫૧ ધી ગ્રેઇન મરચંટ એસોસીએશન
દરિયાપુર ચકલા
૫૨ દરિયાપુર હરિજન કામદાર સોસાયટી લિ.
કુટી મસ્જિદ
૫૩ ધી દરિયાપુર ક. કોઓ. સોસાયટી લિ.
(શાખા) હજીના ચોરા

૫૪ ધી કડવા પોળ ગ્રુપ ક. કોઓ. સ્ટોર્સ (શાખા દુકાન) દરિયાપુર જગાભગતની પોળ
૫૫ દરિયાપુર ક કોઓ. સ્ટોર્સ (શાખા દુકાન) દરિયાપુર વાડીગામ
૫૬ ઓનરરી બેકર્સ એસોસીએશન સકરખાનની મસ્જિદ પાસે
૫૭ ધી અમદાવાદ મહારાષ્ટ્રીઅન ક કોઓ. ક્રેડીટ સોસાયટી લિ. ભદ્ર, ખેપકરવાડ
૫૮ રાયખડ સર્વપક્ષીય ક. કોઓ. સોસાયટી લિ. પ્રાર્થના સમાજ
૫૯ અમદાવાદ ક્રિશ્ચિયન ક. કોઓ સોસાયટી લિ. રાયખડ ગોરજીની ચાન સામે
૬૦ સૈરી ક. કોઓ. સોસાયટી લિ. વહોરવાડ
૬૧ રાયખડ ક.કોઓ. સોસાયટી લિ. ટ કરશાનીપોળ
૬૨ મોહમદી ક. કોઓ. સોસાયટી લિ. મોટી સોદાગરની પોળ
૬૩ મોહમદી ક કોઓ. સોસાયટી લિ. (શાખા દુકાન) મેદાનીવાડ
૬૪ સાદીક ક કોઓ. સોસાયટી લિ બારેજા મોટર સ્ટેન્ડ
૬૫ ઢાલગરવાડ ક કોઓ. સોસાયટી લિ. ઢાનગરવાડ
૬૬ કાછીઆ પટેલોની ક. કોઓ. સોસાયટી લિ. કાછીઆશેરી બાવજીની પોળ
૬૭ છીપા ક કોઓ. સ્ટોર્સ લિ નારિયાવાડ શાખા-(૧) તાજપુર (૨) પાચપીપળી (૩) મોટા બબા (૪) કડવાશેરી
૬૮ ખાંડની શેરી ક. કોઓ સોસાયટી લિ જમાલપુર ખાડની શેરી
૬૯ તાજપુર ક કોઓ સોસાયટી લિ તાડની શેરી
૭૦ ધી બ્રહ્મક્ષત્રિય ક કોઓ સોસાયટી લિ આસ્તોડિયા માતાની પોળ
૭૧ મકેબૂમ ક કોઓ. સોસાયટી લિ ગોળનીમડા
૭૨ મકેબૂમ ક કોઓ સોસાયટી લિ તાતગરવાડ
૭૩ અમદાવાદ જિલ્ના ક કોઓ. પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. ખમાસા ચકલા
૭૪ અમદાવાદ જિલ્લા ક. કોઓ પરચેઝ એન્ડ સેન યુનિયન લિ ગાયકવાડની હવેનીમા
૭૫ નવાવાસ ક કોઓ. સોસાયટી લિ. નવાવાસ
૭૬ માંડવીપોળ ગૃહસાધન સહકારી મંડળ સુરદાસ શેઠની પોળ
૭૭ શ્રીનગર વણિક સહકારી સ્ટોર્સ લિ. માડવીનીપોળ હરકીશનદાસ શેઠની પોળના નાકે
૭૮ ધી ગ્રેઇન મરચન્ટ એસોસીએશન ઘાંચીની પોળ પાસે
૭૯ ધી ડબ્લ્યુ ડી. એમ્પ્લોયીઝ ક. કોઓ. ક્રેડીટ સોસાયટી ભદ્ર એક્ઝીક્યુટીવ ઇજનેરની ઑફિસ
૮૦ ધી અમદાવાદ ક. કોઓ. સ્ટોર્સ લિ. અમદાવાદ મ્યુનિસિપાલિટી સામે
૮૧ માંડવીનીપોળ ગૃહસાધન સહકારી મંડળ [શાખા] સુરદાસ શેઠની પોળ
૮૨ કાછીઆ પટેલ ક. કોઓ. સોસાયટી લિ. મોટીપોળ સામે
૮૩ મકેબૂમ ક કોઓ. સોસાયટી લિ. કાકરિયારોડ ઇરમાઇબિયા સોસાયટી
૮૩ સાઉથ ઇન્ડિયન ક. કોઓ સોસાયટી લિ મણિનગર સ્ટેશન સામે
૮૪ સાઉથ ઇન્ડિયન ક. કોઓ. સોસાયટી લિ. મ્યુનિસિપલ ચાલ પાસે
૮૫ અમદાવાદ ક. કોઓ. સોસાયટી લિ. મણિનગર જૂની માર્કેટ સોસાયટી વોર્ડ
૮૬ ખાંડની શેરી ક કોઓ. સ્ટોર્સ ગયપુર દરવાજા બહાર રાજપુર, હીરપુર
૮૭ ધી ગ્રેઇન મરચટ એસોસીએશન જે. પી. સ્ટેશન સામે જમાનપુર દરવાજા બહાર
૮૮ સાઉથ ઇન્ડિયન ક કોઓ. સોસાયટી લિ. જમાલપુર દરવાજા બહાર,જગન્નાથના મંદિર પાસે
૮૯ ધી વિલેજ ક. કોઓ. સ્ટોર્સ લિ. ખોખરા મહેમદાવાદ
૯૦ અમરાઇ સાર્વજનિક ક કોઓ. સ્ટોર્સ લિ. ખોખરા મહેમદાવાદ પાસે
૯૧ ખોખરા મહેમદાવાદ ક. કોઓ સ્ટોર્સ લિ. ખોખરા મહેમદાવાદ અનીભાઈની ચાલી
૯૨ સાઉથ ઇન્ડિયા ક કોઓ સ્ટોર્સ લિ. ખોખરા મહેમદાવાદ હક્કરની ચાલ
૯૩ ઘીકાંટા ક કોઓ. સોસાયટી લિ. નવતાડ પોલીસ ચોકી પાસે શાહપુર
૯૪ કલ્યાણી ક. કોઓ સોસાયટી લી ખાનપુર ચકલા
૯૫ ખ્વાજા સાહીદ ક કોઓ સોસાયટી લી. ચીનાઇગ ના ખાચો વડપાસે
૯૬ શાહપુર મિત્રમંડળ ક કોઓ સોસાયટી લી. ભવાનપુરા
૯૭ ગોસ્વામી ક. કોઓ સોસાયટી લિ ગોસ્વામી બિલ્ડીંગ દૂધવાળી પોળ સામે

૯૮ શાહપુર હલીમની ખડકી ક. કોઓ. સોસાયટી લિ. હલીમની ખડકી
૯૯ કુરેશ ક કોઓ. સોસાયટી લિ. મીરઝાપુર રોડ ગોલવાડ
૧૦૦ શાહપુર નાગોરીવાડ ક. કોઓ. સોસાયટી લિ. નાગોરીવાડ શાહપુર
૧૦૧ શાહપુર મુસ્લિમ ક. કોઓ. સોસાયટી લિ. શાહપુર દાણાપીઠ
૧૦૨ રંગીલાપોળ ગૃહસાધન સહકારી મંડળ રંગીલાપોળ
૧૦૩ ધી શાહપુર ગૃહસાધન સહકારી મંડળ શાહપુર ચકલા અને દરવાજા
૧૦૪ મુન્શી ક. કોઓ. સોસાયટી લિ. મંગળ પારેખનો ખાંચો મુન્શીનું જૂનું ગેરેજ
૧૦૫ શ્રી હિત ગૃહસાધન સહકાર મંડળ ગલા ગાંધીની પોળ
૧૦૬ ધી કોસ્મોપોલીટન ક. કોઓ. સ્ટોર્સ લિ લાલદરવાજા ટેકનીકલ રીક્રુટીંગ ઓફિસ પાસે
૧૦૭ શાહપુર વાઘરી સહકારી સોસાયટી વાઘરીવાડ
૧૦૮ કુઝા કરીશ ક. કોઓ. સોસાયટી લિ. (શાખા) સલાપોસ રોડ
૧૦૯ જૈન ખત્રિશી ક. કોઓ. સ્ટોર્સ લિ. વસ્તા ઘેલજીની પોળ
૧૧૦ કુઝા કરોશ ક. કોઓ. સોસાયટી લિ. અન્ચીક્રની મસ્જિદ સામે ખાસ બજાર
૧૧૧ અમદાવાદ મિલ ઓનર્સ એસોસીએશન લાલદરવાજા મિલ ઓનર્સ એસોસીએશનની ઓફિસમાં
૧૧૨ ધી ગ્રેઇન મરચંટ એસોસીએશન કુવાવાળીપોળ
૧૧૩ શાહપુર કામદાર સોસાયટી શાહપુર સરકીવાડ
૧૧૪ મજૂર મહાજન સંઘ લાલદરવાજા
૧૧૫ ધી પાટીદાર ક. કોઓ. સ્ટોર્સ કોચરબ
૧૧૬ નવયુગ ક. કોઓ. સ્ટોર્સ લિ. પરિમલ સોસાયટી
૧૧૭ વાડજ એરિયા ક. કોઓ. સોસાયટી લિ. મોદી તુળસી જેઠા બિલ્ડીંગ
૧૧૮ એલિસબ્રીજ એરિયા ક. કોઓ. સોસયાટી લિ સરખેજ રોડ કાપડીઆ બિલ્ડીંગ
૧૧૯ અમદાવાદ જિલ્લા કોઓ. પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. એલિસબ્રીજ નવરંગપુરા
૧૨૦ ધી અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. નૂતન સોસાયટી
૧૨૧ ધી અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. નવરંગપુરા પોલીસ લાઇન્સ
૧૨૨ વાડજ એરિયા ક. કોઓ. સ્ટોર્સ લિ. એલિસબ્રીજ નવાવાડજ
૧૨૩ હિંદુમુસ્લિમ ગૃહસાધન સહકારી મંડળ દૂધેશ્વર રોડ ન્યુપીટર મિલની ચાલી
૧૨૪ ઈદગા ક. કોઓ. સ્ટોર્સ ઈદગાચોકી પાસે
૧૨૫ માધુપુરા ક. કોઓ. સોસાયટી લિ. જૂનામાધુપુરા
૧૨૬ કેન્ટોનમેંટ રીટેઇલ ગ્રેઇન મરચંટ એસોસીએશન બસ ટરમીનસ પાસે કેમ્પ
૧૨૭ રામનગર રાહત સમિતિ રામનગર સાબરમતી
૧૨૮ અમદાવાદ જિલ્લા ક. કોઓ. પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. (શાખા) એકસાઈઝ હેડકવાર્ટર્સ
૧૨૯ શાહીબાગ ક. કોઓ. સોસાયટી લિ. શાહીબાગ હીરાબાગ
૧૩૦ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. પોલીસ હેડકવાર્ટર્સ શાહીબાગ
૧૩૧ હિંદુમુસ્લિમ ગૃહસાધન સહકારી મંડળ (શાખા) દૂધેશ્વર રોડ ગાંડાની હોસ્પીટલ સામે
૧૩૨ પાટીદાર ક. કોઓ. સોસાયટી લિ. ગાંધીચાલ રણછોડજીના મંદીર સામે સરસપુર
૧૩૩ કાયમી „ ન્યુ ગોમતીપુર રોડ માણેકનદી ભોગીલાલની ચાલી
૧૩૪ સરસપુર ક. કોઓ. સોસાયટી લિ. સરસપુર બજાર
૧૩૫ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. કાગડાપીઠ, શહેરકોટડા
૧૩૬ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. સરસપુર સે. નં. ૭૪૩/૨
૧૩૭ કપોળ ક. કોઓ. સોસાયટી લિ. (શાખા) સરસપુર બજાર
૧૩૮ ગોમતીપુર ક. કોઓ. સોસાયટી લિ. ગોમતીપુર મ્યુનિ. સ્કૂલ પાસે
૧૩૯ ગોમતીપુર ક. કોઓ. સોસાયટી લિ. તાણીઆની વાડી
૧૪૦ રખીઆલ ક. કોઓ. સોસાયટી લિ. રખીઆલ ગામમાં
૧૪૧ સાઉથઇન્ડિયન ક. કોઓ. સોસાયટી લિ. (શાખા) બાલાભાઈની ચાલી

૧૪૨ યુનિટી ક. કોઓ. સોસાયટી લિ. (શાખા) હાથીખાઈ પાસે
૧૪૩ રખીઆલ ક. કોઓ. સોસાયટી લિ. રખિયાલરોડ ગફારભાઈની ચાલી
૧૪૪ રાજપુર ક. કોઓ. સ્ટોર્સ લિ. રાજપુરરોડ
૧૪૫ રાજપુર ક. કોઓ. સ્ટોર્સ લિ. મણિયારવાડા
૧૪૬ અમદાવાદ ક. કોઓ. સોસાયટી લિ. રાજપુર ધાબરઅલીની ચાલી
૧૪૭ ક્રિશ્ચિયન ક. કોઓ. સ્ટોર્સ લિ. રાજપુર (ગોમતીપુર)
૧૪૮ ધી ન્યુ મઝદૂર ક.કોઓ. સોસાયટી લિ. ગોમતીપુર મોહનલાલની ચાલી, નરસિંહજીના મંદિરમાં
૧૪૯ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. ગોમતીપુર
૧૫૦ કોમી ક. કોઓ. સોસાયટી લિ. રખિયાલ રોડ
૧૫૧ કોમી ક. કોઓ. સોસાયટી લિ. આંબાવાડી (શાખા) નરોતમ મહારાજની ચાલ
૧૫૨ અમદાવાદ જિલ્લા ક. કોઓ. પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. (શાખા) ડોકટરની ચાલ
૧૫૩ અમદાવાદ જિલ્લા પરચેઝ એન્ડ સેલ યુનિયન લિ. શહેર કોટડા
૧૫૪. અસારવા ક. કોઓ. સ્ટોર્સ લિ. અસારવા ચકલા
૧૫૫ ધી જહાંગીરપુરા વોર્ડ સ્ટોર્સ લિ. જહાંગીરપુરા
૧૫૬ અસારવા ભોગીલાલની ચાલી સ્ટોર્સ લિ. ભોગીલાલની ચાલી
૧૫૭ મોરલ ઇન્ડિયા „ „ (શાખા) દરજીની ચાલી
૧૫૮ સઇજપુર બોઘા „ „ ઇનામદાર કુબેરદાસના મકાનમાં
૧૫૯ પ્રિતમપુર હરિજન સોસાયટી અસારવા, પ્રિતમપુર
૧૬૦ અમદાવાદ શીડયુલ્ડ કાસ્ટ ક. કોઓ. સોસાયટી લિ. અસારવા–નરોડારોડ, વૃજવલ્લભ પુરા
૧૬૧ મરાઠા ક. કોઓ. સ્ટોર્સ લિ. નરોડા રોડ (શાખા) વિજયમિલ પાસે શાન્તિનિવાસ બિલ્ડીંગ
૧૬૨ મરાઠા ક. કોઓ. સ્ટોર્સ લિ. (શાખા) નરોડા રોડ, લક્ષ્મીપુરાની ચાલી
૧૬૩ અસારવા ક. કોઓ. સ્ટોર્સ લિ. (શાખા) અસારવા ગોપટલાલ આત્મારામની ચાલી

## રંગ, હાર્ડવેર અને સેનિટરી સામાનના વેપારીઓ

**એલાઇડ એન્જીનિયરીંગ કું.** **રીલીફરોડ**
મિલસ્ટોર્સ એન્ડ મેટલ કોર્પોરેશન કપાસીઆ બજાર
સી. એ. ગલીયાકોટવાળા „
વ્હોરા એન્ડ કું. આસ્તોડિયા દરવાજા
**હસનઅલી ફજલઅલી** **લોખંડબજાર**
હરિલાલ આત્મારામ „
તૈયબઅલી રહીમભાઇ પાનકોરનાકા
એહમદઅલી ઇસુફઅલી પાનદાનિયાનો ખાંચો
રાજીમહમદ કમાલભાઇ „
શમસુદીન અબ્દુલઅલી „
તૈયબઅલી એ. રંગવાળા „
ગાર્લીક એન્ડ કું. મસ્કતી માર્કીટ

## પૂરવણી યાદી

આર. એસ. ઇન્ડસ્ટ્રીઝ લી. (પેટન્ટ દવાઓ બનાવનાર) લાલ દરવાજા

ટી. માણેકલાલ એન્ડ કું. (મિલજીન સ્ટોરના વેપારી) રીલીફરોડ

પરસોત્તમદાસ જે. ડાયરની કું. (એન્ગ્રેવર) રેવડીબજાર લ. ક. ધર્મશાળા પાસે

એમ. પરીખ એન્ડ કું. (ઇમારતી સામાનના વેપારી, બિલ્ડીંગ મટીરીઅલ્સ સપ્લાયર્સ) રેલવેફાટક પાસે, લાલશંકરનાં કંપાઉન્ડમાં એલિસબ્રીજ ટે. નં. ૭૨૫૨

લલ્લુભાઈ હરિભાઇ પંચાલ (કારખાનાવાળા) ધીકાંટા ભુતની આંબલી

ભાઇલાલ ઇશ્વરલાલની કું. (ટલી–પીપરમીન્ટ) જૂના માધવપુરા

શંકરલાલ બહેચરદાસ પટેલ (ફિરોઝાપ બીડીવાળા) ગોમતીપુર

સ્ટાન્ડર્ડ વોચ કું. (ઘડીઆળી) ચારરસ્તા વેરાઈપાડા

લછવાણી એન્ડ કું. (કાચસામાનના વેપારી) જુમ્મા મસ્જિદ સામે

જ્યોતિ ઓપ્ટિકલ કું. (ચશ્માના વેપારી) ગાંધીરોડ, પોસ્ટઓફિસ પાસે

ચિનુભાઈ મોતીલાલ ખરીદિયા (જમીનના દલાલ) ભુલાભાઈ કોલોની કમળભુવન એલિસબ્રીજ

સૂરતી ઇલેકટ્રિક એન્ડ રેડીઓ હાઉસ (વીજળી સામાન અને રેડિયોના વેપારી) ગાંધીરોડ, ૩૦૮૭ જવાહર હોટલ સામે

ડા. (મિસ) શાન્તાબ્હેન આર. ત્રિવેદી એલ સી. પી. એસ. (મુંબઇ) રતનપોળ ગોલવાડના નાકે

નાનાલાલ કે. ઠાકર (કમિશન એજન્ટ) ચારરસ્તા

રાજકમલ નોવેલ્ટી હાઉસ (બંગડીના વેપારી) ટીકવા ચોકી સામે

બેથેલ ઓટોમોબાઇલ વર્કસ એન્ડ મોટર સાયકલ રીપેરર્સ (પ્રો. ફીલીપ એન્ડ માસ્ટર) રિલીફરોડ જકરીઆ મસ્જિદ

અનિલ સેલ સરવીસ (દવાના વેપારી) ૪૫, ગાંધીરોડ

ધી લક્ષ્મીઇલેકટ્રિક કું. (વીજળી સામાન આયાત કરનાર અને જથાબંધ વેચનાર) રિલીફરોડ તારાભુવન નિશાપોળ સામે

સરવીસમેન એન્ડ કું. (ઇલેકટ્રીકલ, મીકેનિકલ એન્ડ ટેક્ષટાઇલ એન્જીનિયર્સ) . રિલીફરોડ

ચિત્રા ઇલેકટ્રીક કું. (વીજળી સામાન અને રેડિયો વેચનાર) રતનપોળ નગીનાપોળ સામે

મયુર ઇલેકટ્રિક કોર્પોરેશન (વીજળી સામાન જથાબંધ અને છૂટક વેચનાર) રિલીફરોડ કુમારભુવન નિશાપોળ સામે

ચોકસી ટ્રેડીંગ.કું. (વીજળી સામાનના જથાબંધ વેપારી) રિલીફરોડ ૫૪૪, પાદશાહની પોળ

પટેલ બ્રધર્સ સીન્ડીકેટ, (મિલ સ્ટોરના વેપારી) પાંચકૂવા

દીપકલાલ એન્ડ કું. (બીડીના વેપારી) કાળુપુર દરવાજા બ્હાર

જેઠાલાલ આદરભાઈ એન્ડ સન્સ (વીમા એજન્ટ) સારંગપુર

શંભુપ્રસાદ મગનલાલ પટેલ (વીમા એજન્ટ) દરિયાપુર ૧૬૩૦, કડવાપોળ

ત્રંબકલાલ ત્રીકમલાલ નાગોરી (વીમા એજન્ટ) રતનપોળ હાથીખાના ૧૪૦ નાગોરીપોળ

અભયકુમાર સારાભાઇ ઝવેરી (વીમા એજન્ટ) ફતાસાપોળ, હીરાભાઈની પોળ

ચીમનલાલ કેશવલાલ પંચાલ (બોબીનની રીંગો બનાવનાર) મદનગોપાળની હવેલી

